# આગાખાની ખુદાઈના ઝળકાટ

યાને

## (શમ્શી) ઇસમાઇલીયા ફીરકાનો ભેદ.

પેશાવરવાળા આર્ય સમાજી પંડિત રાધાકૃષ્ણના "આગા-ખાની ખુદાઈ ઔર ઉસ્કે કરીશ્મે" એ નામના ઉરદુ પુસ્તકનું ખંડન.

લખનાર:-E. J. વરતેજી.

તે આફતાબે હકીકત, દુઆના દુશ્મનને ઝટકો, હાજર ઇમામની હીદાયત, નુરે હકીકત વીગેરેના કર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**મુખતાર નાનજી.**

૬૦ ખડક, ખોજા જમાતખાના પાસે, **મુંબઇ.**

આવૃતિ પહેલી ૧૯૧૫ પ્રત ૧૦૦૦.

ઇ૦ સા૦ ઉ૦ મંડળનું પુસ્તક ૧૫ મું.

આ પુસ્તક મુંબઇ નં. ૨ અનંતવાડી મધ્યે શ્રીકૃષ્ણ પ્રીં૦ પ્રેસમાં **રતીલાલ હરજીવન પટેલે** છાપ્યું છે, અને મુંબઇ નં. ૯ માં **ખોજા મુખતાર નાનજી** એ ખડક, ખોજા જમાતખાના પાસેથી પ્રસિદ્ધ કર્યું છે.

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

**ધી ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ.**

નીશાનપાડા રોડ, **મુંબઇ**, નં. ૯.



## H. H. THE AGA KHAN. G. C. I. E. G. C. S. I., L. L. D., ETC.

In bridging the difficult gulfs that lie between Eastern and Western armies, we have received an extraordinary and unexpected reinforcement in the person of His Highness the Aga Khan. This distinguished Indian statesman and patriot was holidaying in England at the outbreak of the war, and volunteered for the Front, adding, with noble humility, that he was prepared to serve as a private in any Indian regiment. But he has had an influence greater in value than a whole army corps. He is not an Indian territorial chief; he is not even an Indian, but a Persian, a member of the Persian Royal Family. He is, moreover, the spiritual head of the Khoja community Shia Mohammedans who number millions throughout the regions of Islam. His Highness issued proclamations, at the outbreak of the war, to the entire Moslem world, calling upon them, instirring language, to remain loyal to Great Britain and to the Entente Powers, and ruthlessly exposing the perfidy of Germany and Turkey. His words have travelled throughout Islam, and they are words of weight and authority, completely countering the evil scheme of the Kaiser to raise a Jehad against Christendom. And now this leader of millions of men is humbly serving at the Front as an interpreter, where his influence with the Indian troops is incomparable. The Aga Khan, in thus rendering service, must recall a conversation he had with the Maharaja Scindhia at the Coronation Durbar. The Aga, noting the appearance of tne Maharaja's orderly, asked: " Is he one of your Imperial service troops ? " "All my troops are for Imperial Service, And I am an Imperial soldier," was the proud reply. And the Aga Khan is an Imperial soldier of the most exalted description.

" Windsor Magazine " January 19.5.



# હીઝ હાઈનેસ આગાખાન.

પૂર્વ અને પશ્ચિમના લશ્કરો વચ્ચે મુશ્કેલીઓનો જે ગાળો છે. તે પૂરી નાખવા માટે હીઝ હાઇનેસ ધી આગાખાન જેવા એક આસામીની આપણને અણધારી અને અસાધારણ મદદ મળી છે. આ મશહુર હિંદી રાજદ્વારી અને દેશભક્ત લડાઇની શરૂઆતમાં ઇંગ્લંડ ફરવા આવ્યા હતા અને તેઓએ તે વેળાએ તરતજ પોતાની રણક્ષેત્રપર જવા માટે નામ નોંધાવવાની ઇચ્છા દર્શાવી હતી; તે પણ હિંદી રેજીમેન્ટના એક સાધારણ સિપાહ તરીકે, પણ એક આખી આરમી કોર્પ કરતાં તેમનો વગ વસીલો અતિશય વધુ છે એઓ હિંદી નથી; ઇરાનના વતની છે. અને ઇરાનના રાજ્ય કુટુંબને લગતા છે વિશેષમાં તેઓ શિયા મુસલમીનોમાંની ખોજા જમાતના ધાર્મીક વડા છે, જેઓની ગણત્રી ઇસ્લામની વસ્તીમાં કરોડોની સંખ્યામાં ગણાશે. નામદાર આગાખાને લડાઇની શરૂઆતમાંજ તમામ મુસલમીન દુનિયાને લાગણીવાળી ભાષાના એક જાહેર નામાથી ગ્રેટબ્રિટન અને તેના મદદગાર મિત્ર રાજ્યો તરફ વફાદાર રહેવા માટે જણાવ્યું હતું, અને તેમ કરતાં ટરકી અને જરમનીની બેવફાઇ કંઇપણ ભેદ રાખ્યા વગર ખુલ્લી કરી બતાવી હતી. તમામ ઇસ્લામમાં એમના શબ્દો ફરી વળ્યા છે અને આ શબ્દો બહુ સત્તાસમાન અને વજનદાર ગણાય છે. આમ થવાથી ખ્રિસ્તીઓ સામે જેહાદ મચાવવાની કયસરની બુરી નેમ ઉંધી વળી છે. હાલમાં આ કરોડોની સંખ્યામાંનાઓના આ આગેવાન લડાઇની સરહદપર અરસપરસ સમજુતી આપતા ફરે છે જ્યાં એમની વગ હિંદી લશકરીઓ ઉપર હદપારની છે. નામદાર આગાખાનની આવી સેવાઓ ઉપરથી તેમને કોરોનેશન દરબાર વખતે મહારાજા સીંધીયા સાથે થયેલી વાત યાદ લાવવા જેવી છે. નામદાર આગાખાને મહારાજાના એક ઑરડરલી સિપાહનો દેખાવ જોતાંજ પુછ્યું: "શું તમારા ઇમ્પીરીયલ સરવીસ ટુપ્સમાંના આ એક છે?" "મારૂં સર્વ લશ્કર શહેનશાહી સેવા માટેજ છે અને હું પોતે પણ શેહેનશાહી સિપાહજ છું." આ મગરૂરી ભર્યો જવાબ તેમણે વાળ્યો. નામદાર આગાખાન પણ અતિ ઉંચા દરજ્જાના એક શહેનશાહી સિપાહજ છે.

"વીંડસર મેગેઝીન" જાન્યુ: ૧૯૧૫.

# HIS HIGHNESS AGHA KHAN.



C Vandyk

Whose great loyalty to the King is well known, has offered his services for the War in any capacity. His great influence is stated to extend over about Fifty millions of people.

# Agakhan's Services During the War.



Yes, or in any capacity whatever. I have, alas! never had any military training, but if the War Office will accept my services, I shall be only too happy to go anywhere and do anything in order to equip myself for fighting. If they will only give me an opportunity. I will shed my last drop of blood for the British Empire.

* * * * *

One small and humble personal explanation: If I do not get anything of a more combatant nature, I hope to come with you as your interpreter, if I may. (Cheers.) I know English, French, German, and Hindustani, and I do not think you will find many interpreters so useful; so that I will earn my bread, if I can, there. If I do not go, it will be because of some *force majure*, and not though any want of effort on my own part.

AGA-KHAN.

# ઇસ્માઇલી સાહિત્ય ઉત્તેજક મંડળને પુસ્તકો ભેટ આપનારા સાહેબોના મુબારક નામો સાથે ઉપકાર.

———:o:———

૧. મી૦ જાફરભાઇ શેરમામદ તરફથી.

**આફતાબે હકીકત.** આવૃતિ પહેલી. નકલ ૧૦૦૦) ભેટ.

૨. મી૦ ઇસાભાઇ લાલજી દેવરાજ તરફથી.

**આફતાબે હકીકત.** આવૃતી બીજી નકલ ૧૦૦૦) ભેટ.

૩. મી૦ જાફરભાઇ લધા તથા મરહુમ મી૦ કાસમઅલીભાઇ લધા કટણીવાલાઓ તરફથી.

**ખુલ્લી ચીઠીનું ભોપાળું.** નકલ ૧૫૦૦) ભેટ.

૪ મી૦ વલીમહમદભાઇ લાડક મુખી તરફથી.

**ફાતમાઇટ ખીલાફત.** નકલ ૧૦૦૦) ભેટ.

૫. મી૦ નુરમામદભાઇ બાબુલ ડોસા ઉનાવાલા તરફથી

**નુરે હકીકત.** નકલ ૧૦૦૦) ભેટ.

ઉપલા સદગૃહસ્થોનો એક સામટો અતરે ઉપકાર માનતાં જણાવશું કે, જો આવીજ રીતે આપણી કોમના ઇસ્માઇલી વીરનરો બહાર આવતા રહેશે તો અમે આશા રાખીએ છીએ કે, આપણા પવિત્ર મઝહબના છુપાયલા કિમતી ઝવાહીરો બહાર આવવા પામશે, અને વિરોધીઓના મહોડા કાળા પડવા સાથે અને મંડળનો નીભાવ થતો રહેવા સાથે ભવિષ્યમાં એ એક નમુનેદાર બનવા પામશે.

લા. સેવક,

**મીરજાં મહમદ જીવરાજ.**

ઇ. સા. ઉ. મંડળના ઓ૦ સેક્રેટરી.

# અર્પણ પત્રિકા.



ધર્મચુસ્ત,

**શેઠ હાજીમામદભાઈ રહેમતુલ્લા જેનુલાબેદીન.**

મુંબઈ.

આપણા ઈસમાઈલી દીનમાં આપ સાહેબ પૂર્ણ શ્રધ્ધાળુ
તથા ધર્માભિમાની હોવાથી, તેમજ આપણા માનવંતા
હાજર ઇમામ તરફની અચળ ભક્તિભાવ તથા
વફાદારી ધરાવતા હોઈને; આ પુસ્તક એક
ધર્માભિમાની અને શણગાર રૂપ
હોવાથી આપ સાહેબને અમો
ઘણા માન સહિત અર્પણ
કરીએ છીએ.

લા સેવક,

**મીરઝાં મહમદ જીવરાજ.**

ઇ૦ સા૦ ઉ૦ મંડળના ઓ૦ સેક્રેટરી.

# —: લેખક વર્ગોનો ઉપકાર. :—



મી૦ ઇબ્રાહીમભાઇ જુસબ વરતેજી મી૦ મુખ્તારભાઇ નાનજી મી૦ નાનજીભાઇ રતનશી મોલમીનવાળા, તથા મી૦ અલીમાહમદભાઇ જાનમાહમદ ચુનારા વિગેરે લેખકોએ પોતાના કોઇપણ જાતના સ્વાર્થ વગર, પોતાના ધર્મપ્રત્યેની પોતાની ફરજ સમજીને પોતાના હિસાબે અને જોખમે પોતાના કિમતી વખતનો ભોગ આપી જે લખાણો લખી આપી આ મંડળને કિમતિ મદદ આપી છે, તે માટે મજકુર લેખકોનો ઉપકાર માનતાં આપણા હાજરઇમામ પાસે અમો ઇચ્છીશું કે, આવા અનેક લેખકો કોમમાંથી બહાર આવવા પામે, કે જેથી દીન સાથે સત્યતાનો ઝળકાટ થતા દુશમનોના વાસ મારતાં મોઢાઓ બંધ પડે.

લા. સેવક,

**મીરજાં મહમદ જીવરાજ,**

ઇ. સા. ઉ. મંડળના ઓ૦ સેક્રેટરી.

---

**તૈયાર છે** :— એચ૦ એચ૦ ધી આગાખાન, (ગુજરાતીમાં) જી૦ એ૦ નેટેસન મદ્રાસ તરફથી બહાર પડેલ H. H. The Agakhan તેનો ગુજરાતી તરજુમો.

# શેઠ હાજીમામદભાઇ રહેમતુલ્લા જઈનુલાબદીનની ઓળખાણ.

શેઠ હાજીમામદભાઈ રહેમતુલ્લા જેનુલાબેદીન કે જેઓ આપણી મુંબઇની ધારાસભાઇલીયા કાઉન્શીલના એક જુસ્સાદાર સભાસદ તરીકે જાણીતાં છો તેમજ તેઓ પોતાના ધર્મ પ્રત્યે અખંડ પ્રેમ ધરાવે છે. તેઓ આપણી કોમના જાણીતા અને માનીતા મરહુમ રાઇ રહેમતુલ્લાના પરપોત્રનો વાજબી અને મગરૂરી ભર્યો હક્ક ધરાવે છે. મરહુમ રાઇ રહેમતુલ્લા, કે જેઓ ધર્મચુસ્ત અને પોતાના તન, મન ધનથી, કોમની સેવા કરવામાં એક્કા હતા, તેમજ તેઓના હૃદયમાં ધૈર્ય, ઔદાર્ય અને ગાંભીર્ય વગેરે સદ્દગુણોની સુગંધ પ્રસરી રહી હતી, તે મરહુમ રાઇ રહેમતુલ્લા, કે જે આપણા ૪૬ મા ઇમામ હક્ક મૌલાના આગાશાહ હશનઅલી શાહ (તે પહેલા ના૦ આગા૦ ખાન) ઇરાનમાં દરખાનું કરી, ઇરાનના મુલકમાં મેહેલાત પરગણામાં કેક, બાબક, તથા વીરચા અને યઝદ ભણી બીરાજતા હતા, ત્યારે તેઓ મરહુમ રાઇ, વખતો વખત (તે વખતના) હાજર ઇમામના પવિત્ર દીદાર કરવા માટે, તથા બીજા જમાતના કામકાજે અને હાજર ઇમામની કારસાજી લઇ ઇરાનમાં દરખાતે જનારાઓમાંના તેઓ એક મુખ્ય હતા, અને જ્યારે ઇ૦ સ૦ ૧૮૩૮ ની સાલથી ઇમામ

આગા શાહ હશનઅલી શાહને ઇરાનના શાહ સાથે અણબનાવ થયો અને તેના પરીણામમાં તેઓ ઇમામને ઇ૦ સ૦ ૧૮૪૦ ની સાલમાં હીંદુસ્થાન તરફ આવવું પડયું, ત્યારે પણ તેટલી લાંબી મુસાફરી માં તેઓ મરહુમ રાઇ આગા શાહ હશનઅલી સાથે હતા. ત્યારબાદ કાઠીયાવાડના મરહુમ વારસ ઇસમાઇલભાઇ ગાંગજીએ પણ કેટલોક વખત તેઓ મરહુમ રાઇ પાસેથી ધાર્મિક પુરતો સંતોશ મેળવ્યો હતો, તેવા એક ધર્મચુસ્ત વડીલોના પગલે ચાલનાર, શેઠ હાજીમાહમદભાઇ રહેમ-તુલ્લા જેતુલાબેદીનમાં જે સદગુણો અત્યાર આગમચના દિપી નિકલ્યાછે, તે હાલની તેઓની ચાલુ સોનેરી જીંદગીને ઝલકાવી મુકવાને પુરતા થઇ પડશે. તેઓની વિવેક વાણી, આકર્ષક સ્વભાવ, સભ્ય રીતભાત અને માયાળુ દિલગુરદો એ બધા સામટા સદગુણોની હારમાળા તેમનામાં જે દીપી અને ખીલી રહી છે, તે જાણવા જોવાથી મનને એક પ્રકારનો આનંદ થાય છે. અને જેઓ પોતાની સોનેરી જીંદગીના ચળકતા કીરણો ફેંકી પોતાની કારકીર્દી અને કાબેલીયતને જાહેરમાં મુકવાને ફત્તેહમદ નીવડયા છે, તેવા એક ભલા અને દિલસોઝ નર શેઠ હાજી-મામદભાઇ રહેમતુલ્લા જેતુલાબદીન કે જેઓ પોતાના પ્રપીતા મુખી રાઇ રહેમતુલ્લાની માફક, હાલમાં આપણી કોમ માટે શું શું કરી રહ્યા છે, તથા પોતાના ધર્મની કેવી કેવી અમુલ્ય સેવાઓ બજાવે છે, તેવા તેઓના નીખાલસ દીલના ભલા સદગુણો અમારાથી યતકીંચીત પણ બની શકે તેટલા અમારા સુગ્ન વાંચકો સન્મુખ રજુ કરવાને અમે આ પ્રસંગે હાથ ધરીએ છીએ.

---

## કેળવણી.

---

તેઓએ ઇ૦ સ૦ ૧૯૧૫ ની સાલમાં ઇસમાઇલી સીતારામાં "ખોજા કોમની ઉન્નતિ કેમ થાય" એ વીષય ઉપર હરીફાઇ કરાવી હતી, અને એ હરીફાઇમાં પાસ થનારાઓને પોતા તરફથી સોનાના, ચાંદીના, અને બ્રોંઝના ચાંદો ઇનાયત કરવા માટે ઇસમાઇલી સીતારામાં જાહેર કરવામાં આવ્યું હતું, અને એ હરીફાઇના શુભ પરીણામે કેટલાક ઇસમાઇલી લેખકો જાહેરમાં બહાર આવ્યા. એ હરીફાઇમાં પાસ થયલાઓને આપણા હાજર ઇમામ નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહ દાતારના હાથ મુબારકથી પહેલે નબરે આવનારને સોનાનો ચાંદ, બીજાને ચાંદીનો એમ અનુક્રમે આઠ લેખકોને પોતાના ખરચે ચાંદો ઇનાયત કરાવ્યા હતા, અને ત્યારબાદ મજકુર લેખોની "ખોજા કોમની ઉન્નતી' નામે હારમાળા બનાવી એક પાકી બાઇન્ડીંગના દળદાર પુસ્તકના આકારમાં છપાવી ઇ૦ સ૦ ૧૯૧૫ માં બહાર પાડયું હતું, અને **પોતાના ખરચે** તે પુસ્તક આપણી જમાતના અગ્રેસરોને, તેમજ દુર દેશાવરોના આપણા બીરાદરોને પોતાના ખરચે ફ્રી મોકલાવ્યું હતું. બીજું તેઓએ અત્રે પ્રગટ થતા ઇસમાઇલી સતપંથ પ્રકાશ નામના માસીકમાં એવી ખબર આપી છે કે, "દુર દેશાવરોના ઇસમાઇલી જમાતખાનામાં સાદરીઓ, બાજઠો, તેમજ બીજી ઉપયોગી ચીજોની જે જે ત્યાંના જમાતખાનામાં જરૂરાત હોય, તે તે જમાતખાનાના આગેવાનો અમોને લખી જણાવશે તો, તેવી ઉપયોગી ચીજો અમે

અમારા ખરચે જલ્દી મોકલાવી આપશું" તેઓની આ જાહેરાતના પરીણામે કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, તથા ગાઢ જીલ્લો વીગેરે કે જયાં તેવી ચીજોની ઘણી જરૂરાત હતી, ત્યાં તેવા જમાતખાનાના આગેવાનો તરફથી અરજીઓનુસાર અત્યાર સુધીમાં સામાન પોતાના હજારો રૂપીયાના ભોગે તેઓ મોકલાવી ચુકયા છે, અને હજી પણ પોતાના ખરચે નિસ્વાર્થવૃત્તીથી મોકલાવતા જાય છે.

તેઓ તરફથી અત્રેના ખડક ઉપરના મોટા જમાતખાનામાં બાનુઓ માટે લગભગ ૩ થી ચાર વરસ થયાં એક બાનુ ફ્રી લાયબ્રેરી ખોલવામાં આવી છે, કે જેનો લાભ હજારો બાનુઓ લે છે, તે લાયબ્રેરીમાં એક પગારદાર લાયબ્રેરીયન બાનુ પણ તેઓના ખરચે રાખવામાં આવી છે, અને વળી કેટલીક પગારદાર મારતરયાણીઓ કે જેઓ દરેક બાનુઓને ઘરે ઘરે ધાર્મીક શીખડાવવાને માટે જાય છે તે મારતરીયાણીઓનો પગાર પણ તેઓ શેઠ તરફથી પુરો પાડવામાં છે.

તેઓ સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલી ધી ઇસમાઇલી ધાર્મીક ફ્રી લાયબ્રેરીના એક પ્રમુખ છે, અને તેની બાજુમાં આવેલી ધી યંગ ઇસમાઇલીયા વીદ્યા વિનોદ કલબના પહેલા નંબરના મદદગાર છે, એટલુંજ નહિ પણ આજે સારી સ્થીતી જે તે કલબ ધરાવે છે, તે તેઓ શેઠના પ્રતાપેજ ધરાવે છે, એનું કહેવામાં કંઇ અતિશયોકતી ભરેલું, કહેવાશે નહિ તેમજ તે કલબની વાંદરા મધેની શાખા અને લાયબ્રેરી પણ તેઓ શેઠનાજ ખરચથી ચાલે છે.

તેઓ ચોપાટી ઉપર આવેલી આપણી ધી ખોજા પંજેભાઇ કલબના એક ઓનરેરી ખજાનચી છે, વળી તેઓ પંજેભાઇઓની મીજલસમાં ઉત્સાહથી આગળ પડતો ભાગ લે છે, અને તેઓ ધારમીક કામકાજ પોતાના અમુલ્ય ટાઇમના ભોગે અને પોતાના ખરચે, આગળ પડી હીંમતથી ઉપાડી લેનારાઓમાંના એક મુખ્ય ગણાય છે.

વળી વેપાર સંબધી મોટી મોટી મુંબાઇની તેમજ પરદેશોની યુરોપ્યન પહેડીઓથીપણુ સમાગમ ધરાવનાર તેમજ બહોળી સામગ્રી ધરાવનારા મુંબઇની ઇસમાઇલી જમાતના પહેલા નંબરના મુકાદમ તરીકે તેઓ જગ જાહેર જાણીતા અને માનીતા છે.

વળી અમારા ધારવા મુજબ આપણા ઈસમાઈલી કોમના કોઇબી ખાનગી તેમજ જાહેર ખાતાઓ એવા નહિ હશે કે જયાં તેઓ શેઠ પોતાના સખાવતથી ભરેલો હાથ લંબાવ્યો ન હોય.

છેવટે આપણા નામદાર હાજર ઇમામ કે જેઓ તેઓ ઉપર મર્હુમ રાઇ રહેમતુલ્લાના જેવીજ માયા અને મહેરબાની રાખે છે તેથી અમો આપણા હાજર ઇમામ પાસે એવું ઇચ્છીશું કે, જેવી માય અને મહેરબાની હાલ તેઓ ઉપર આપણા સરતાજ રાખે છે, તેથી પણુ વિશેષ માયા અને મહેરબાની રાખતા રહે, તેમજ તેઓ શેઠ આપણા હાજર ઇમામના પવિત્ર સાહ્યા નીચે રહી, ધાર્મીક કાર્યોમાં ઉત્સાહ ભરેલો ભાગ લેતા રહે, અને તેઓ લાંબુ આયુષ્ય ભોગવે એવી અમો ખરા અંતકરણની આપણા હાજર ઇમામ પાસે દુઆ ચાહી, તેઓની ટુંક ઓળખ અત્રે પુરી કરીએ છીએ.

લા. સેવક,

**મીરજાં મહમદ જીવરાજ.**

ઈ. સા. ઉ. મંડળના ઓ. સેક્રેટરી.

# ખુદાઈ કીતાબની સમાનતા.



## વેદીક-ઑમ-નું-અલી દર્શન.



વઇન્નહુ ફી ઑમ-મિલ કિતાબે લદયના લે અલીયુન હકીમ.

સુરે ઝુખરફ.
આ૦ ૪થી.

અર્થ :—

ઔર તેહકીક કીતાબમેં હમારે પાસ ઑમ હયે. વો અલી દ.તાં હયે.

(કશફુલ ખુલાસા).

# મહાનપીર સદરદીનની ફીલોસોફીની

## સમજણ.



ન હિન્દુ, ન મુસ્લીમ, તો કોણ ખોજો!
અહો વેદ, કુરાનની, શાન ખોજો!
પછી બ્રહ્મ જોતી, તણી ધ્રક ખોજો!
ખુદી+ખો ખુદાક+જો, કહો સત્ય ખોજો!

# દુનીયાની અજાયબીનો સમય!

## ( હિઝરી સને ૧૩૩૫. )
## ધર્મશાસ્ત્રોની ભવિષ્યવાણીઓ ! !

### કુરઆને શરીફની ભવિષ્યવાણી!

*આયત—વસતમેઓ; યવમ યોના દિલ મોનાદે મિમ્ મકા નિન કરીબ.

,, યવમ યસ્મઊન સ્સયહત બિલહકકે જાલેકઃ યવ-મુલ ખોરૂજ.

અર્થ—અને તે દિવસે સાંભળ, કે જે દિવસે આવાજ કરનાર પાસેની જગ્યાએથી પુકારી બોલાવશે.

,, અને જે દિવસે તેઓ સત્ય માટે આવાઝ સાંભળશે, કે “આ જહુરનો દિવસ છે.”

(સુરેકાફ આયાત ૪૧-૪૨મી.)

---

*આ આયતના અક્ષરોનો અરબી અદદનો હિસાબ ૧૩૩૭ થાય છે, ને તે મહેદીના જહુર કરવાના દિવસની સન હીજરીના આંકડા છે.

## બાઇબલની ભવિષ્યવાણી (૨)

(૧૨) અને તે સમયે મહાન સરદાર મીખાએલ જે તારા લોકોના પક્ષમાં ઉભો રહે છે, તે ખડો થશે, અને એવા સંકટનો સમય આવશે કે દેશ જાતી થઇ, ત્યારથી તે એ સમય સુધીમાં કદી આવ્યો ન હતો. *

× × × ×

૧૧ અને જાથુનું (દહનીયાર્પણ) દુર કરાઇને વેરાન-કારક અમંગળ વસ્તુ ત્યાં રાખવામાં આવશે તે વખતથી એક હજાર બસેં ને નેવું (૧૨૯૦) દિવસ થશે, ૧૨ જે વાટ જુએ છે, ને * એક હજાર ત્રણસેં ને પાંત્રીસ (૧૩૩૫) દિવસે આવવાનો છે તેને ધન્ય છે.

(દાનીયેલ).

* આ મહાન સંકટનો દિવસ ૧૯૧૪ થી બ્રિટીશ-જરમન દારૂણ જંગનો ઇસારો કરે છે, ને તે વખતે સરદાર મીખાઇલ નીતી પક્ષે ખડા થશે, તે ના૦ આગાખાન માટે બ્રિટિશનું અભિમાન પુરવાર કરે છે.

* ૧૩૩૫ આ હિઝરી સનમાં મહેદીના જહુરની સ્પષ્ટતા છે, કારણ કે જાથુનું દહનીયાર્પણ હ૦ મહમદ સ૦ ના વખતથી બંધ થયું છે, ત્યારથી ૧૩૩૫ વરસે જે થશે, તે મહેદી જહુરને ધન્ય છે.

## વેદની ભવિષ્યવાણી (૩)

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

**અર્થ**–જ્યારે જ્યારે ધર્મની ગ્લાની (ક્ષીણતા) થાય છે, અ-ધર્મનું જોર વધે છે, ત્યારે હું અવતાર ધારણ કરૂં છું.

(અધ્યાય ૪ થો શ્લોક ૭ મો)

× × × ×

**परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

**અર્થ**–ભક્ત લોકોના ઉધ્ધાર માટે અને દુષ્ટ લોકોના નાશ માટે તથા ધર્મની સારી સ્થાપના કરવા માટે હું યુગે યુગે હોઉં છું

(અધ્યાય ૪ થો શ્લોક ૮ મો.)

---

## શેખ સનોસીની ભવિષ્યવાણી (૪)

મંય દેખ રહા હું કે, નવ મુસ્લેમ ઇસાઇ સલતનતકી ફોજે **મેહદવી નિશાન** કે નીચે **જરમનસે** લડ રહી હૈ.

ભાગ પહેલો પાનું ૨૫ મું ઇ. સ. ૧૯૧૨.

---

આ ભવિષ્યવાણી મુજબ એ વરસે બ્રીટીશ જર્મન લડાઇ ફાટી નીકળી, જે ૧૯૧૮ માં તહકુબ રહી, અને તેમાં જરમનથી લડનાર ઇસાઇ બ્રીટીશોમાં ના૦ આગાખાનની ઇમદાદ ઇસ્લામી ખીલાફતના સવાલના માટે પીસ કોનફરંસમાં અગ્રપણે અસરકારક ઝળકી રહી છે.

# ઇસમાઇલી ધર્મશાસ્ત્રની ભવિષ્યવાણી (૫)



(ગુરપીર હસન કબીરદીન).

આશાજી જુગ પરમાણે પંથ રચાયા,
ભેદ કેણે કેણે પાયાજી;
ભેદ છોડી જે જીવ અભેદ ચાલે,
તે જીવ પડશે જંજાળ—હરી.

આશાજી હિન્દુ મુસલમાન સરવે એકઠા,
તે રૂપ કર્યા નારાયણજી;
સઉ કોઇ ઇયાં એસા જાણે,
પણ ઓળખ્યા વીના અંધારા—હરી.

આશાજી મસજીદ માંહે જઇ બાંગજ દેશે,
ઉનકે દીલમાંહે એસાજી;
રસુલ વીના જો નમાજ ગુઝારે,
તે વેળા હોએસે અંધારા—હરી.

આશાજી કુરતાળ વેળા માંહે અમર આવેઆ,
તીનકું વીચારી ચાલોજી;
ઇમામ પાત્ર જે કોઇ આવે,
તીનકું સહી કરી માનો—હરી.

# ભૂમિકા.

સત્યનું દ્રષ્ટાંત સુર્ય છે. એ છુપ્યો રહેતો નથી, છુપાવ્યો છુપતો નથી, તે કદી આથમતો નથી, આવરણોથી ચોમાસાના વાદળોથી ઢંકાય છે, પ્રકાશ મંદ દેખાય છે; પરંતુ આખરે પ્રગટે છે. પુર્વ ગોળાર્ધથી પશ્ચિમ ગોળાર્ધમાંજ અને પશ્ચિમ ગોળાર્ધમાંથી પાછો પુર્વ ગોળાર્ધમાંજ નિરંતર ભ્રમન કરે છે. સુર્યની ગતિ સ્વતંત્ર છે. મનુષ્યની નજરે ઉગતો ને આથમતો સુર્ય તેની ગતિની સમજ ધરાવનારને, તેમ કદી થતો સમજાતો નથી. તેના વગર સૃષ્ટીનો વ્યવહાર નિરૂપ્યોગી દેખાય છે, છતાં જગતકર્તાની રચના વડે તેના પણ વિરોધી ઘુવડો હોય છે. આંખ વગરના પ્રાણીઓ તેની ખુબી જાણી શકતા નથી. તેના વહેવારની દુનીયા, તેના પ્રકાશના આતુર પ્રાણીઓથી વિરૂદ્ધજ હોય છે. છતાં સાદા પ્રાણીને તેના વિવેક વગર મનને મુંઝવનાર થઇ પડે છે. એજ મુજબ જગતના મનાતા ધર્મો અને ધર્મશાસ્ત્રો સત્યવાળા છે, એમ સનપંથ શાસ્ત્ર વડે સિધ્ધ કરવાનો અમારો ઉદ્દેશ છે.

વેદ અને સનાતન ધર્મ એ જગતની ઉત્પત્તી પછીનાં સત્ય છે. જગતના અંત સુધી એનાજ સિધ્ધાંતો સત્ય રૂપે મનુષ્યને સમજ આપનાર છે. હાલનું જગત અને વસ્તા મનુષ્યો મતમતાંતરવાળા છે. દેશ અને કાળને લઇને તેમાં પક્ષપાત સત્ય સમજની ગેરહાજરીના

લીધેજ થઇ ગયો છે. અધુરી સમજ ધરાવનારા તેના નાયકો એના કારણરૂપ છે, પણ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં સત્યસમજ આપનારા ધર્મગુરૂઓ, પેગમ્બરો, અને મહાત્માઓ તથા ફીલોસોફરો થયા છે, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાંથી કોઇપણ વખત કોઇએ પણ મત ભેદ શીખાડયોજ નથી. અને તેથીજ અદ્યાપી સુધી સત્યની મહાન રસ્સીના પ્રબંધમાં, તે તે ધર્મગુરૂ, પેગમ્બરો, અને મહાત્માઓ તથા ફીલોસોફરોના નામો જોડાયા છે.

મહાત્મા ગાંધીજીનું નામ સત્યાગ્રહની ખરી વ્યાખ્યા સાથે જગતના મહાન ઇતિહાસમાં ભવિષ્યની દુનીયાને શીખામણના પાઠો આપ્યા કરશે.

આખી જગતનું વાતાવરણ હાલ બદલાય છે, તેવા પ્રસંગે **"ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન"** એટલે હીંદનો સંક્રાંતિ કાળ એ ભુતકાળમાં **સત્યધર્મ**માં મનાતી વાતોનું એક બનવાજોગ પરિણામ છે. ધાર્મિક આસ્થાની છિન્નભિન્નતાનો ભોગ થઇ પડેલાઓના વિચાર, ખોટા પડવાનો સમય નમુનાદાર થઇ ચુકયો છે. વેદથી પકડ હિન્દુ સનાતન ધર્મ શ્રી કૃષ્ણ સુધી અટકેલો, અને આદમથી મુસા, ઇસા અને **મોહમંદી** ધર્મનો ચાલુ ફેલાવો-આ બે સબળ માનીનતાનું જોડાણ અત્યારે પોલીટીકલ નજરે શરૂ થઇ ચુકયું છે ત્યારે ધારમીક નજરે તેની આગાહી કરનારના વચનો પર શ્રદ્ધા ટકાવી રાખનારાઓને, તે પોતાની ધારણા સફળ થયેલી જુવે છે.

વેદથી બંધાયેલ સનાતન ધર્મનું બંધારણ તોડનારા, આર્ય-સમાજીઓની પા સદી સુધી ચાલેલી દલીલો આજે પોકળ માલુમ

પડી છે. હિન્દુ મુસલમાન વચ્ચે પડાવા ધારેલો શીરાડો આપોઆપ દુર થવા લાગ્યો છે. અચાનક સંજોગો વચ્ચે હિન્દુ મુસલમીન વચ્ચેની ઐકયતા જોડાવા લાગી છે. તેમાં કુદરતનોજ હાથ છે. એમ બેધડક કહી શકાય છે. કુદરતના કારણ વગર આ સ્થિતી પ્રાપ્ત થવી મહાલ છે–હિન્દુઓ આસ્થીક છે. મુસલમાનો આસ્થીક છે. બેઉ વચ્ચે ધારમીક જોડાણ કરે એવા સિધ્ધાંતોની આવશ્યકતા દેખાઇ રહી છે ! અને તે કુદરતી હાથોજ પુરી પાડશે.

વેદને દ્વાપર જુગમાં સમજાવનાર શ્રીકૃષ્ણની ગીતા હજી મૌજુદ છે. વેદના ત્રણ કાંડોનું તેમાં રહસ્ય સમજાવ્યું છે, તેમાંજ धर्मसंस्थापनार्थाय; संभवामिः युगेयुगे, એટલે–ધર્મની સારી સ્થાપના કરવા માટે હું દરેક જુગમા હોઉં છું નો વાયદો છે. એ હિસાબે ઇશ્વરી જ્યોતિરૂપ શ્રીકૃષ્ણના આગમનનો આ સમય સ્પષ્ટ છે, ધર્મની ઐકયતા તેનું કાર્ય છે, અને તેને ઓળખનાર આંખો ઇન્તેઝાર છે. ધાર્મિક શ્રધ્ધાની ગેરહાજરીવાળાઓને ચોંકાવનારી આ હકીકત તરેહવાર વમળમાં નાખનારી છે, કારણ કે દંભી પંડીતાઇ વડે કરેલા કાર્યોનો નાશ નજર સામે તરી રહે છે

બે હઝાર વર્ષપર શંકરાચાર્ય જેવા વિદ્વાન સનાતનીએ સનાતની આસ્થાને ઇશ્વરી જ્યોતીરૂપી સુર્ય, પૂર્વગોળાર્ધથી પશ્ચિમ ગોળાર્ધના ગમન સમયે ટકાવી રાખનારી ગણત્રીનું પરિણામ રામ, કૃષ્ણની મુર્તીઓની પ્રતીષ્ઠા થઇ પડી. ત્યારે તેની ભાવનાના રહસ્ય વિરૂધ્ધની માનીનતાના લીધે મુર્તી તોડવાના પ્રયત્નો, આર્ય

સમાજીઓએ આદર્યા; કે જે વડે તેણે સનાતન આસ્થાનો પણ નાશ કરવા માંડયો. પશ્ચિમ ગોળાર્ધમાં ઇશ્વરી જ્યોતીનો સૂર્ય, બુધ્ધ (આદમ)થી પોતાનું ભ્રમણ કરતાં ઇબરાહીમથી ઇસઆઇલ અને ઇસમાઇલથી **અલી** તરીકે અરબસ્તાનમાં, વેદ અને સનાતન ધર્મના **છેલ્લા પ્રોગ્રામ મુજબ એટલે નવમા અને દશમ અવતારની** પૂર્ણા-**હુતી રૂપે પ્રગટ થયો.**

**જેમ વેદનું રહસ્ય શ્રીકૃષ્ણે** ગીતામાં **સમજાવ્યું**, તેજ **મુજબ કુરઆને શરીફમાં વેદીક સમજ આપી. દેશ અને કાળને લઇ તેની ભાષા તદન જુદી હોવાથી સંસ્કૃત અને અરબી ભાશાના ભેગા ઇલ્મ વગર બે પક્ષ પોતપોતાની સત્યતા માટે, એકજ વસ્તુ માટે** વિરોધ **કરતા રહ્યા.** હાલની બે બાજુનો અનુભવ એ વિરૂધ્ધતાનો નાશ **સહજજ થાય.** એ વિરૂધ્ધતાનો નાશ કરવો, તે ઇશ્વરી જ્યોતિનુંજ કાર્ય **હોઇ શકે. અને એવી સમજ** ફેલાવનારાઓ ઇશ્વરી જ્યોતિને ઓળખ્યા **પછી** હિન્દુસ્તાનમાં જે મહાત્માઓ મુકરર થઇ પધાર્યા, તેમાં **સતગુર નુર,** ઇંદ્ર ઇમામદીન, શમ્સ, સદરદીન, હસન કબીરદીન, **અને** તાજદીનનાં સરળ શાસ્ત્રોજ એવા છે કે, વેદ અને ગીતાની પક્કી સમજ ધરાવનાર અને કુરાને શરીફની તફસીર જાણનાર જો એ બાજુએ બે એકેલા હોય ને તે ગુજરાતી ભાશા જાણનાર હોય, અને તેઓ ઉપર બતાવેલા મહાત્માઓના શાસ્ત્રો વાંચે, તો બેધડક એમજ કહે કે, એ શાસ્ત્રો વેદ મુજબજ છે, અને કુરઆને શરીફ મુજબજ છે, પરંતુ બેઉ બાજુની અપૂર્ણતાના લીધે એ શાસ્ત્રોની સમજ ઉપર વેદ મુજબના સનાતની અને કુરઆને શરીફ મુજબના

મુસલમાનો, અંદેશાની નજરથી તેના પ્રચારના વખતથીજ જોતા રહ્યા છે. ત્યારે તેને સમજીને માનનારાઓ પોતાની આસ્થાની સરસાઇ બેઉના પક્ષપાત ઉપર ધરાવતા આવ્યા છે, અને ખરી સમજની માહીતી વગર છેલ્લા કાબેલ અંગ્રેજ વીદવાનો પણ **સતપંથના** નામે એ સરળ શાસ્ત્રોના માટે તરેહવાર અટકળો કરતા રહ્યા, ને પરીણામે તેને અધિકાર વગર નહી બતાવવાના હુકમના લીધે, એ માનીનતા છુપી રીતે પોતાની સત્યતા **ઝળકાવતી** રહી.

ઇ૦ સ૦ ૧૮૬૬ માં સર આરનોલ્ડ જેવા હાઇકોર્ટનાં જજે તવારીખના અભ્યાસ પછીના આગાખાન કેસના ચુકાદામાં હેરત પામતા જણાવ્યું છે કે:—

" સતપંથ ધર્મના મીશનરીઓની હીલચાલ અજબ રીતે નોંધાયેલી છે, તેઓ સુન્ની સાથે, ખ્રીસ્તી સાથે, શિયા સાથે, હીન્દુ સાથે દરેક ધર્મવાળા સાથે પોતાની માનીનતા દેખાડી ભળી જાય છે, ને પાછળથી પોતાના ધર્મની માનીનતા ફેલાવે છે, એવી યુકતી વાપરે છે. "

ઉપરાંત સનાતનીઓ, સતપંથીઓને નહીં હિન્દુ, નહિ મુસલમાન જેવા ગણી શકે છે, ત્યારે આર્યસમાજીઓ તેને ધર્મગુરૂના બાધડાઓ દેખાયા હોવાથી, તેના જેવા માની બેઠા છે, મુસલમાનો કાફર જેવા ગણે છે, શીયા ઇશનાઅશરીઓ મુશરીક માને છે. આવી આવી રીતે, જે, જે, જેની એ બાબદમાં સમજ પડી નથી, તે કોશેશ કરવા છત્તાં, સતપંથની સત્યની સાંકળના બંધનને લીધે તાત્પર્ય પામી શકતા નથી. ત્યારે પોતાની ખાસીયત મુજબ વગોવે છે, અને

તે માટે સતપંથીઓ કદી અજય થતા નથી, કારણ કે ઇશ્વરી જ્ઞાનની ખરી સમજની ગેરહાજરીને લીધે અધુરૂ જાણનારા બોલે તેમાં ખોટું શું?

આવી આવી જુદી ગણત્રી છતાં સતપંથને પાળનારાઓ કદીપણ ડગ્યા નથી, તેને ડગવાનું કારણજ નથી. કારણ કે ઇશ્વરી જ્યોતિનો સંપુર્ણ દીલાસો હરહમેશાં તેના સાથે મોજુદ હોય છે, ત્યારે વગોવનારાઓ, પોતાની ખરી હકીકતથી બીનમાહેતગાર છે, અને તેમાંથી કેટલાકોને તેના ઉંડાણમાં ઉતરવાની જરૂર દેખાઇ નથી, ત્યારે માત્ર આર્યસમાજીઓ અને ઇશનાઅશરી ખોજાઓ સતપંથી માન્યતા ધરાવનાર પ્રત્યે દયા ખાય છે, ને પોતાના પાંડિત્ય વડે તેઓના ઉપર પરમાર્થ કરવા દોડે છે.

**ઓમુરલીગ,** જેવા સનદી યુરોપ્યન અમલદારે હીન્દમાંથી લંડન ગયા પછી અજાયબી તરીકે હાલમાં જે બાબદ પ્રગટ કરી છે, તેમાં ના૦ આગાખાનને માનનારા આબરૂદાર અને કુશળ વેપારીઓની માનીનતા વીશે, બીજા વેપારીઓ કરતાં આગાખાનને માનનારા વેપારી ખોજાઓ માટે હેરત થઇ ગયો છે. તેઓને તે ભોળા માને છે, ત્યારે કુશળ વેપારી પણ ગણે છે. આ સામટા પ્રશ્નોનો એકજ જવાબ છે કે, ઇશ્વરી જ્યોતી એ આ દુનીયાનું જીવન છે; ઇશ્વિરી જ્યોતી વગર આ દુનીયા રહી શકતી નથી, એ ઇશ્વરી જ્યોતી દુનીયાની શરૂઆતથી આજ સુધી મનુષ્ય સ્વરૂપમાં જેમ સનાતની ગુંસાઇ, ઇસાઇ અને મોહમદી માને છે, જેમ તેઓનાજ ધર્મશાસ્ત્રમાં વર્ણવ્યું છે, તે મુજબજ ચાલી આવે છે. અને સનાતની ધર્મ મુજબ પ્રથમ

પુર્વ ગોળાર્ધ હીંદમાં, શ્રીકૃષ્ણ સુધી અને તે પછી બુધ્ધથી (એટલે આદમથી) **અલી** સુધી પશ્ચિમ ગોળાર્ધ તરીકે—નવ અને દશમ અવતાર તરીકે-ઇશ્વરી જ્યોતિ સુર્ય માફક ગમન કરતી રહી છે, અને પછી અસલ હીન્દ ( પુર્વ ગોળાર્ધ ) માં પોતાનો પ્રગટ પ્રકાશ ( અલીથી આગાખાન સુધી સળંગ ) પાડયો તેજ **સનાતન ધર્મ મુજબ સત્યજ** છે. એટલે હિન્દુ સનાતનીઓ તથા આદમથી ઇસરાયલ અને ખ્રીસ્તી તથા મોહમેદન એ એકજ ઇશ્વરી જ્યોતીને માનનારા છે. જ્યારથી હીન્દમાં વેદના પ્રોગ્રામ મુજબ બ્રાહ્મણ અને ક્ષત્રી અવતારો થઇ ગયા, ત્યારપછી બુધ્ધ ( આદમ ) રૂપે પેગમ્બરોના નામે, એજ ખુદાઇ નુર મુસા અને ઇસા પછી છેવટ **મોહમદ** અને **અલીમાં** એક રૂપે ઝળકયું. મુસલમીન માનીનતા પ્રમાણે આલે નબી ઔલાદે અલીમાં, એ નુર **નુરે ઇમામત** તરીકે અલીની નસલમાં વંશપરંપરા સનાતની આસ્થા મુજબના આઠ અવતારો માફક ચાલુ રહ્યું. અને છેવટે એ નુરની પવિત્રતા હાલ ના૦ આગાખાનમાં તેમની હિન્દુ મુસલમીનને જોડનારી આગાહીની મકકમ વાતો અને ઇસાઇઓના મહાન જંગમાં **સરદાર મીકાઇલ** જેવી ખસલતોથી ઇમદાદ કરવા પછી, **સ્પષ્ટતા પામી** છે, અને પવિત્ર વેદ અને કુરાને શરીફ તથા જુના કરાર અને નવા કરારના શબ્દો મુજબનો **ખુદાઇ નુરનો સ્પષ્ટ ઝળકાટ હાલના ના૦ આગાખાન સર સુલતાન મહમદશા જી. સી. એસ. આઇ. કે. સી આઇ. ઇ. એલ. એલ. ડી, અને ચીફ ઓફ બોમ્બે પ્રેસીડેન્સીમાં પ્રગટ** છે

વરતેજી.

# ઉપસંહાર

**સતપંથનો** અર્થ **સત×પંથ** એટલે **ખરો રસ્તો** એવું નિર્મળ નામ તેના નિર્મળ સિધ્ધાંતો વડે છે. અને પરમાર્થને બહાને તેના વિરોધ્ધીઓ, તે ઇશ્વરી માર્ગના વિરોધ્ધીઓ છે. પછી તે હિન્દુ હો કે ઇસ્લામી. અમોને હિન્દુ અને ઇસ્લામી એમ બે નામો જુદા લખતી વખતે અમારી ઐકયતાની સજ્જડ લાગણીને આંચકો આવે છે, પરંતુ અમો હિન્દુ અને ઇસ્લામીને અહીં ઓળખાવા માંગીએ છીએ તે ખરેખરા હિન્દુ નથી, તેમજ ઇસ્લામી તરીકેનો માત્ર દાવો કરનારાઓજ છે અને એવી રીતે હિન્દુપણાનો ખોટો દાવો કરનાર આર્ય સમાજીઓ અને તેમાં પણ હડધૂત **થયલા** એકલા પંડિત રાધાકૃષ્ણને મદ્દે નજર રાખીએ છીએ, ત્યારે ઇસ્લામીનો દાવો કરનારામાં ઇશનાઅશરી ખોજાઓ અને તેમાં પણ મતલબીપણાને લીધે વગોવાયલા મી એદલજી ધનજી કાબાનેજ દ્રષ્ટીએ રાખી કહીએ છીએ, કે જે બે જણાઓ શીવાય કોઇ ત્રીજો ભેળવી શકયા નથી કે જેણે **સતપંથના** સિધ્ધાંતો માટે અજ્ઞાનતા છતાં પોતપોતાનીજ સાંકડી ગણત્રીનો સુધારક પરમારથીઓનો ફાંકો બતાવ્યો હોય, છતાં એ **રાધાકૃષ્ણ** અને **કાબો** સતપંથના વિરોધ્ધી છે, છતાં અરસપરસ એ બેઉ વચ્ચે કેવી વીરૂધ્ધતા છે, તે લખવાને અમને અવકાશ નથી, પરંતુ સતપંથીની નકલી ફેવર કરનાં રાધાકૃષ્ણને જે જાતની કડવી

વાતો કાબાએ કહી છે, તે, અને રાધાકૃષ્ણુની ફેવર કરનાર **આર્યપ્રકાશના** અઠવાડીક પત્રમાં મી. કાબાની જે બુનીયાદ વરણવી છે, તે રાગદ્વેશમાં મચેલાઓને વાંચવા ભલામણ કરીશું.

"આગાખાની ખુદાઇ ઓર ઉસ્કે કરીસ્મે"-નામના ઉર્દૂ પુસ્તકમાં જવાસા જેવું જીગર ધરાવનાર પંડીતજીએ, કેટલું અસભ્યપણું વાપરયું છે, તે અમોએ આ પુસ્તકમાં પ્રથમ આપીને પછીજ ઘટતો જવાબ આપ્યો છે, તે વાંચકને સતપંથના સિધ્ધાંતો અને વાતોનો તોલ કરવાને બની આવશે. પરંતુ અમોને અમારાજ જવાબોમાં સતપંથી તરીકે આપવું યોગ્ય ન લાગ્યું, તેના કરતાં હજારગણું અમોએ "**દયાનંદ દંભ દર્પણ**" નામના કોઇ હિન્દુ સનાતનીએ મુદ્દાવાર સનદ સાથે આર્ય સમાજીઓનું બતાવેલું ખોટાઈ એમ દેખાડવાને આ પુસ્તકમાં ઉતાર્યું છે, કે જે, આર્યસમાજીઓ, હિંદુ સનાતન સમાજને ફાયદો પહોંચાડી શકતી નથી, તે **સતપંથના** ચાહકોને કે જેઓ **પ્રેમ ભક્તિનાંજ** કરનારા છે, તેને ભોળા ભોળા કહી પરમાર્થી આભાથી છેતરપીંડી કરવાથી કંઇ કરી શકવાના નથી. અને એ રીતે "**દયાનંદ દંભ દર્પણ**"ના માત્ર પહેલાજ ભાગમાંથી ઘણોજ થોડો ઉતારો, અમોએ **નમુના** તરીકે આપ્યો છે, તે ઇન્સાફ્ દ્રષ્ટીએથી જોનારાઓ માટે પુરતો સમજીએ છીએ.

વળી આ પુસ્તકમાં પંડીતજીએ ઇસ્લામીઓમાંના માનવંત **મોલવી સનાઉલ્લા સાહેબ** જેવાને સંડોવી પોતાની પાખંડી યુક્તિ સમજાવવાની કોશીશ કરી છે, પરંતુ એનો સરળ જવાબ ઇસ્લામના

હૈયાત અને બેતાસુબ માનવંતો પોતેજ કરતા રહે છે, તે ઉપરજ કીનાયત પકડવી દુરસ્ત જોઈ છે, તોપણ ખ્વાઝા હસન નિઝામી સરખા સુફી ઇસ્લામી અને ના૦ આગાખાનના ભલા કાર્યોની યાદગાર હીલચાલો જે જે જાહેરમાં આવી હતી, તેની નોંધ ઝળવાઇ રહેવા અને ઇસ્લામની મહત્તાનો અર્થ થતો રહેવા, સાદી કોશીશ કરી છે, તે અમો એકંદરે સુજ્ઞ હિન્દુ સનાતની ભાઇઓને અને સુજ્ઞ ઇસ્લામી માનવંતો, કે જેઓ મઝહબી ઝઘડાઓમાં સત્યનાજ હીમાયતી થવાનો સ્વભાવ ધરાવે છે, તેમના તરફ અમારા ખરા અંતઃકરણનો ઉપકાર આ તકે ખુલ્લા દીલથી જાહેર કરવાની ફરજ સમજીએ છીએ, અને એવી ગણત્રીમાં હિન્દુ ગૃહસ્થ તરીકે હાલ સત્યાગ્રહની અદ્દભુત કોશીશોમાં નિર્મળ દિલના સાબેત થઇ ચુકેલા હિન્દના ખેરખાહો-માંના એક તરીકે અને હિન્દુ-મુસલમાન ઐકયતાની સાંકળ જોડવાની અગમચેતી કરનાર અમારા નામદાર આગાખાને ઇ. સ. ૧૯૧૧ માં અલ્હાબાદ ખાતે મુકરર કરેલ યોજનાને હાર પાડવાના સંજોગોમાં નામના મેળવનાર મી. મોહનલાલ કરમચંદ ગાંધીની સોશીયલ સરવીસ લીગના મુંબઇ મઝ્ગેના મકાનમાં ઇ. સ. ૧૯૧૮ ના જાનેવારી માસમાં આશરે ૪૦૦ હિન્દુભાઇઓ સમક્ષ થયેલી ધાર્મિક ગુફતેગો, કે જે આ પુસ્તકના પેજ ૩૧ માં "**હિન્દુસ્થાન**" નામના રોજીંદા પત્રમાં તા. ૫-૨-૧૯ ના અંકમાં પ્રગટ થયેલી છે, તેનો ફુટનોટમાં ઉતારો લીધો છે, તેમાં ધાર્મિક મતભેદ રહીત સતપંથની સત્યતા વિશે એ મહાત્મા ગાંધીજીએ કરેલ સ્વિકાર, તે માત્ર એમના સત્ય અંતઃ કરણની પ્રગટતાજ માનીએ છીએ, અને એવી ગણત્રી પછી અમો

પંડિત રાધાકૃષ્ણની વિરોધ્ધતાની તુલના કરવાજ માંગતા નથી ! પરંતુ જે પંજાબ તરફના સતપંથીઓને ઉરદુ બુકમાં ત્થા તેનો ગુજરાતી તરજુમો કરીને છપાવનાર મી. કાબાએ ગુજરાતી જાણનાર સતપંથી-ઓના મન દુખવ્યા હોય, તેના દિલાસારૂપ આ જવાબ લખવાની આવી પડેલી ઉતરોતર છેલી ફરજજ માનીએ છીએ, અને હવે પછી પંડીતજી તરફનું કોઇ વિરૂધ્ધ પુસ્તક જવાબ આપવા વગરનું રહી પણ જશે, તોપણ અમારો ઇરાદો તે તરફ મચક આપવાનો બીલકુલ ઉડી ગયો છે. કારણ કે અત્યાર સુધીના તેના દરેક પુસ્તકનો જવાબ આપતા અમોને દીન ઉગતે અદીઠના દર્શન મીસાલ અણગમા સમાન થઇ પડયું છે. કારણ કે, જેને કાદવમાં પથરા ફેંકવાનોજ ધંધો છે, તેના સાથે ઘટતી વાતચિત થયા પછી વળગી રહેવું, એવી પ્રકતી સતપંથને છાજતી નથી. અને હવેથી અમે અમારો ધાર્મિક મતલબ વગરનો ઉદ્દેશ જે આજે દુનીયાના બદલાતા વાતાવરણમાં અમારીજ ધાર્મિક શ્રધ્ધા મુજબ કુદરતી સાધનો વડે થતાં જોઇએ છીએ, ત્યાં એક એક બનાવમાં હજારો મુદ્દાઓ સત્યના સમાયલા છે, અને તે સત્યના વિરોધીઓને ભોંઠા પાડયા વગર રહેતા નથી, ત્યાં અમારો પ્રયાસ કીચીંત માત્ર ગણીશું.

પરમારથીઓના પુંછડા તરીકે મી. અલીભાઇ દેવરાજ ભડલી-વાળાને આ પુસ્તકમાં જે થોડોક જવાબ કર્યો છે, તેથી વધારે અમો કંઈ કહેવાની આવસ્યકતા માનતા નથી, પરંતુ તેમની પરમાર્થી બુ-ધ્ધીના રોહમાં તેઓ નાο આગાખાનને જે સલાહ આપવા માંગતા હતા, તે ઉપરથી પાછળથી તેમના એક મુંબઇના મીત્રે ખુલાસો કર્યો છે

કે, તેઓ પોતાનો ખુલ્લો **પત્ર** અને પંડીતજી ઉપરના પત્ર માટે **પસ્તાય છે. અમો** એટલો પણ ખુલાસો. સંતોશ માટે પુરતો લેખીએ છીએ.

છેવટે અમો **અદ્વૈત સંગમ** તથા **સનાતનધર્મ મહાત્મ** અને છેલ્લે **ઓંમને અલીની ઐકયતાનો આકાર** તથા તે પછી **સતપંથ શાસ્ત્રના સિધ્ધાંતનો** પ્રકાશ કરનાર પાઠો, **ચુંટી ચુંટીને** આપ્યા છે, તે તરફ મતભેદથી તટસ્થ રહી આત્મિક રીસોસોરી મેળવવા ઇચ્છનારને વિવેક સહિત **નિરાંતે વાંચી** મનન કરવા અરજ કરીએ છીએ; કે, જે સતપંથના સિધ્ધાંતો અદ્યાપી અગાઉ કોઇપણ બીજા મતવાળાને સેંકડો કોશેશો કરતાં મળી શકયા નથી. અને વિદ્વાનો અને તવારીખનવેશો એ સિધ્ધાંતોની પ્રાપ્તિ વગર **સતપંથ** માટે તરેહવાર વમળમાં ગુંથાતા માલુમ પડયા છે, તે આમાં આપેલા થોડાક મુદ્દાના પાઠો ઉપર પોતાની નિર્મળ ધાર્મીક વૃતિને રોકશે, તો જરૂર તેમાં હિન્દુ અને મુસલમાન ઐકયતાનું રહસ્ય તથા મનુષ્ય માત્રની ધારમીક મતભેદ વગરની દ્રષ્ટી તે શું ? તે તથા આત્માની ઓળખ પછી ખુદાની ખરેખરી ઓળખનું જેટલું પણ દર્શન થાય, તેટલું થવાદેવાની અમોએ લીધેલી છુટનો સદુપ્યોગ થાય; એમ ઇચ્છીએ છીએ. વરતેજી.

**વરતેજી.**



# અદ્વૈત્-સંગમ્

हिन्दु—(ऑम्)—  —(અલી)—મુસ્લીમ

**ઓંમ એ હીન્દુ અને મુસ્લમીન** ઐક્યતાનો પવિત્ર **મંત્ર** છે !!

બે આંખ પણ નજર એકજ હોય છે !

તે વેદનો મહામંત્ર છે ! "**એકોઽહં બહુસ્યાય**" નું મૂળ છે !

તે અથર્વવેદ (કુરઆન) નો *અં(લ)મ-ગૂઢ ઉચ્ચાર છે !

---

* અ-ઉ-મ્-નું સ્પષ્ટીકરણ -અને અ-લ-મ-અરબીનો ભેદ તેજ છે.

તે એક અને અખંડ શબ્દ છે।!!

તેનું ں× (નુન) નું ચિન્હ અરબ્બી વલાણુનો હવાલો છે!

-અને અલીની સ્પષ્ટ સંજ્ઞા છે!

તે જગતનિયંતાની સંપૂર્ણતાનું લક્ષ છે!

તે નિરાકારનું શુધ્ધત્વ છે!

તે સાકારનું રહસ્ય છે! અહ(મ)દ-અહદ છે

-મનસુરકે પરદેમેં ખુદા બોલ રહા હે!!

તે એકાકારનું સાધન છે-

તે સંસ્કૃત છે। તેનું અરબ્બી "**અલી**" ઉચ્ચાર છે!

તે નિષ્કલંક-નકલંક-પવિત્ર છે. તે માસુમ-અતહર-પાક છે!

તે વેદનું જીવન છે!

તે ઋગ, યજુર, સામવેદનો આત્મા છે!

---

× નુન વલ કલમ્-આ કુરઆનના ફકરામાં નુનથી મુરાદ અલી છે.

તે અથર્વવેદનું આત્મસ્વરૂપ છે!

તે આખાં જગતરૂપ છે!

તે જમીન અને આકાશનું નુર છે!

તે કરતા,, ત્રેતા ને દ્વાપર યુગનો અધિષ્ટાતા છે!

તે કળીયુગે શૂદ્ર નિષ્કલંક અલીરૂપે પ્રગટ છે.

તે બ્રહ્મા, વસિષ્ટ, અને વ્યાસનો ધ્યાતા છે!

તે મંમ (મહંમદ)નો જ્ઞાતા છે!

તે પ્રકાશમાન સૂર્ય છે।

તે પૂર્વ છે! તે પશ્ચિમ છે!

તે આરંભ છે! તે અંત અલી છે!

તે વેદીક છે! તે ઇસ્લામી છે!

તે સંસ્કૃત ૐ ઇશ્વર છે!

તે અરબી અલી અલ્લાહ છે!

ઇશ્વર અને અલ્લાહની યકતાઇ અલીછે!
કુરઆન અને વેદની સરસાઇ અલીછે!
હિન્દુ ને મુસલમાનની સરખાઇ અલીછે!
હા! ઓમ્ અખંડ નક્ષમાં નુમાઇ અલીછે!

યહુદીયોની **એલીયા** માટેની ઇન્તેઝારીનો સાર અલી છે!
બાઇબલનો યહોવાહ તે અલીજ હતો!!
**ઇસુ** ખ્રીસ્તનો છેલ્લો ઉદ્ગાર " ઍલી, ઍલી, ઍલી " તે **અલી** હતો.
ઉન વકત **અલી** બુદ, ન બુદ આદમો હવ્વા—(શમ્સ્તબ્રેઝ).

અલ્લાહ! નિરાકાર તે સાકાર અલી છે!
ઇસ્લામીના ઇમાનનો શણગાર અલી છે!
હા "નુન્ વલ કલમ્" ની સનદ સાર અલી છે!
ભકતોની સ્હાયરૂપ મદદગાર અલી છે!

**વેદોનાં ઓમ મંત્રનો આકાર અલી છે!!**
**સતપંથમાં નકલંકનો અવતાર અલી છે!!**

મુસા અને ઇસાનો યહોવાહ! અલી છે!

કુરઆંમાં યદુલ્લાહ! વજહુલ્લાહ! અલી છે!

હા! પંજેતની નાવનો મલ્લાહ! અલી છે!

ઇસ્માઇલી, નુસેરીનો, અલ્લાહ! અલી છે!!!

વેદોનાં **ઓંમ** મંત્રનો આકાર **અલી** છે!

સતપંથમાં નકંલકનો અવતાર અલી છે!

ચારે જુગ, વેદ, અને ગુરૂના પ્રભાવે **ઓંમ્ નું અલી** દર્શન સનાતન આસ્થાને

-ઝળકાવનાર છે!

આર્ય ને યવન પક્ષપાત છે! પક્ષપાત કે મતભેદ વેદમાં નથી.

હાફેઝ ગર વસલખાહી, સુલ્હકુન બાખાસો આમ!

બા મુસલમાં અલ્લા! અલ્લા! બા બરેહમન રામ! રામ!

રામ! રામ! કહેનેસે ઝાહીદ ખફા ન હો!

કહી ઉસીમેં નુરે-મહમદ છીપા ન હો!

કલ તો મંદરમેં બરેહમનકો દીયેથે દરશન

ઔર આજ મસજીદમેં મુસલમાન બને બેઠે હયેં!

સનાતન ધર્મ મુજબ ચાલુ કળીયુગમાં **નકલંક** દશમ અવતારનું ભજન -લાભ દાતાછે!

સર્વ ધર્માન પરિતજ્ય; મામેકં શરણં વ્રજ;

એટલે-બધા ધર્મનો ત્યાગ કરીને મને એકને શરણ આવ, **એ ગીતામાં** શ્રીકૃષ્ણનું વચન છે!

શ્રીકૃષ્ણ પછી બુધ્ધ અને છેલ્લે **નકલંક** શરણ; એજ સનાતન આસ્થાની સુવર્ણ સાંકળ છે!

**મચ્છ** આરંભ છે! **નકલંક** છેડોછે!

વેદ ઇશ્વરી પ્રોગ્રામ છે! કુરઆન સર્વમય ભદ્ર છે!

સાકાર ઇશ્વરનું વંદન એ સનાતન ભકિત છે!!

ખુદાઇ નુર આદમનાં દેહમાં પ્રગટ થયા પછી તેનો સિઝદો એ ઇસ્લામીનું ઇમાન છે!

અજર! અમર! એક અને! હય્યુલ,! કય્યુમ,! વાહેદ! એકજ અર્થવાળા છે.

**ઇશ્વર અને અલ્લાહ** એક અર્થનાં બે નામ છે!

**વંદન અને સિઝદો** જગતકર્તા સિવાય કોઇને થતાં નથી.

ઇસ્લામ એ વેદના પ્રોગ્રામનો અંત છે!

નબીમહમદ તેજ બ્રહ્મા વેદમાં બતાવેલ છે!

"**अल्लोरसुल महमद्र कबरस्य अल्लोअल्लाम**" એની દલીલ છે.

આત્મા અને રૂહ એકજ છે!

જીસ્મ ને શરીર માત્ર ભાષાનોજ ફરક છે!

રૂહને જીસ્મનો સંબંધ આત્મા અને દેહનાં વર્ણનથી જુદો નથી.

બત્તિ અને પ્રકાશ ઉદાહરણ રૂપ છે!

પ્રકાશનો અવતાર નથી એ સત્ય છે!

(ફાનુસ) બત્તિનો ફેરફાર તે પ્રકાશનો નહીં!

એકડાનું બહુરૂપ આંકડા છે!

દશ (એ) એકડાનું સંપૂર્ણ બહુપણું સ્પષ્ટ છે!

આંકડાનો છેડો એકડો છે સુન્યાકાર! દશાંક લયનું છે!

**એકોહં**="હું એક છું" એ સનાતન માન્યતા ઇશ્વર માટેની છે!

**વહદહુ** (લાશરીક) ઇસ્લામી માન્યતા અલ્લાહ માટેની સનાતન જેવી છે!

અહંબ્રહ્માસ્મી-અને **અનલ્ હકનું** એકજ તાત્પર્ય છે.

ઉત્પત્તિ, अ, સ્થીતિ उ, લય म મળીને अउम (ओम) છે.

લય એ સનાતન આસ્થાનું લક્ષણ છે!

કુલ્લે નફસિન્ જાયકતુલમૌત=દરેક નફ્સ નાશનો સ્વાદ ચાખનાર છે. એ

ઇસ્લામી માનીનતા સનાતન તુલ્યે છે!

**મુકિત** અને **અમરગી** એ એકજ એરણપરનો એકજ ઘાટ છે.

સનાતન આસ્થા શુદ્ધ ઇસ્લામ તરફ પ્રેરે છે!

નિરમળ ઇસ્લામનાં તત્વ સનાતન ધર્મની મહત્તા સ્વિકારે છે.

મનુષ્ય માત્ર એકજ કર્ત્તાની રચના છે!

એકજ કર્ત્તાએ એકજ નિયમ વડે મનુષ્ય બોધ્યા છે!

ઇશ્વરી નિયમ કદી બદલાતો નથી.

એકજ કર્ત્તાનું શાસ્ત્ર જુદું બતાવનાર જુઠાં છે!

ઇશ્વર સુત્રધાર છે!

જગત નાટક છે!

નાટકના ચાર અંક તે ચાર જુગ છે!

ચાર જુગનાં ચાર વેદ તે નાટકનું રહસ્ય છે!

ચાર વેદનાં ચાર ગુરૂ તે વસ્ત્ર અને સ્વરૂપનાં પ્રકાર છે!

દરેક અંકનાં પ્રવેશ, ભાષણ; અને કર્ત્તવ્યનાં પ્રકાર જુદાં હોય છે, છતાં પાત્રો તેનાં તેજ હોય છે! નિમાર્ણીત.

છેલ્લો જુગ અને આખર જમાનો એની એકજ મતલબ છે.

ગુરૂ અને પેગંબર=નો અર્થ ત્રીજો નથી.

શુદ્ર ગુરૂ અને ઉમ્મી (અભણ) પેગંબર, એ **સનાતન** અને **ઇસ્લામ**ની આસ્થાનાં એકપણા રૂપે છે!

છેલ્લાં જુગમાં છેલ્લા ગુરૂનું વચન તે મોક્ષનું દ્વાર છે!

આખર ઝમાનાંના પેગંબરનો **કલમો** અથવા ચોથા જુગના ગુરૂનો **મંત્ર** તેજ દુનિયાનું તારણ કરનાર છે-

શુદ્ર, ગુરૂ! શુદ્ર ભુમિ, અને શુદ્ર અવતાર એ સનાતન ધર્મની કળીયુગની ગણ-ત્રીને હીસાબે, નબીમહુમદ, આરબ દેશ, અને **અલી** ઇમામ, આખર ઝમાનામાં છે.

**નકલંક** અવતાર અને પાત્ર તે એકજ છે.

અલી અને તેનું નુર નસલ બ નસલ તેજ **નકલંક**!

તેજ નકલંક અને ઝમાનાનો ઇમામ **નામદાર આગાખાન** (૪૮) મું પ્રગટ પાત્ર! બીન હરીફ છે!

શ્રીકૃષ્ણ ભારતના ઉદ્ધાર માટે આવવાનું આગમ **ગીતાનું** છે-

શૂદ્ર સ્વરૂપ તેણે સ્વિકારેલું છે.

ભારત (હિન્દ)ની હાલની સ્થીતિ! ઉદ્ધારકની જરૂર બતાવે છે!

ના૦ આગાખાનનો જન્મ **કરાંચીમાં** થયો છે ! ઇ. સ. ૧૮૭૭.

તેજ ના૦ આગાખાને હિન્દુ-**મોસ્લેમ ઐકયતાની** શરૂઆત ઇ. સ. ૧૯૧૧ નાં બેસતાં વર્ષને દિવસે અલ્લહાબાદ ખાતે કરી છે.

શૂદ્ર મુલક યુરોપની વિભુતીવાળી ટેકરી, હિન્દનું શ્રેયસ્કર સુચન છે—

ત્યાંથીજ ભારત-(હિન્દ) નો ઉધ્ધાર થઇ શકે તેમ છે.

ત્યાંજ ના૦ આગાખાનની રફતાર તેજસ્વી છે.

"ઇન્ડીયા ઇન્ ટ્રાન્ઝીશન" નો આશય-ભારતના ઉદ્ધારનું સ્વરૂપ છે ! જેના લખનાર ના૦ આગાખાન એકલાજ છે-ગીતાનો શ્લોક એની દલીલ છે.!

તેજસ્વી ભાષામાં હીન્દના સ્વરાજ્યની માગણી, એ ભારત ઉદ્ધારની સ્પષ્ટતા છે !

વિરોધ-એ-અવતારની ઓળખ માટેજ છે

અહુણાદ-થી અદ્યાપી-એકજ પ્રકાર છે-

દુનિયા દેહ છે; અવતાર જીવન છે !

ઇશ્વરી અવતાર વગર દુનીયા રહી શકે નહીં !

ઇમામ વગર દુનીયા ખાલી હોયજ નહીં !

**વ્રક્ષ** એનું દ્રષ્ટાંત સમજવા લાયક છે, જમીનમાંનું અદ્રશ્ય-મૂળ-જમીન

ઉપરનું થડ; અને તેની ઉપરની ડાળીઓ-અને ડાંખળીયોનો વિસ્તાર જુદી જુદી દિશામાં છતાં, મૂળ અને ટોચપરનાં-કુંપળના કેંદ્રનો વહેવાર એક-સરખો સળંગ છે!

**મૂળથી ટોચ**પરનાં કુંપળના કેંદ્રનો વહેવાર બંધ પડેથી. વૃક્ષ સુકાઇ જાય છે; પડી જાય છે તેજ મુજબ-અહુણાદ અદ્રશ્યમાંથી-અલ્લાહનું નુર (બ્રહ્મજ્યોતિ) અવતાર સ્વરૂપે અદ્યાપી સુધી-સાકારપણે નિરાકાર શક્તી-દુનિયાને જીવન બક્ષે છે. તરક્કી અને તાઝગી આપે છે-

કુંપળને મુળનો સંબંધ બારીક સમજ છે; નિરાકાર ને સાકાર એનો અર્થ છે.

અહુણાદથી-બ્રહ્મા, અને બ્રહ્માથી અલી એક નુરી સાંકળ છે!

અલીથી આગાખાન-તેનો ચમત્કારીક પુરાવો સનાતની છે!

" વઅતસેમુ બેહુબલ્લિલાહ! "-ખુદાઇ રસ્સી-ઇશ્વરી જ્યોતિ-(ઇમામત)-ની પરંપરાને મજબુત પકડો." એ કુરઆનનું ફરમાન-અને સનાતન આસ્થા મુજબ-ઇશ્વરી અવતારને માનવાનાં કારણો સરખાં છે!

આદમથી અલી અને અલીથી આગાખાન, ઇસ્લામી છે.

શ્રીકૃષ્ણથી બુધ-બુધથી અલીની સમજ, તે બુધથી અલી, આદમથી અલીજ છે!

બુધની પહેલાંની સમજ સનાતન શાસ્ત્રમાં વેદ મારફતજ મળે છે.

આદમના અગાઉના આદમોનો હેવાલ-કોઇ ઇસ્લામી કીતાબમાં નથી-પણ

વેદશાસ્ત્રમાં છે. કુરઆનમાં તેનું રહસ્ય જાણનાર **જાહેર ઇમામ** છે.

વિશ્નાપુરી-એ ઇશ્વરી અવતારની નિરાકારથી સાકાર સ્વરૂપની સમજ છે!

"ઇંડથી પીંડ ને પીંડથી બ્રહ્માંડ" એ સનાતની તત્વાજ્ઞાન છે!

"જેણે પોતાને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો" એ ઇસ્લામી સુફીઝમ છે!

**ડૅારવિન્‌ની** ફિલોસોફી તેનો એક ભાગ છે!

હરબર્ટ સ્પેન્સરનો મત એ અધિકાર વગર જાણેલો **વેદાંત** છે.

નાસ્તિક ને આસ્તિકનો એ ભેદ છે.

અધિકાર યુક્ત વેદાંતી-ડારવિન્ અને હરબર્ટ સ્પેન્સર કરતાં એક કદમ આગળ છે.

આસ્થા વગરનો વહેવાર ધ્રષ્ટતા છે!

અધિકાર યુક્ત વેદાંતીની દુનીયા અને વહેવાર, તે નાસ્તીકોને નકામા છે !

**સનાતન અને ઇસ્લામ બેઉ આસ્તીક સરખી રીતેજ છે; બેઉ એકજ છે!!**

**સનાતન અને ઇસ્લામનું** ઐકયતાનું ચિન્હ **"ઑંમનું અલી દર્શન"** સતપંથના મહાત્મા સિવાય કોઇ સ્પષ્ટ કરી શકયું નથી, શકતું નથી! શકશે નહીં!!

**"ઇસ્માઇલીયા શાસ્ત્ર"** તેનો હવાલો છે.

**સતપંથમાં હિન્દુ-મુસ્લમીન** ભાવનાનો **પક્ષપાતજ નથી** !!!!!!!!

ऑंम् !........ऑंम् !........ऑंम् !........ऑंम् !

ऑंम् !........ऑंम् !........ऑंम् !

( हरि )ऑंम् !........( अली ) ऑंम !

( ऑंम ) अली !

મુંબઇ.
ઇ૦ સ૦ ૧૯૧૯
માર્ચ.

લી૦ નૂર પરસ્ત, ઓ.-જો.

ઇબ $\frac{\text{રામ}}{\text{રહીમ}}$ J. વરતેજી.

# ( નિરાકાર )

સુનકાર=લામકાં





ઓમ ॐ અલી

વિશ્નાપુરી } એકોહં
વહુદત { હુબલિલ્લાહ
અહણાદ

આદપુરૂષ

પ્રેમરૂખ



મચ્છ
કચ્છ
વારાહ
નરસીંહ
} સતયુગ

વાયમણ
ફરશીરામ
રામ
} ત્રેતાયુગ

કૃષ્ણ
બુધ-( આદમ ) } દ્વાપરયુગ

નકલંક-(અલીથી-આગાખાન)કળી
યુગ

**હબલિલ્લાહ**
**ખુદાઇરસ્સી**
**નુર**

આદમ
|
નુહ
|
ઇબરાહીમ
| ઇસ્માઇલ — ઈસાક
ઈસાક → મુસા → ઈસા
ઇસ્માઇલ → હાશમ
|
**અલી**
|
**આગાખાન**

**અહલેબેત**
(નકલંક)—અલી—(ઇમામ)
|
જાફરસાદેક
| ઇસ્માઇલ — મુસાકાઝીમ
મુસાકાઝીમ → અસગરી
ઇસ્માઇલ (મિસર)
|
મુસ્તનસરાબલ્લાહ
| નિઝાર — મુસ્તેઅલી
મુસ્તેઅલી → આમીર
નિઝાર
|
(આલમોત)
હાદી
|
ખલીલીલાશાહ—(ઇરાન)
|
**(આગાખાન)**
હશનઅલીશાહ=ભાર્ત
|
અલીશાહ
|
સર સુલતાન મહમદશાહ

---

**નોટ—एकोहं** હું એક છું—એ વહદતનાં શબ્દોચ્ચારણ પછી આદમ માં ઇશ્વરી જ્યોતિ પ્રગટ થયા પછીનાં સિલસિલાને વિશ્વા-પુરી અથવા હબલિલ્લાહ તરીકે બતાવેલી સંક્ષિપ્ત સમજની સનંદ સતપંથ શાસ્ત્રમાં મતભેદ વગર છે........
કે—**તેની** જાત **ઈસ્માઇલ ને ગોત્ર** નકલંકી
**એ તો વિશ્નુ શાહ નિઝારીયાં.** (પીર સદરદીન)

# દિબાચો.



હીઝ હાઈનેસ નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહ, જી. સી. એસ. આઇ. એલ. એલ. ડી. અને ચીફ ઓફ બોમ્બે પ્રેસીડેન્સીને પોતાના મુરશીદ માનનારા અથવા ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ "સંભવામી–યુગે યુગે" ના ઉપર શ્રદ્ધા રાખી એમનું સ્વરૂપ કળીયુગમાં શાસ્ત્રિય રીતે જાણ્યા પછી, હિન્દુ જાતીના ઉંચ વર્ણો બ્રાહ્મણો, વાણીઆ, અને કણબીઓ વિગેરે સેંકડોની સંખ્યા ઇ. સ. ૧૯૧૪ની સાલથી જાહેરમાં આગાખાની તરીકે ઇમામી ઈસ્માઈલી જમાતમાં દાખલ થયા પછી અને આર્ય સમાજીયો થોડીક મુદતથી હિન્દુ ધર્મની વિરૂદ્ધ તથા વેદ વિરૂદ્ધ જાહેર થઇ, ઉઘાડા પડયા પછી, 'મીયાં પડયા પણ ટંગડી ઉંચી' રાખવાના પરમાર્થી સાહ્યામાં સ્વાર્થી શયતાન તરીકે ઇસ્લામના પવિત્ર સિદ્ધાંતોના શત્રુ થતાં ખાધેલી હાર ને ઇન્સાફી માર પછી જો કે જાહેરમાં મુસલમાનોથી વિતંડાવાદ ભુલી ગયા છે તોપણ સાચા જીગરના બળાપા તરીકે પાક કુરઆને શરીફ

માટે અલ્લાહુના નામથી પોતાની કરેલી શયતાનીયત ભરેલી ટીકા ' સત્યાર્થ પ્રકાશ ' નામના ગ્રંથમાં હજી સુધી રહી જવા પામી છે. ને ઇશ્વરના સત્ય શાસ્ત્રના વિરોદધીઓ માફક એ આર્યસમાજીયોરૂપી બાવળનું ઝાડ દુનિયાના ધારમીક આસ્થાના પવિત્ર બગીચામાંથી જડમુળથી ઉખડી જવા સાથે ' સત્યાર્થ પ્રકાશ ' ' (સત્યાનાશ પ્રકાશ) ' તરીકે નીસ્તો નાબુદ થઇ જશે, એમ ઇચ્છયા પછી—અમો એ જબાંદરાઝ આર્ય-સમાજીયોના ગુમરાહી ભરેલા અનાસ્થીક અને પોકળ વિચારોનું ઝેરી વાતાવરણ જગતનિયંતાની જ્યોતિના ચાહકોના નસકોરા આગળથી નાશ થવા પવિત્ર સંસ્કારોનો ઉભરાતો પમરાટ અમારા શુધ્ધ હૃદયના જુસ્સાદાર જવાબથી ફેલાવી હકીકતી ઇસ્લામના ઇસ્માઇલી ફીરકાના સિદ્ધાંતો મુજબ બ્રહ્મ-જ્યોતિ અથવા ખુદાઇ નુરનો પ્રકાશ નિર્મળ અંતઃકરણ ઉપર પાડવા પાછી પેની કરીશું નહિ.

આવા હેતુ વડે અમારો પ્રથમ પ્રયત્ન ' ઇસમાઇલી ચાબુક ' નામનું નાનકડું પુસ્તક સુરત ખાતે પંડીત રામચં-દ્રના પાખંડી ભાષણનું પોગળ બતાવી ઇસમાઇલીયા ફિરકાની ધારમીક ક્રિયા માટે કરેલી અનાસ્થિક ટીકાની ખરી સમજ આપીને પ્રગટ કર્યું છે. ત્યાર પછી–' આફતાબે હકીકત 'ના પુસ્તકમાં પંજાબ તરફના પંડીત રાધાકૃષ્ણના ધૃષ્ટતા ભરેલા પચીસ સવાલોનો વિસ્તાર પુર્વક ઇસમાઇલીયા જવાબ આપી મુસલમાન ચુસ્ત શરીયતી ભાઇયોને ભડકાવવાની પદ્ધતિ માટે હાકકતી ઈસ્લામના રહસ્યથી સમજ આપી છે.

અને ત્યાર પછી આર્યસમાજીયોના ભાંડણપણાનો વખાણનાર અઠવાડીક 'આર્ય પ્રકાશ'ના તંત્રીએ ભાટીયા સ્કુલો બાબત કરેલી ટીકાવાળા અગ્ર લેખમાં ઇસ્માઇલીયા ધારમીક શિક્ષણપર કરેલ હુમલાનો તિક્ષણ જવાબ "આર્ય પ્રકાશની ઉદ્ધતાઇ" નામની બુકમાં આપ્યો છે. અને ત્યાર પછી ખુલ્લી ચિઠીના સહુરાઘાતભર્યાં (૩૨) સવાલોનું ભોપાળું એજ નામથી ભરપુર જવાબોના પુસ્તકમાં આપ્યા પછી ઇસ્માઇલીયોની ચુપકીદીનો ગેરલાભ લેનારા આર્ય સમાજી-યોમાંના પંડિત રાધાકૃષ્ણે સ્વાર્થી શયતાનીયતભર્યાં ટીકાઓમાં 'આગાખાની ખુદાઇ' નામના પુસ્તકમાં એવો ઉમેરો કર્યો છે, કે જો અમો એ પુસ્તકનો સાચો રદીયો આપવાની સ્હેજબી કસર કરીએ, તો હકીકતી ઇસલામી સિદ્ધાંતોના પ્રેમીઓને ગેરઇન્સાફ કરનારાનું ખોટારૂં બહાર નહિ પડવાથી અમારે શીરે લટકેલી ફરજ નહી અદા કર-વાનો ગુન્હો કરવા સમાન ગણાય. આ છેલ્લા પુસ્તકમાં પંડિત રાધાકૃષ્ણે એક નજીસ અંતઃકરણવાળાના છેલ્લી ઘડીના સનેપાત સરખા હોવાથી કરેલા બકવાટનું વજન, સુજ્ઞ જન-સમાજમાં પડી શકે એવું નથી. પરંતુ તે બંદ પડવાનો ઉપકાર કરવાની સારવાર જેટલી પણ અમારી કોશેષના સત્ય રસ્તે અને ઇસમાઇલીયા ફીરકાના માનવંત પીર સદરદીન, અને પીર હુસન કબીરદીન, અને પીર તાજદીનના ઇમાનનું જીવન બક્ષનારા અમૃતવચનોના આશરા નીચે રજુ કરી અમારી ધારમીક મગરૂરી સાબેત કરવા સામર્થ્યવાન બનશું.

આ સ્થળે પંડિત રાધાકૃષ્ણને જે સનેપાતના તત્વો લાગુ પડયા છે, તે તેના ખામીવાળા સમજ શક્તિના દર્દના લીધે પડયા છે. તે સંપૂર્ણ નહિ જાણનાર ઉંટવૈદ્ય તરીકે મી. એદલજી ધનજી કાબાએ આગાખાની ખુદાઈનો જવાબ લખવાનો વૃથા પ્રયત્ન કરી પુસ્તક બહાર પાડયું છે. તેની એક નકલ મુંબઇના ઇસ્નાઅશરી ખોજા જમાતના સભ્ય ગૃહસ્થ મારફત મી. એદલજી ધનજી કાબાના સાહસ પ્રત્યે કંટાળાથી જોનાર તરીકે મને પ્રાપ્ત થઇ છે. તેમાં આર્ય સમાજીયોને જવાબ આપવાની કાચી સમજ વાપરતાં મજકુર કાબાને ઘણું પુગાઇ જવું પડયું હશે, પરંતુ હકીકતી ઇસલામના ઉંચા રહસ્ય-યુક્ત સિદ્ધાંતોની સમજ વગરના હોવાથી કોઇ ઇસ્માઈલી તે તરફ દીલસોઝી દેખાડી શકયો નથી. તે તો એક બાજુ. પણ તેના મતના ઇસ્નાઅશરીઓ જેઓ વિચારશીલ છે, તેઓને પણ કંટાળો અને નફરત ઉપજાવનાર નીવડયા છે. એમ અમો જાણ્યા પછી આ જવાબ લખવાની અમારી ફરજ બજાવીએ છીએ અને પંડિત રાધાકૃષ્ણને જવાબ લખવા પછી મી. એદલજી ધનજી કાબાને પણ જૂદો જવાબ લખી શુદ્ધિ ઠેકાણે લાવવાના નિર્ણય ઉપર આવવું પડયું છે, કે જેમ કરવા પછી મી કાબાના બીજા અણવાકેફીઅત લખાણો માટે અમારો કદમ લંબાવીશું.





# આગાખાની ખુદાઇના ઝળકાટ?

અથવા

## (શમ્સી) ઇસમાઇલીયા ફીરકાનો ભેદ.

લખનારઃ—E. J. વરતેજી.

{ પેશાવરવાળા આર્ય સમાજી પંડિત રાધાકૃષ્ણ આગાખાની ખુદાઇ ઔર ઉસ્કે કરીસ્મે" એ નામના ઉરદુ પુસ્તકની શરૂઆતમાં જણાવેછે કેઃ— }

પ્રથમજ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, મેં શા માટે આ મીશનનું કાર્ય હાથ ધર્યું છે? અને તેમ કર-

વાની મને શી જરૂર હતી ? શા માટે હું " ઓરૂંકી તુઝે કયા પડી ઝાહેદ, અપની નબેડ તું " ના મીસરા પર અમલ કરી ચુપ ન બેશી રહગો ? પરંતુ હું તે માટેના કારણો બહુજ ટુંકાણમાં વિદિત કરૂં છું. પ્રથમ તો સર આગાખાન બાપડા ભોળા મજુર વર્ગના અજ્ઞાન ખુદાના બંદાઓના, પોતેજ ખુદા તથા પૈગંબર બની બેઠા છે. અને પોતાના તેવા ભોળા મુરીદોને સઘળા જગતનું સવાલાખ વર્ષ સુધી રાજ્ય કરવા અને રાજ્ય ભોગવ્યા પછી, હમેશાનું સ્વર્ગ અને તેમાં સોના ચાંદીની ઈંટો અને કસ્તુરીના ગારાથી બનેલાં રત્નજડીત ઝળકીત પાંચ પાંચસો મૈલના ઘેરાવામાં આવેલા આલીશાન મહેલો, બાગ બગીચા સહિત, કે જેમાં શરાબ, દુધ, મધ તથા અમૃતના વહેતા ઝરાઓ અને સોના તથા અગણિત હીરાથી જડીત થયેલા હોજો, સૂર્ય તથા ચંદ્રના જેવી ચકચકીત પરી સમાન અપ્શરાઓ, પાનસો પાનસો છોકરાઓ અને પાનસો પાનસો ફીરીસ્તાઓ સેવામાં, વીગેરે હજારો પ્રકારની અચરજ પમાડનારી કીંમતી જણુસો આપવાના વાયદાઓ આપી, તેમનાથી પોતાની પુજા કરાવી, રાત્રી દીવસ હજારો, લાખો રૂપીઆ, જુદા જુદા પ્રકારના ઘરવણાઉ રીત રીવાજોથી પ્રાપ્ત કરે છે. જેથી એક તરફ તો આગાખાન ખુદાનો ભાગીદાર થઇ કૌશલ્ય તથા પ્રપંચબાજીથી ખુદાના ગરીબ બંદાઓના નાણાં ખુંચવી પોતાની આકેબત માટે ગુનાહનો બોજો એકઠો કરે છે. જેથી તેનો આત્મા ખુદાઇ હુકમ પ્રમાણે સખ્ત પાપી થઇ રહ્યો છે.

જવાબ.

ઉપરના પેરેગ્રાફમાં પંડિત રાધાકૃષ્ણ પરમાર્થના સાલ્લામાં, સ્વાર્થી શયતાન તરીકે આર્ય સમાજના મીશનનું કામ હાથ ધરવાની બાબત, અભણ અને અજાણ્યા હિન્દુઓને આગાખાની તરીકે જે વિશ્વાસ ધરાવે છે, તેને બોધ કરવાનું મહાન કાર્ય કરતો હોય એવો ભાસ આપે છે. ત્યારે નામદાર આગાખાનને માનનારા મજુર વર્ગને બાપડા અને ભોળા ભોળા ગણી ભોળવવા યુકિત વાપરે છે! તથા સ્વર્ગની માનીનતા વિશે પોતાના વિચારો બતાવી અનાસ્થિકપણું ચિતરે છે. આવી રીતે હકીકતી ઇસ્લામ અને તેમના મુરશીદ નામદાર આગાખાન વીશે તથા દસોંદ ( ખુમ્સ ) તરીકે અપાતા નાણાં બચાવવાની હીમાયત કરીને પંડિત રાધાકૃષ્ણ પોતે એમજ માનતા લાગે છે કે, આ બધું તેમની સમજુતીનીજ ગેર-હાજરીમાં અથવા તેમના બળતા અંતઃકરણના ઉભારા વગર જે ચાલે છે તેમાં કંઇ વજુદ નથી.?!

શું પંડિત રાધાકૃષ્ણના આ વિચારો હિન્દુ ધર્મ વિરૂદ્ધ, કે વેદ વિરૂદ્ધ, કે ગીતા વિરૂદ્ધ નથી? અને જો તે અમો સાબેત કરીશું તો પછી પંડિત રાધાકૃષ્ણનું પરમાર્થપણું નહિ પણ આર્ય સમાજને મીશનના પગારદાર નોકર તરીકેનું પેટભરુ, અથવા સ્વાર્થના શયતાન જેવું ગણાયા વગર રહેશે? પંડિત રાધાકૃષ્ણ ઇસ્લામ વિરૂદ્ધ થવામાં તેમના ગુરૂ દયાનંદના કુરઆને શરીફના સખ્ત ટીકાને વળગીને વાતો કરતો હોય, તો તેમનાં નજીસ અંતઃકરણના ભલા માટે અમોને દયા ઉપજે છે, કે—ધર્મની વ્યાખ્યા અને આસ્થા

વગરના મુરખાઓના વચનો તો શું ! પણ જીન્દગી ભારરૂપ છે. તેમજ ધર્મની આસ્થા વગરની વિદ્વતા તેલ વગરની બત્તિ માફક પ્રકાશ થઈને બીજાને ફાયદો પહોંચાડી શકતી નથી. અને એ હિસાબે ઇસ્માઇલીયા ફીરકામાં માનવંત કે જેઓ પુર્વજ ઋષિ મુનિઓથી ચઢતી પંક્તિના એટલા માટે ઠરે છે, કે તેઓ જંગલના બદલે પરમાર્થનો ધારમીક છાપ વેદ મુજબજ વસ્તીમાં વસીને પાડયો છે. વેદ અને કુરઆન એ બેઉ ધારમીક પવિત્ર શાસ્ત્રોના આધારે આપેલી સ્વર્ગની આશા જો ખોટી હોય, તો તેને ખોટું કહેનાર આ જગતમાં કોઈ રીતે સાચો થઇ શકતો નથી. અને તેથીજ આર્યસમાજીઓ માટે હિન્દુસ્તાન ભરમા કંટાળો છુટયો છે.

**ભાટીયા પ્રકાશ નામના પુસ્તકમાં લખેલું છે કે.—**

**"આર્ય સમાજ એક હિન્દુઓ સાથે નહિં, હિંદુસ્તાન સાથે નહિં, એશીયાખંડ સાથે નહિં. પુર્વ ગોળાર્ધ સાથે નહિં, પરંતુ અનુમાનથી કહી શકાય છે, જે દુનીયાની દોઢ અબજની વસ્તિ સાથે વિરૂધ્ધતા ધરાવે છે."**

અમો ઈસ્લામી તરીકે ઉપરની વિગતથી વાકેફ રહેવા પછી હિન્દુ ભાઇયોનો કંટાળો અમારો તિરસ્કાર ઉસ્કેરે છે કે-આર્ય સમાજીયો જો પોતાના હિન્દુ ભાઇયો કે શાસ્ત્રોની કે વેદની કોઇ જાતની દીલસોઝી મેળવી નથી શકયા, તેમની તે ઉપરથી થયલી માઠી હાલત વિશે બચાવ નહી કરનાર, કઇ રીતે પારકાને બચાવવા નીકળ્યા છે, તે સુજ્ઞ વાંચકો ભોળા થયા વગર પણ વીચારી શકશે,

બલ્કે જે લોકોને ભોળા માને છે તેઓ પણ તેમની આ હાલત જાણે તો તેમને ધિક્કારે છે, છતાં ધારમીક આસ્થાઓમાં આવી આવી આશાઓ સમાયેલી છે, તેના ઉંડા રહસ્ય તરફ વિચારનાર પંડિત રાધાકૃષ્ણ પંડિત હોત તો, સ્વર્ગ, કે જન્નત અથવા અમરાપુરીના વર્ણન માટે કદીપણ અનાસ્થાના રાક્ષસીપણા જેવી ભાષા વાપરતે નહિં, અથવા આવી સુંદર આસ્થાના પરિણામ વિશે કંઇ પણ જણાવ્યા અગાઉ પંડિત રાધાકૃષ્ણને પ્રશ્ન કરીશું કે—વેદના શ્લોકો કે ઋષી મુનીઓના વચનો અથવા કુરાને શરીફમાંથી એક શબ્દ એવો બતાવો કે—જેમાં સ્વર્ગ, અમરાપુરી, કે જન્નતની હકીકતો માટે વિરૂદ્ધતા બતાવી હોય, અમો અગાઉ કહી ચુકયા તેમ, પવિત્ર શાસ્ત્રો ખુદ, કે જેને ઇશ્વર પ્રણીત અલ્લાહના ફરમાનો તરીકે ઓળખાવવામાં આવે છે, તે તેવા વર્ણનોનો એક સરખી પદ્ધતિથી સ્વિકાર કરે છે. અને તેવીજ રીતે અમારા પવિત્ર ઇસમાઇલી શાસ્ત્ર વચનમાં ખુદાઇ નુરની ઓળખ માટે, નીતિ જાળવવા માટે, અને બીજા દરેક ભલા સદ્‌ગુણો તરફ વાળવા માટેજ એવા ઐહિક વચનો સમજાવ્યા છે. ત્યારે પંડિત રાધાકૃષ્ણ જેવા અનાસ્થિક આર્યસમાજીયોની ધૃષ્ટતા, વેદ વિરૂદ્ધ ધારમીક મુર્ખતા છે, ત્યારે અમો ઇસમાઇલીયો જેઓ હકીકતી ઇસલામના ઉંચ અને શુદ્ધ તત્વોને માન્ય રાખનારાઓ એવા સ્વર્ગ, કે જન્નતના વરણનોને મુક્તિના દરજાથી નીચેના દરજાના ગણીએ છીએ, કે જેમ અમારા ઇસમાઇલી શાસ્ત્રો અને **જાહેર ઇમામોના** શ્રી મુખના ફરમાનો વડે સમજીયે છીયે.

જેમ એક નિશાળે જવાની શરૂઆત કરતાં બાળકને ભણુતરનો હેતુ સમજાવાતો નથી, પણ તેનામાં જેટલી સમજ હોય, અથવા જે વસ્તુ તરફ તેનો મોહ હોય, તેના કારણ તરીકે ભણુવા મુકતી વખતે સમજાવી લેવાય છે. અને જેમ જેમ તે બાળક નિશાળમાં ભણુતો જાય છે, તેમ તેમ તેની વયના પ્રમાણુમાં જે મોહ થતો જાય, તે મુજબની અભિલાષા તરફ સંતોપવામાં આવે છે. પ્રથમ મીઠાઇનો મોહ, પૈસાનો મોહ, કપડાંનો મોહ, રમકડાંનો મોહ, ફરવાનો મોહ ! વિગેરે વિધ વિધ તરેહની મોહની વસ્તુઓ પુરી પાડવામાં આવે છે. પરંતુ ભણાવવાની માબાપની નેમ તે નથી. પરંતુ જ્યારે મોટી વયના થાય છે, ને અભ્યાસ આગળ વધારે છે, ત્યારે ભણાવવાની નેમ ચતુર બાળક પામી જઇ પોતેજ બીજી વસ્તુનો મોહ મુકીને ભણવાની પોતાની શક્તિઓ કામે લગાડે છે. અથવા સુસ્ત બાળકને માબાપ આખરે ભણવાની ખરી નેમ સમજાવે છે કે, " દીકરા જો નહિ ભણુશે તો મુર્ખ રહીશ. દુનિઆ મોજમજાનું સાધન નથી, પરંતુ પોતાના ઉદર, પોપણુ અને સંસાર વહેવાર જાળવવાના ઉત્તમ સાધન તરીકે તારે તારૂં ભણુતર પૂર્ણું કરવું જોઇએ." આવી વાતો વયના પુખ્તપણાં ઉપર સમજાય છે, ત્યાં સુધી બાળક વૃત્તિની બાબતો ઉંચા આશયને વળગીને બતાવવામાં શાસ્ત્રોનાં વચનમાં માયાળુપણું છે. અને જે જે વાતો બાળવયમાં મીઠાઇ, કપડા અને અન્ય વસ્તુઓની પ્રાપ્તી પણુ જે પુર્ણું ભણી રહે છે, તેને તેની લાયકાતના પ્રમાણુમાં અને શુદ્ધ વાસનાના હિસાબે જ્યારે વિદ્યા પ્રાપ્ત થયા પછી જે ધંધો કરે છે, નોકરી કરે

છે તેમાંથી મેળવી શકાય છે. એમ પોતે પણ સમજે છે. આવી શૈલી તરફ અભાવ અથવા ચેષ્ટા કરનારા આર્ય સમાજીષ્ટ પંડિતજી અનાસ્થાના પંડિતજ ગણાય! અને દુનિયાના ડાહ્યા પુરૂષોનો અભાવ મેળવી જગતમાં પોતાનીજ ચેષ્ટા કરાવે છે.

ત્યાર પછી પંડિતજી (કડકા બંગાલી પંડિતજી) પોતાની સ્થીતિના પ્રમાણથી વારસીક પૈસો તે અમારા મુરશીદ અને હાજર ઇમામની હજુરમાં અમો મુરીદો પોતાનાં આત્માના કલ્યાણ અર્થે આપીએ છીએ તેને ધરવણાઉ રીત રીવાજોથી અને ગરીબોના નાણાં ખુંચવી લેવાનું લખતાં ધરવણાઉ ભાષા વાપરી પોતાની પંડિતાઇનું પોકળ સુજ્ઞ સમાજ આગળ ઉઘાડું પાડે છે.

**વળી પંડીતજી જણાવે છે કે:—**

બીજું હજારો નહિ પણ, લાખો ખુદાના બંદાઓ આગાખાની ચકમાઓમાં સપડાઇ જઇ, ખુદાથી મુનકર અને ગુમરાહ, આગાખાન પરસ્તીમાં લપટાઇ તન, મન, ધન વીગેરે સઘળું ગુમાવી રહ્યા છે; બલ્કે આવી ઇનસાન પરસ્તીએ તેમને એટલા તો આંધળા તથા તદ્દન અજ્ઞાન બનાવી દીધા છે કે, જે ખુલ્લી રીતે કહે છે કે, આગાખાન સિવાય બીજો ખુદા હોય તો તેના પર... મોકલે છે. અને દરેક પ્રકારના ગુનાહો બેધડક અને હિમ્મતથી કરતાં જરા પણ પાછું વાળી જોતાં નથી; કેમકે આગાખાન પોતાના મઝહબના પુસ્તકોને આધારે વાયદો કરે છે કે, જો તે લોકો ફકત લાગુ કરેલા ટેકસો આપતા રહેશે તો, મુકિત તથા સ્વર્ગના તેઓ બેશક હકદાર થઇ જશે. આગાખાન એમ પણ કહે છે કે, તેણે આ મનુષ્ય અવતાર માત્ર

પોતાના મુરીદોને મુકિત અપાવવા અને સ્વર્ગમાં પહોંચાડવાને માટે ધારણ કર્યો છે; કેમકે તેના મુરીદો પ્રથમના ત્રણ યુગોમાં અને વળી એક વખત આ કલજુગમાં પણ મુકિત પામવાથી વિમુખ રહી ગયા; તેટલા માટે હવે આગાખાને ખાસ કૃપા કરીને, પોતાના મુરીદોને દરેક પ્રકારની ધાર્મિક ઉપાસના તથા તકલીફો તથા પ્રાર્થના વિગેરેની માફી દઇ, માત્ર એટલી ફરજ નાખી છે કે, તે લોકો રૂપિયા કમાય અને નક્કી કરેલા ટેકસો આપતા રહે. તેમની કમાણીના નાણાં જ્યારે આગાખાનના મુખમાં જશે. ત્યારે તેઓ મુકિતને પામશે અને મુરીદોને સ્વર્ગમાં પહોંચાડવામાં આવશે. બાકીનું કોઇપણ સ્વર્ગ પામશે નહિ.

**જવાબ:—**

અમોને કહેવાની ખુલ્લી ફરજ થઇ પડે છે, કે પંડિતજી જેવા કે જેને સ્વર્ગ કે જગતની ધારમીક આસ્થાઓના રહસ્યનો પણ ખ્યાલ ન હોય, તેમને અમારા મુરશીદના હજારો, લાખો અને કરોડો રૂપિયા માટે કઇ પરગજુ વૃત્તિથી આંખમાં મરચાં ઉડયાં હશે ? તે દેખાઇ આવે છે કે, જેને ધારમીક આસ્થા નથી, તેઓ વેદ, ગીતા, કે બીજા પોતાની માનીનતાના ગ્રંથને વિરૂદ્ધતા દેખાડવા પહેલાં પોતાની નોકરીના પગારના મોહમાં અંધ બનેલા ઉદર પોષણના લાલચુ પંડિત રાધાકૃષ્ણની કડકાઇને લીધે. વોય બાપરે! લાખો કરોડો રૂપિયા આગાખાનને લોકો આપે છે. તે જો આપતાં અટકે તો રખે પંડિત રાધાકૃષ્ણજીની પારમાર્થીક સત્યતામાં લોકો તેમને આપવા માંડે તો કેવું મજાનું ? અને નામદાર આગાખાને પણ રખે એવીજ

રીતે પોતા પાસે લોકોનું નાણું ભેગુ કયુ હોય. નામદાર આગાખાન પણ મનુષ્ય છે, ને પંડિતજી પણ મનુષ્ય જેવા છે, જે કોઇ પરગજુ વૃત્તિનો સાલ્લો પહેરે તેને લોકો પૈસા આપે કે માલામાલ થઇ જાય. પંડિતજી આવી રીતિને પરમાર્થ કહેતા હોય, તો તે ખોટું છે; બલ્કે પાખંડપણું છે. અને હિન્દુ ધર્મમાં અવતારની ગેરહાજરી ગણાવી અથવા પરમાર્થીપણાનો સાલ્લો પાખંડથી પહેરનારાઓજ પ્રભુરૂપ છે; એમ ગણાવનાર એમના ગુરૂ દયાનંદની વિદ્વતાની ધારમીક હુલડાઇમાં ફસાયેલા આસ્થિકોના મહંત બની બેઠેલા જેવા પોતાને બનાવાની શંકામાં રાધાકૃષ્ણજીએ નામદાર આગાખાનના વિરોધી થવાનું મુર્ખપણું વાપર્યું છે, પરંતુ 'હંસ,' અને 'બગ,' એ બેઉના સ્વરૂપની ઐકયતા ભક્ષણ ઉપરથી જુદી પડે છે. તેવીજ રીતે ધુતારા બગ મહાત્મા પંડિત રાધાકૃષ્ણની ભાડુતી પંડિતાઇના ધખારા અને પરમાર્થીના સાલ્લામાં ઓળખાઇ જતા પાખંડથી તેમના હિંદુઓથી થતા હડધુતના હેવાલો કહી આપે છે. અમારા મુરશીદ નામદાર આગખાનરૂપી 'હંસ' ના સ્વરૂપમાં-બગ મહાત્મા રાધાકૃષ્ણ જીવતા જીવત જે દશા ભોગવે છે, અને તેમના દેહ ઉપર જે જે અઝાબ થાય છે, તે તેમના પાખંડીપણાના માટે હાલ તરત અમે ઓછી સમજીએ છીએ. કારણ કે ઇશ્વરી નિયમો તરીકે દરેક ઇનસાન પોતાની કમાઇમાંથી અમુક ભાગ પોતાના ધર્મગુરૂના ચરણમાં મુકે અને તેથી પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છે એમ કયા સતશાસ્ત્રો નથી કહેતા? આવા ધર્મ નિયમો સમજાવવા માટેજ ધર્મ શાસ્ત્રો છે, યજ્ઞ કરવો, બ્રાહ્મણોને દાન આપવું, ઇશ્વર પરાયણ

ખર્ચ કરવું, અને પોતાના ગુરૂની સેવા કરવી, એમના ચર્ણે તન, મન અને ધન અર્પવું, એ કયા શાસ્ત્રમાં નથી? અથવા છે તો તે કઇ રીતે ખરાબ છે? જો આવા પ્રશ્નો તરફ પંડિતજી લેશ માત્ર કોર મરોડે તોજ તેમને અમારા મુરશીદને આપવામાં આવતું કમાઇનું નાણું આત્મ કલ્યાણનો માર્ગ છે તે સમજાય. ઇસ્લામમાં પણ ઇમામોની હજુરમાં કમાઇનો અમુક ભાગ જેને 'ખુમ્સ' કહેવામાં આવે છે તે આપવોજ જોઇએ. એ નિયમનાજ લીધે અમો અમારી કમાઇનો અમુક ભાગ અમારા મુરશીદ માટે ગણીને આપવાની અમારી ફર્જ અમારા મોક્ષનું કારણ છે. અને જેવી રીતે દરિયાનું ખારૂં જળ સુર્યના પ્રકાશ વાટે શોષાય છે, ત્યારે મીઠું અમૃત સમાન થઇ પાછું ખેતીવાડીને આબાદ બનાવે છે. તેવી રીતે અમારા ઇમામના ચરણમાં અમારી કમાઇનો હિસ્સો કબુલ થયાથી અમારી કમાઇજ અમારૂં જીવન આબાદી એમનાં આશિરવાદ વડે મેળવે છે, અને તે સ્પષ્ટ જાણે છે, પછી પરમાર્થપણાનો અંધાર પછેડો ઓઢીને પંડિતાઇ બતાવનાર બગ મહાત્મા રાધાકૃષ્ણના ગમે તેમ ભડકાવવાથી પાછા હઠી નહી જાય તેમાં નવાઇ શેની? પંડિતજીના પરમાર્થના ઓઠા તળેની કોશેષ ખરા ઇસ્માઇલીયો નજીક છુપી શકતી નથી. એવી દીવ્ય ચક્ષુઓથી અર્જુન માફક શ્રી કૃષ્ણ રૂપ નામદાર આગાખાનને જોયા પછી પંડિતજી લખે છે તેમજ સતપંથી જવાબ બેધડક આપે કે-જે ખુલ્લી રીતે કહે છે કે-" આગાખાન સિવાય બીજો કોઇ ખુદા નથી."

આ જવાબ ઉપરથી પંડિતજી પોતાની પાપી વૃત્તિ પ્રગટ કરતા લખે છે કે " અને દરેક પ્રકારના ગુનાહો બેધડક અને હિમ્મતથી કરતા જરા પાછું વાળી જોતા નથી."

આગાખાનીઓ દરેક પ્રકારના ગુનાહો બેધડક અને હિમ્મતથી કરે છે, તો પછી તેઓને ગરીબ અને ભોળા માનવાની વાત ખોટી ઠરે છે. અથવા દુર્યોધન દ્રષ્ટિ છે. અને અર્જુનની સમીપ દુર્યોધન મિસાલ ઇસમાઇલીઓ સનમુખ પંડિત રાધાકૃષ્ણ જેવા વિરોધીઓ છે. અને આવી પરસ્પર અસમાનતાના તત્વો કદી પણ સરખાં હોતા નથી. અને તેથીજ અમારા નામદાર આગાખાનને તેમનાં ભાવીક મુરીદ ઇસમાઇલી જે નજરે જુએ છે. તેનાથી વિરોધ ભાવનાથી રાધાકૃષ્ણને દેખાય અને પછી હજરત પયગમ્બર અને હ. અલીની સીધી નસલે ખરા મુસલ-માનોના ઇમામ વિરૂધ્ધ અબુજેહલ જેવી મુર્ખતાથી જે જે ઉચરે તેની કીંમત જમાનાના લોકો જેમ કરતા આવ્યા છે તેવેજ ફેજે પહોંચ્યા વગર રહેશે નહી.

**વળી પંડીતજી જણાવે છે કે—**

ઉપર વર્ણવેલી સ્થિતિ તથા કારણોને લઇ, જે કાર્ય મેં હાથ ધાર્યું છે. તે કાંઇ નવીન કાર્ય નથી, બલ્કે સઘળું જગત જાણે છે કે, સઘળા ધર્મો તથા પંથોના સત્ય તથા ખરા ખુદા પરસ્ત લોકો, સઘળા દીન તથા મઝહબના હાદીઓ તથા રાહનુમાઓ, તેને પોતાની ખાસ અને ઘણીજ અગત્યની ફરજ સમજી, જો કે તેથી મહાન સંકટો વેઠી તથા લાખો કુરબાનીઓ આપી, તેને કરતા આવ્યા છે. તો તે પવિત્ર તથા ઉંચી ફરજ પુરી કરવામાં પ્રયાસ કરવો માત્ર

મારા માટેજ નહિ; બલ્કે પ્રત્યેક ખુદા પરસ્ત માટે ફરજીઆત છે કે, તેઓ રાત્રી દિવસ, ઉંઘતા, જાગતા, ઉઠતા, બેસતા અને હાલતા, ચાલતા, જગતમાંથી કુફ્ર, વહેમપરસ્તી, ઇનસાનપરસ્તી વીગેરે ગુનાહો જડમુળથી ઉખેડી નાખે અને એવા સઘળા ખુદાથી ગુમરાહ થયેલા ભોળા બંદાઓને, ઇનસાનપરસ્તી વીગેરે ગુનાહોથી નિરાળા કરી, ખરા ખુદા વાહેદહુ લાશરીક બંદગીને પાત્ર અને અનાદિ ખુદાની બંદગી તરફ તેમને લઇ જાય અને તેવીજ સમજ આપે; કેમકે ઇનસાનપરસ્તી અને નાશવંત તત્વોની પરસ્તેશ વીગેરે વીગેરે જુઠા વિચારો અને જુઠા અકાયદોજ સઘળી પડતી તથા પાયમાલીના પાયારૂપ છે. જ્યાં તેનું ઝેર ફેલાયું, ત્યાં સઘળી આત્મિક તથા નૈતિક ઉન્નતિનો નાશ થયો. જેવી રીતે ચીનમાં લોઢાના બુટોનો ઉપયોગ બાળકોના પગોના વધવાને અટકાવી દે છે, તેવીજ રીતે ઇનસાનપરસ્તી અને ઇનસાનોનું પોતે ઉપસ્થિત કરેલ ધાર્મિક શિક્ષણ, મનુષ્યના અંતઃકરણ તથા મગજને વિકસીત તથા પ્રકાશીત થવા નથી દેતું. સ્વતંત્ર વિચારો અને બીજી ઉત્તમ બાબતો તેની નજીક પણ આવવા પામતી નથી. તેથી મનુષ્યો આત્મિક બાબતોને સમજવા માટે લાયકજ નથી રહેતા. ખુદાઇ શાનનો તજલ્લો ( પ્રકાશ ) તેમની ધાર્મિક ધર્માન્ધતાવાળા શિક્ષણથી ચુંદયાઇ ગએલી આંખો સહનજ નથી કરી શકતી; મતલબ કે, તેવા લોકો ખુદાની બંદગી અને તેને મળવાના ખરા માર્ગથી ઘણાંજ વેગળા ચાલ્યા જાય છે અને તેવા લોકો માત્ર પોતાની અંગત જાતનેજ નહિ; બલ્કે પોતાની સોસાયટી, કોમ તથા દેશને માટે પણ હાની કરતા તથા બોજારૂપ છે.

જવાબ—

અમે દીલગીર છીએ કે, જ્યારે ધારમીક આસ્થાની અને વેદની વિરૂધ્ધ રાધાકૃષ્ણના બકવાદ વિશે અમો શુધ્ધ આસ્થીકને જે અણ-ગમો ઉપજે છે તે નકામો નથી, પંડિતજીની આસ્થા જો વેદને અનુ સરતી હોય, તો અમો કળીયુગના અવતારની ગણત્રી વિશે પ્રશ્ન કરી સમજાવતે, પરંતુ જ્યાં વેદની માનીનતા માત્ર ધુર્તતા તરીકે બતાવતા હોય અથવા વેદના અર્થો માટે સનાતનીથી અનુકુળતા ન હોય, તેના સામે શાસ્ત્રીય પ્રમાણના દાખલા આપવા કરતાં તેમની માફક ઉધડા શાસ્ત્રની વાતો, અમારા સતશાસ્ત્રના લીધે આપવાનું પસંદ કરી શકતા નથી. સનાતન શાસ્ત્રના હિસાબે કળીયુગના અવતાર મલેચ્છ રૂપમાં અમારા પૈગમ્બર સાહેબના વંશમાં અને ૯૦ અલીની સીધી નસલે નકળંકી સ્વરૂપના દરેક ચિન્હો અમારા હાલના નામદાર આગાખાન સિવાય બીજે કયે સ્થળે સિધ્ધ થાય છે? તે બતાવવા ચેલેંજ કરીશું. અને જો એ રીતે વેદ અને કુરાન શાસ્ત્રના સિધ્ધાંતો તેની દલીલ કરતા હોય તો પછી અમારી મુકિત, અમારી ઉન્નતી, અમારૂં જીવન અને અમારી કમાઇ, અને અમારૂં સર્વસ્વ-એ નકલંકી અવતાર અથવા ઇસ્લામના હાજર ઇમામના ચરણના પ્રતાપમાંજ વસેલું અમો જોઇએ છીએ, તેવી આસ્થાના ફુટેલા ચક્ષુના અંધ પંડિત રાધાકૃષ્ણની વિરૂધ્ધતા અમો ઇસમાઇલીયોની આડે આવી શકવા તાકાત ધરાવતી નથી.

આવી રીતે વેદમાં બતાવેલી બ્રહ્મજયોતી અથવા ખુદાઇ નુર સ્વરૂપથી વિમુખ થએલા પંડિતજીનું હાથ ધરેલું કામ ઋષી

મુનીઓ જેવું નહિં, પણ ઠગ મહાત્મા જેવુંજ છે. અને તેથી પરમાર્થી પુરૂષોના કામના બહાના તળે, હાદી, ખુદાપરસ્તિના નામથી વહેમાયેલો હીદાયન કરે તે, અને રસ્તો ભુલેલો રાહનુમાઇ કરવા નીકળે તે એક બરાબર છે. છતાં પંડિત રાધાકૃષ્ણ આગાખાની ધર્મની બાબતોમાં ઇન્સાનપરસ્તીનો સવાલ હિન્દુ ધર્મ શાસ્ત્રોની સનાતન રૂએ તેઓ જ્યારે કહી શકતા નથી, ત્યારે મુસલમીન ભાઇયોને એ આસ્થા ઉપર ઇસ્લામ વિરૂદ્ધજ ખાલી અસર કરવાના હેતુથી લખીને પોતાની સમજશક્તિનું નબળાપણું દેખાડે છે, ગીતામાં શ્રી કૃષ્ણે—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतीजाने प्रियोऽसि मे ॥**

**ભાવાર્થ**:—મારા વીશે મન રાખનાર થા, મારો ભક્ત થા, મારૂં યજન કરનારો થા, મને નમસ્કાર કર. (તેથી તું) મનેજ પામીશ. આ સાચી પ્રતીજ્ઞા કરૂં છું, (કેમકે તું) મને વ્હાલો છે.

એમ કહીને પોતામાં રહેલી ખુદાઇ નુર (બ્રહ્મ જ્યોતી) નેજ તાબે થવાનું (નમન કરવાનું) કહ્યું છે. અને તેજ મુજબ ઇસ્લામી શાસ્ત્ર પાક કુરઆને શરીફમાં આદમને સીઝદો કરવાનું ફરમાવ્યું તે પણ ખુદાઇ નુરનેજ માટે કહેલું સિધ્ધ છે, અને આદમના શરીર તરફ ખ્યાલ કરી સીઝદો નહિ કરનાર અથવા ઇનસાનપરસ્તીનો સવાલ ઉભો કરનાર ઇબિલીસ ગુમરાહ થયો હતો, અને તેવીજ રીતે પંડિત રાધાકૃષ્ણ ખુદાઇ નુરની પરસ્તેશ ઇનસાનપરસ્તી ગણુતા હોવાથી, સાદા ઇમાનદારોને આડે રસ્તે દોરવી જવાની ગુમરાહી સિવાય

બીજાું કશું પણ કરતા નથી. આવી રીતે આડંબર કરનારા પંડિતજીની સમજ ખુદાઇ નુર વિરૂધ્ધ હોવાથી તેમના પરમાર્થના પહેરેલા સાલ્લાને પાખંડી ધૃષ્ટતા ભરેલા દેહથી ઉચ્ચારેલા દયાના શબ્દો ખુદા વહેદહુ લાશરીકની બંદગી માટે ચીનમાં લોઢાના બુટ પહેરાવી બાળકોના પગો વધતા અટકાવવાના દાખલા માટે કે મનુષ્યના અંતઃકરણને તથા મગજને વિકાસવા માટે કે પ્રકાશીત નહિ થવા દેવા માટેના વિચારો ખુદ રાધાકૃષ્ણની થઇ પડેલી ફાંટાબાજ હાલત માટે દયા ઉપજાવે છે, તે જે પ્રકારની લાગણીઓ દેખાડે છે, જાણે કે રડે છે. તે ખુદાઇ નુરના પ્રકાશ નિરખવાની પ્રેમાળ દિવ્ય ચક્ષુઓની ગેરહાજરીમાં બગ મહાત્મા બનવાનો ધારમીક અંધાપો ઇસ્માઇલી શાસ્ત્રના આસ્થીકોના ઇમાનના સ્તંભથી અથડાઇ જઇ તેમનો પરમાર્થી સાલ્લો ચીરાડીયા બની જવાના સંજોગમાં દોરાયલો લાગે છે. આવા ધારમીક અંધાપામાં બગ ભગતના જેવા શબ્દો (?) પોતાને પણ રસ્તો દેખાડવાને ઉપયોગી નથી, ત્યાં બીજાને ઉપદેશ કરવાની ભાડુતી લાહેરી ટકા ગણાવા જેવી છે. અલબત જો પંડિતજી કરવા માંગતા હોય તો આત્મીક ઉપદેશ વેદનાં વચનો વડે હિન્દુ-મુસલમીન ભેદ મનુષ્ય વ્યક્તિ માટે મુકીને બોલતાં શીખે, પણ તેવું નિરમળ હૃદય બિચારા ક્યાંથી લાવે? આર્ય સમાજના જાપાની રંગના કુંડમાં બોળાયેલ અંતઃકરણ કોઇપણ જાતની ધારમીક આસ્થાનો કલર રહેવા દેતું હોય તો ને! **"નીમ હકીમ ખતરે જાન, ને નીમ મુલ્લાં ખતરે ઇમાન,"** એ કહેવત મુજબ અર્ધદગ્ધ આર્ય સમાજી પંડિતજી રાધાકૃષ્ણના કોહી ગયેલા ફેફસાંમાંથી નીકળતો ધાર્મીક શિક્ષણનો શ્વાસ ઘ્રાણ શક્તિના રતેજ પુરૂષોના નસકોરામાં

જતાંજ વિમુખ થવાનું પસંદ કરે છે. માત્ર જેને સળેખમ થયું હોય, તેઓને પંડિતજીની લાગણીના આડંબરી ઝેરી ગેસ જેવા શબ્દો માટે માન ઉપજે--અને આવાં બદહઝમીયતના કોહાવાળાઓને ધારમીક શિક્ષણરૂપી હોસ્પીટલમાં પરહેજ કરવામાં નહિ આવે, તો તે સોસાયટીમાં, કે કોમમાં, કે જે દેશમાં નિવાસ હશે તે દરેકને હાની કર્તા અને બોજારૂપ થઇ પડશે.

**વળી પંડિતજી જણાવે છે કે—**

ઉપરના કારણોને લઇ, હું ખરા ધર્માત્મા, ખરા ખુદાપરસ્ત અને દીન ઇમાનને પ્રીય તથા શ્રેષ્ટ સમજનાર બંધુઓના, લક્ષ મુબારકને, આગાખાનીઓના ખુદાઇ તથા પેગમ્બરી દાવા તથા આગાખાની ધર્મ તરફ દોરૂં છું, કે જે આગાખાની ધર્મ અંદરખાને તથા છુપી રીતે અસાધારણ હીમ્મત તથા હદ ઉપરાંતની ખુદાતાલાની બેઅદબી કરવા સાથે, તેનું ખંડન કરવા સાથે, સાદા, ભોળા તથા ખુદાના અજ્ઞાન બંદાઓને ખુદાતાલાથી ગુમરાહ કરી, તદ્દન જુઠી, કપોળ, કલ્પિત વાતો તથા દગલબાજીથી અનેક પ્રકારની લાલચો, તથા બનાવટી આશાઓ આપી, ઇનસાનપરસ્તી તરફ દોરી જઇ, ધર્મના આચાર્યોના લાલચુ પેટને ભરવાની સામગ્રીઓ કાયમ કરે છે.

**જવાબ—**

ઉપરના અમારા દ્રષ્ટાંતને ધારમીક નીતિના વહેવાર વિરૂધ્ધ દેખાતા પંડિત રાધાકૃષ્ણ ધર્મ ને ખુદાના નામે લોકોને ગુમરાહ કરવા અથવા હિન્દુ આગાખાનીઓને નકલંક અવતારની વેદ મુજ-

બની માનીનતાને કોઇ પણ જાતના શાસ્ત્રીય આધાર વગર કોઇ પણ ગ્રંથના મુદ્દા વગર જે રસ્તે દોરવવા માંગે છે, તે રસ્તો કઇ રીતે ભલો હોઇ શકે તે સમજાતું નથી. શું એકલી આર્ય સમાજ ટોળીમાં ફસાવી હિન્દુ અને મુસલમીનોના તિરસ્કાર ખાવાનું તેમના માટે પસંદ કરે છે? આ દેખીતું છે કે જેમ સાત ચોરો એક જાગૃત ગૃહસ્થના ઘરમાં ખાતર પાડવા ઘુસવા જતાં પહેલાનું નાક પેલા જાગૃત ગૃહસ્થે કાપી લીધું અને પોતાના જેવી બીજાઓની દશા કરવા ઉપર ઉપરથી મીઠી વાતો કરી અને એકે બીજાનું, બીજે ત્રીજાનું, ત્રીજે ચોથાનું, એમ એક પછી એક પંડિતાઇ દેખાડી અસલ હાલત છુપાવી સાતેને નકટા કર્યા; તેવી રીતે રખે પોતે આર્ય સમાજી ટોળીનાં પેલા નકટાઓ માફક ઉપર ઉપરથી ભલી ભલી વાતો કહી બીજાઓને નકટા બનાવવાનું તો પંડિતજીએ નથી ધાર્યું? કારણકે પોતાનીજ હાલત સારી છે, એમ કહેનારના વચનો કરતાં જેના શબ્દો રાગદ્વેશ વગર સર્વમાન્ય અને ભેદ વગરનાં હોય તેના ઉપરજ લોકો વિશ્વાસ લાવે છે, એ પાઠ પંડિતજીએ શીખવો જોઇએ છીએ. અને ખરા પરમાર્થી બની પોકારીને કહેવું જોઇએ કે, "ભાઇઓ! મ્હેં તો મારી આસ્થાનો શીશો આર્ય સમાજમાં ફોડી નાખ્યો અને સનાતન ધર્મ વિરૂધ્ધ, અને વેદ વિરૂધ્ધ બન્યો, તેમ તમો કોઇ થશો નહી. તમો ધાર્મીક આસ્થા અને વેદ મુજબ, ગીતા મુજબને સ્થળે ખુદાઇ નુર અથવા શ્રી કૃષ્ણનું સ્વરૂપ હોય ત્યાંજ વિશ્વાસથી પાર ઉતરશો." જો એમ પંડિતજી કહે, તોજ તેમનું ખરૂં પરમાર્થપણું સાચું મનાયઃ નહિ કે તમો એકલાજ ખરા ધર્માત્મા, ખુદા પરસ્ત,

તથા દીન ઇમાનને પ્રિય વાતો કહેવાનો ઇજારો ધરાવવાનું અભિમાન ધરાવનાર તરીકે જાહેર કરવાથી પરમાર્થી સાબીત થઇ શકો છો! અને આગાખાનીઓ બીચારા રાંકડા, ગરીબ, ભોળા, મજુર વર્ગ છે, એમ કહેવાથી તમારી શ્રેષ્ટતા જાહેર કરો છો તે ખતા ખાવા મિસાલ છે. કારણકે એક કવિ કહે છે કે.—

**જે નર કરે ગુમાન, તે નર ખતા ખાવે.**

ત્યારે તમો ઇશ્વરના નામથી, વેદનાં નામથી કે બીજા કોઇ મનાતા પવિત્ર શાસ્ત્રના વચનથી બીજાનું ભલું કરવાની વાતને બદલે ઇશ્વરના દીકરા થઇને, વેદના જ્ઞાતા થઇને, દંભમાં જે એકલાને માથેજ બોજો વ્હોરો છો તે ઉપરથી તમારો તોલ થઇ આવે છે કે, તમો જે હિન્દુ આગાખાનીઓને બોધ કરવા માંગો છો, તેઓ તમારા આવા લુખા શબ્દોની કીંમત આંકે તેવા છે. કારણ કે–ઇસ્માઇલી મહાન પીરોના પ્રભાવી વચનોમાં તમારા જેવાઓની પિછાન ઘણી સરસ રીતે આપેલી છે, તે તેઓના સ્મરણમાંથી વિસારાય નહિ એવી છે. અને આવી રીતે ખુદાઇ નુરના, ખરા તેજના દર્શન થયા પછી બળતા ભડકાના પ્રકાશથી ભુલી જાય એવા નથી, બલ્કે પંડિતજી! સાચા હ્રદયના ઉદ્દગારપુર્વક અમો ખાત્રીથી કહીશું કે, તમો જેને ભોળા ભોળા, ને અભણ તથા મજુર વર્ગનાં લેખો છો, તે લોકોના નિર્મળ હ્રદયની વાતો સાંભળો અને વિચારો તો તમોને પણ મુક્તિના માર્ગ તરફ દોરાવાનું સાધન હાથ લાગે; તમો અજબ થશો, કે જેને ભોળા માનતા હતા તેઓ ખુદાઇ નુરના પ્રેમીઓ

હોવાથી વિદ્વતાના રસ્તે ગુંચવાઇ ગયેલાઓ કરતાં શ્રેષ્ટ અને માનપ્રદ છે, અને વેદમાં પણ બતાવ્યા મુજબ જ્ઞાન અને પ્રેમ એ બેમાં પ્રેમની મહત્તા વિશેશ વરણવી છે, એ હિસાબ પંડિતજી કામે લગાડે તો પ્રેમી હિન્દુ આગાખાનીઓની તાજીમ તકરીમ કરતાં વિદ્વતા સમજે ! અને ખુદાતઆલાના નુરના પ્રેમીઓથી મુક્તિનો માર્ગ મેળવવા આર્ય સમાજી ઢબની જુઠી વાતો, મીથ્યા અભિમાનીપણું અને ખોટો પરમાર્થી બકવાદ મુકી આપવાનું મન થાય.

**આગળ ચાલતાં પંડિતજી કહે છે કેઃ—**

આ પુસ્તક લખવામાં મેં હમણા આગાખાની મત અને તેના સરપરસ્તોના બે મુદ્દાઓનું ધાર્મિક પુસ્તકોના વર્ણનોથી એક ખુલાસાવાર ચિત્ર દોર્યું છે. અને એ બાબતની ચોખવટ કરવાને તપાસ કીધી છે કે, આગાખાની મતમાં શી હકીકત સમાએલી છે ? અને તેના ઉત્પાદકોનો મુળ હેતુ શું છે ? શું વાસ્તવિક રીતે આગાખાન પોતાના મુરીદોને બાદશાહી સ્વર્ગ, હુરો, શરાબ વીગેરે, આપેલી કબુલાત પ્રમાણે આપવાની શક્તિ તથા હેસીયત ધરાવે છે ? તેનો ખુદાઇ દાવો માન્ય રાખવા જોગ છે ? અને શું ખરી રીતે આ ધર્મના અનુયાયીઓને, બીજા ધર્મો, જેવા કે વેદિક ધર્મ (જેના પવિત્ર નામ ઉપરજ તેમને પોતાના ફંદામાં ફસાવેલ છે) અને તેવા અનુયાયીઓ ઉપર તેને કાંઇપણ વડાઇ પ્રાપ્ત કરી છે અથવા તો પ્રાપ્ત થઇ શકે છે ?

**જવાબ—**

ઉપલા પેરેગ્રાફમાં પંડિતજી ઇસ્માઇલી શાસ્ત્રોના પવિત્ર સિધ્ધાંતો માટે ગેરસમજ દેખાડવા માંગે છે, અને લખે છે કે– "આગાખાની ધાર્મીક પુસ્તકો, અને આગાખાન એ બેઉની માનીનતા વેદ ધર્મ મુજબ છે, એમ જે કહેવાય છે તે ખોટું છે," એમ પોતાની પંડિતાઇથી બતાવવા કરે છે.

પંડિતજીનો આ મુદ્દો જે વેદ ધર્મની માનીનતા મુજબ હોય, અને તેને સનાતન શાસ્ત્રો વડે તપાસવા માંગતા હોય તોજ અમો તેમના આ મુદ્દા માટે વિશ્વાસ ધરાવીશું, પરંતુ હથોડા ઠોક આર્ય સમાજી સંસ્થાના ભાડેથી (પગાર લઇને) પંડિતજી એ સંબંધે કાંઇપણ ખરૂં લખી શકે એમ અમો માનીશું નહિં. કારણ કેઃ–

**પંડયાણીનું પુરૂં કુળ પુછયા વિના જાણી લઇએ;**
**દીકરાનું નામ જયારે દાઉદીયો જાણીએ.**

એ મુજબ દાઉદની મા કયા કુળના પંડિતાણી છે, એમ તેમણે આ પુસ્તકની શરૂઆતમાં વેદીક, સનાતની આસ્થા માટે સ્વર્ગની પ્રાપ્તી માટેજ આગાખાની ધર્મના નામે પોતાની ધૃષ્ટતા અને અનાસ્થા બતાવી છે. જો એ મુજબ પંડિતજીની આસ્થા સ-શાસ્ત્ર વેદીક ન હોય તો પછી તે આગાખાની ધર્મ જો વેદીક સિધ્ધ હોય, તોપણ તેમના માટે વેદ ધર્મના અનુવાદ પ્રમાણે સર-ખાવવાની તાકાત ધરાવતા હોય એમ અમો બેધડકપણે સ્વિકારીશું નહિ. પંડિતજી જે રીતે હિન્દુ, મુસલમીન રાગદ્વેષ ધરાવે છે તે

તેમણે પોતાના વર્તનમાંથી દુર કરેલો અને અંતઃકરણના એકરારથી સ્વિકારેલો પ્રથમ બતાવવાની જરૂર છે. કારણ કે વેદ ધર્મની પૂર્ણ ટોંચે પુગેલા પરમહંસો, સન્યાસીઓ, કવચિત હોય છે, છતાં હિન્દુ, મુસલમીન જાતિ ભેદ તેઓ ધરાવી શકતા નથી, અને જેઓ આવો ભેદ રાખે છે ત્યાં સુધી વેદીક જ્ઞાનીની પૂર્ણતા પ્રાપ્ત કરી શકતા નથી. વેદ ઇશ્વર પ્રણિત છે, હિન્દુ, મુસલમીનની મનુષ્ય જાતિ છે, અને મનુષ્ય જાતિને બોધવા વેદયુકત છે, તો પછી જાતિ ભેદ કયાં રહયો ?

| શ્લોક. | અર્થ. |
|---|---|
| **जन्मना जायते शुद्रो** | જન્મથી બધા શુદ્ર છે. |
| **वृत बंधाद्दिज्योच्यते** | જનોઇ ધારણ કરે તે દ્વિજ. |
| **वेदाध्ययने भवेतविप्रो** | વેદાભ્યાસ કરે તે વિપ્ર. |
| **बृह्म जानाति ब्राह्मण,** | અને બ્રહ્મને ઓળખે તે બ્રાહ્મણ. |

આ મનુષ્ય જાતિમાં એક માર્ગના શિક્ષણ ફેલાવવાનું સાહસ કરનાર આર્ય સમાજીયો પણ જાતિ ભેદ નહિ રાખવાનો ઢોંગ કરે છે, નહિ તો મુસલમીન શાસ્ત્રના અધિષ્ટાતા અમારા નામદાર આગાખાન પ્રત્યે દુનિયાના બહોળા વિસ્તારમાં થતી પુજા અને તેમનાં સામટા સ્વિકાર કરનારાઓ વિરૂધ્ધ ભારત પ્રદેશના તિરસ્કારાયલા આર્ય સમાજીયોમાંના પંડિતજીનું દંભી પરમાર્થ અને અનાસ્થાનો વિષય ચરચાવાનો પ્રસંગ સુજ્ઞોની દ્રષ્ટીમાં હાસ્યજનક લાગ્યા વગર રહે નહિ. શું પંડિત રાધાકૃષ્ણ સિવાયના દુનિયાના બીજા ભાગોમાં વસ્તી મ-

નુષ્ય જાતિયો વગર સમજયે નામદાર આગાખાનની ધારમીક વડાઇ સ્વિકારે છે ? એમ છતાં પણ અમો પંડિતજી શું કહેવા માંગે છે તે ઉપર આવીશું.—

**પંડિતજી કહે છે કેઃ--**

આ આગાખાની ધર્મના અનુયાયીઓ, તે ધર્મમાં રહી, આગાખાન પરસ્તી, ગુમરાહી, અને આત્મિક તથા આર્થિક તબાહી સિવાય કાંઇપણ મેળવતા નથી. અને વિદ્યા જેવી અમુલ્ય ન્યામત તથા રોશનીથી બેનસીબ રહી, અજ્ઞાનતાના કુવામાં પડતા રહે છે. અને તેઓ એવા ગુનાહ ભરેલા મસાએલોના માનનારા તથા હીમાયત કરનારા છે કે, જે ઇસલામ તથા કુરાનના કાયદા પ્રમાણે કુફ્ર મનાય છે; તો આવી સ્થિતિ અને બનાવોની મોજુદગીમાં ધર્મ તથા ટોળાંને કાંઇ પણ આક્ષેપ ન ગણતાં, પ્રત્યેક નેક, ધર્માત્મા, ઇમાન પસંદ, દીનદાર અને ખુદાપરસ્ત માણસની શું પહેલી ફરજ નથી કે, તેઓ આ ગુમરાહોને સીધા માર્ગપર લાવવા માટે તન, મન, ધનથી પ્રયાસ કરી, આ લોક તથા પરલોકના સવાબના હકદાર બને ?

સાહેબો ! હું જાણું છું, અને તેમાં કાંઇપણ શક નથી કે, આ છુપા તથા પુરાણા કુફ્રના પહાડો તોડવાંને માટે, મારો અવાજ અને પ્રયાસ બહુજ થોડો છે; પરંતુ મેં તો પહેલી **ઠોકર મારી દીધી છે;** કે જેથી સઘળા હિન્દુઓ,

મુસલમાનો અને બીજા સઘળા ધર્મોના આગેવાન હિમાયતીઓ, પંડીતો, મોલવીઓ, પાદરીઓ વીગેરે, કે જેઓ પોતપોતાના ધર્મો, પંથો, તથા ટોળાંના નાખુદા તથા નાયકો છે, તેઓ સઘળા જાગૃત, ખબરદાર અને હુશીયાર થઇ જાય. અને એ વાત બહુજ જરૂરની છે કે, તેઓ સઘળા એકત્ર થઇ, સામટા બળથી મકરૂહ, ઇનસાનપરસ્તીના જડમુળને ઉખેડી નાખવા દીલોજાનથી પ્રયાસ કરે, અને ઇશ્વરના દરબારમાં તેની બનાવેલી સૃષ્ટિમાં જન્મી, તેની અમુલ્ય ન્યામતોથી પરવરીશ પામી, પોતાન. મેહુરબાન માલેકના ફરમાનો તથા ફરજોને પુર્ણ કરી, પોતાની એક ઘણીજ અગત્યની તથા આલા દરજ્જાએ જોખમદારીથી પોતાને દીપાવે.

હું કહું છું અને ભાર આપીને કહું છું કે, ઉપર પ્રમાણેની સ્થિતિ હોવા છતાં, માત્ર થોડા દહાડાના દુન્યવી લાભ અથવા પોલિટિકલ તકવીયત માટે, આ નિરાધાર અને ખુદાના ગુમરાહ, બંદાઓને આ ગુમરાહીથી બચાવી લેવાથી અળગું થવું, અથવા તો, તેના તદન જુઠાણુંભરેલા અકાયદોની હિમાયત કરવી, અથવા આગાખાની ધર્મની યાને આગાખાન પરસ્તીની પૈરવી પ્રત્યે જાણી જોઈને ચશ્મપોશી કરવી, એ ગોયા ધર્મને બદલે પાપ, ઈમાનને બદલે કુફ્ર, અને સદાકત તથા રાસ્તીને બદલે મક્કારી વેચાતી લેવા સમાન નથી, તો બીજું શું છે ? બલ્કે એમ કહેવું જોઇએ કે, ખુદાની સામે, વાહદાનીયતના મસલા અને એક ખુદ.ની એકત્વતાની વિરૂદ્ધ

ખુલ્લમ ખુલ્લા, છુપી રીતે અથવા સરે જાહેર રીતે ઇરાદા પુર્વક બળવો કરવા સમાન છે; કે જેમ કરવું ખુદાઇ ફરમાનો પ્રમાણે બીલકુલ કુફર છે.

**જવાબ—**

એ ત્રણે પેરેગ્રાફમાં અમોને દીલગીરી સાથે કહેવું પડે છે કે, પંડિતજીનું નામ ધરાવનાર રાધાકૃષ્ણ વેદીક મુદ્દાઓ સાથે આગાખાની ધર્મના મુદ્દા ઉપર કંઇ લખતા નથી. પરંતુ પોતાને વળગેલી બલા બીજા ધાર્મીક આગેવાનોની ગળે વળગાડવા માટે આગાખાનીયોને અજ્ઞાન, ગુમરાહ તથા આત્મિક અને આરથીક તબાહી કરી નાખનારા વરણે છે, અને ઉશકેરે છે; મુસલમીન ભાઇયોને ઇસ્લામના વિરોદ્ધી તરિકે બતાવી તેમની ધારમીક ઉમદા લાગણીને જે ઉંધે રસ્તે દોરવવાનું પરમાર્થ દેખાડે છે, પણ પંડિતજી જાણુતા નથી કે પેલા ભરવાડના છોકરાએ વિશ્વાસ ખોહી દીધા પછી બરાડા પાડેલા ઉપર કોઇની પણ દિલસોઝી મેળવવાને લાયક રહેવાતું નથી, આવી હાલતમાં અને પોતાની ધૃષ્ટતા દરેક ધર્મ માટે ધૃષ્ટ મહાત્મા તમારા ગુરૂના હાથે સત્યાર્થ પ્રકાશ લખાયા છતાં હવે પાછળથી કોઇની પણ ફરેબીપણાથી મદદ મેળવવાનું કે માંગણી કરવાનું રહ્યુંજ નથી. ત્યારે નાહક તમારૂં નબળાપણું દેખાડી ગજા ઉપરાંત વહોરેલી પંચાતી માટે-થઇ શકે એવી રીતે નિંદા કરી ગાળો ભાંડી અથવા વગર આધારે, વગર જાણે, વગર ગણુત્રીએ લખી નાંખો એટલે તમારી પંડિતાઇ ને પરમાર્થીપણું પુરૂં થઇ જશે.

ત્યાર પછી પંડિતજી કહે છે કેઃ--

હું ખાસ મુસલમાન સાહેબો (જેઓ કુરાન તથા તેના મુળતત્વ ખુદાની વાહદાનિયત ઉપર ફખ્ર કરે છે) ને માત્ર, એ સવાલ કરી દરીયાફ્ત કરૂં છું કે, આગાખાની હીન્દુ, જે હવે જાહેર રીતે બનાવટી મુસલમાન થાય છે તે ઇસલામી શરીયત તથા કુરાનની રૂએ, શું તેઓ મુસલમાન છે? અથવા શું થઇ શકે છે? જ્યારે કે તેઓ મુસલમાન થવા છતાં, કુરાનના ૩૦ સીપારાની મોજુદગીમાં, જુઠું તથા નહિ માન્ય થઇ શકે તેવું, અને અથર્વવેદને ખુદાઇ પુસ્તક માને તથા પુજે છે અને આગાખાનને ખુદા, પૈગંબર, માલેક અને બન્ને જહાનનો ખાલેક માને છે.

શું એવા બનાવટી તથા નકલી મુસલમાનો (બે ચારસો અથવા હજાર બે હજાર પણ હોય) ના વધારા માટે ફખ્ર કરવો, અને તેમને કૃત્રીમ રીતે ઇસલામમાં દાખલ કરવા માટે આનંદ માનવો એ, શું શરીયતની રૂએ સરાસર કુફ્ર તથા શીર્કની હીમાયત કરવા સમાન નથી? અને ઇસલામના સ્થાપક હજરત મોહંમદ (સ૦) ના મીશનને નિર્બળ અને તેમના પ્રયાસને અકારત કરવા સમાન નથી?

અફસોસ કે, મુસલમાનો જે પુર્વથી પશ્ચિમ અને ઉતરથી દક્ષિણ સુધી, એક ખુદા અને એક કીતાબ કુરાન (અને તેનું શિક્ષણ લાઇલાહ ઇલલલ્લાહા) ને માનવા માટે

ફખ્ર કરી, પૌરાણિક આગાખાની હીન્દુઓપર ઇનસાનપરસ્તી વીગેરેના કારણે તેમની ઠઠ્ઠા મશ્કરી કરે છે. તેઓ હવે આગાખાની મુસલમાનોને મુસલમાન ગણતાં, પોતાને પૌરાણિક હીન્દુઓની પેઠે ઠઠ્ઠા મશકરીનું નીશાન બતાવી રહ્યા છે. તેમજ નાણાંના લાલચી ટટ્ટૂઓ, સ્વાર્થીઓ, અને દગલબાજોના એવા અકાયદોની હીમાયત કરી રહ્યા છે કે, જેને તેમની શરે મહમદી અને કુરાન, કુફ્ર તથા શીર્ક જણાવે છે. શું આગાખાનપરસ્ત લોકોને ઈસલામમાં દાખલ કરતાં ઇસલામ ઇનસાન પરસ્ત નહિ કહેવડાવશે ?

**જવાબ—**

ઉપરના ત્રણે પેરેગ્રાફની વિગતો વાંચતા પંડિતજીના વિવેચન પ્રત્યે દયાજનક હાસ્ય ઉપજે છે, અને જાણે આર્ય સમાજી છતાં, અથવા મુસલમીન નામ લેતાં જેના ગુરૂ દયાનંદને 'સત્યાર્થ પ્રકાશ' માં ઉછળી રહેતી બદઓ અને ખુદા અને પયગમ્બરના નામે ઉછળી આવતો પિત્તો, પંડિતજીના મગજમાં આગાખાની ધર્મના માટે લખતાં જે માનપુર્વક શબ્દો જોવામાં આવે છે તેજ આગાખાનના પવિત્ર નામમાં રહેલા તેજસ્વી પ્રભાવનું કારણ સિદ્ધ કરેછે, નહિ તો—

**ભઠીયારા નમાજી ?**
**તો જરૂર કુચ્છ દગાબાજી.**

ની કહેવત મુજબ અથવા

**નમેં નમે મેં ફેર હૈ, બહોત નમે નાદાન,**
**દગાખોર દોહરા નમે, ચિત્તા ચોર કમાન.**

ના હીસાબે, પંડિતજીને ફરેબ વળણ હાથ કરવી પડી છે એ જોઇ અમો મનમાં મુસકરાઇએ છીએ કે પંડિતજી આર્ય સમાજી કે મુસલમીન થવાનું તેમણે ચિતરેલા સિદ્ધાંતો મુજબ પસંદ કરે છે; શરે મહમદી, કુરાન, કુફર શીક એ વ્યાખ્યા જો પંડિતજી જાણતા હોય તો, તેમનું આગાખાની ધર્મ પ્રત્યેનું વિરો- ધ્ધીપણું ઇન્સાફ આખરે આગાખાની ધર્મ તરફ દોર્યા વગર રહે નહિ, કારણ કે એ બધા ઇસ્લામનાં મુદ્દાનું મુળ, તેજ આગાખાની ધર્મ છે, ત્યારે સનાતન ધર્મના સાથેનું મળતાપણું વેદીક છે, એટલે આગાખાની, તેજ શુધ્ધ બ્રાહ્મણ અથવા ખરો મુસલમીન છે. અને હિન્દુ, મુસલમીનમાં અરસપરસ જે પણ મતભેદ છે, તે બાબતમાં અમો શુધ્ધ આગાખાની ઇસમાઇલીયોની સ્થીતિનો દાખલો એમ છે કે-

***કલેમા વિર્દ રહે ઔર બેદપે ધ્યાન રહે,**
**હમ સતપંથકે ચાહક હયે ન હિંદુ ન મુસલમાન રહે.**

**વળી પંડિતજી કહે છે કેઃ—**

ઇસલામના આગેવાનો, દીનના ચાહકો, ખરા ખુદા પરસ્ત અને ઇસલામના બુઝુર્ગોની ફરજ છે કે, તેઓ તુરત

---

* આ બાબતમાં તા. ૩-૧-૧૮ ના દિને મહાત્મા ગાંધી સાથે સોસિયલ સરવીસ લીગનાં મકાનમાં આશરે ચારસો જુદા જુદા સંપ્રદાયઓ વર્ણનાં હિંદુઓની સમક્ષ થયેલ વાતચિત જે હિન્દુસ્થાન પત્રના તા. ૫ મી ફેબ્રુઆરીના અંકમાં દરજ થયેલ છે તે નીચે મુજબઃ-

હિન્દુસ્થાન પત્રના ગઇ તા. ૧૩-૧-૧૯૧૮ ના અંકમાં મી. ગાંધી અને "અંત્યજો" એ મથાળા નીચે કેટલીક હકીકત

જ આ બાબત તરફ લક્ષ આપી ઇસલામ પાકને સાફ રાખવા માટે, આગાખાની ખુદાઇ, અને ઉપર જણાવેલા અકાયદો તથા કલમાની મોજુદગીમાં, બનાવટી રીતે ઇસલામમાં દાખલ કરવા સામે, ઇમાનદારી સાથે જબરદસ્ત પ્રોટેસ્ટ ઉઠાવે; નહિતર ઇસલામ આ આગાખાન પરસ્તોના બનાવટી મુસલમાન થવા તથા કહેવડાવવાથી, તથા તેમને ઇસલામી ટોળાંમાં શામેલ કરી, ઇનસાનપરસ્તી અથવા ઇનસાન પરસ્તોની હીમાયત કરનાર ગણાયા વિના રહી શકશે નહિં.

**જવાબ—**

આ પેરેગ્રાફની વિગતમાં પંડિતજી અમારા ધર્મના રહસ્ય અથવા અમારા મતભેદ વગરનો મુદ્રાલેખ વાંચ્યા પછી એમજ ઠરે છે કે ફીતનાખોર પંડિતજી મુસલમાનોને સાચા મુસલમીનો વિરૂધ્ધ ઉશ્કેરવાનું શયતાની કામ કરે છે, અને સનાતની સામે વેદ, અથવા ગીતા વિરૂધ્ધ હિન્દુ ભાઇયોને પરમાર્થના બહાને ભડકાવે છે.

---

પ્રસિદ્ધ થઇ છે. જો કે તે હકીકત સાથે મારૂં નામ જોડાયલું છે, તે બાબતમાં થોડીક હકીકત પ્રગટ કરી મહાશય ગાંધી રૂબરૂ થયેલી વાતચીતની સત્ય વીગત તરીકે જોડાઇ રહેવા ઉપકાર કરશો.

કુલ્લે હકીકત પ્રત્યે મને કંઇ કહેવાનું નથી તોપણ ધાર્મીક મતની બાબતમાં મજકુર હકીકત પ્રગટ થવા મુખ્ય બીનામાં જે જે સ્થળે ખાંચો રહી જવા પામ્યો છે, તે આ નીચે દર્શાવું છું, અને મને આશા છે કે, જ્યારે પણ ધાર્મીક તે પ્રસંગની ઉપયોગી ચર્ચાની હકીકત મી. ગાંધીજીના જીવન રહસ્ય તરીકે પ્રગટ થાય,

**આગળ ચાલતાં પંડિતજી કહે છે કેઃ—**

એ ઇસલામી સાહેબો, જો આપ પોતાના પ્યારા ઈસ-
લામ અને ઈમાનને, નાપાકીથી પાક સાફ રાખવા, પોતાની

---

ત્યારે ત્યારે તે ખરી વીગતની ખામી વગર જળવાઇ રહે, એવા ઉચ્ચ ઉદ્દેશ વડે હકીકત મોકલનાર વિદ્વાન માત્ર પોતાની નોટમાં સ્વીકાર કરશે; અને અમો બે ખોજા હતા, જેમાં હું પોતે અને મારી સાથે મી૦ અલીમાહમદ જાનમાહમદ ચુનારા હતા.

મી. ગાંધીજી અને અંત્યજો વચ્ચે કેવી ગુફ્તેગો અમારા જવા અગાઉ થઇ હતી, તે તો અમોને વીગતે હીન્દુસ્થાનમાં પ્રગટ થયા પછીજ જાણ્યા છીએ, અને અમારી વાત એમના વીવેચનનું અનુસંધાન થયું, એમ પણ પાછળથી જાણ્યું; પરંતુ મી૦ ગાંધીજીની વાતચીતોમાં જ્યારે આગાખાની ખોજાના ધર્મ વીશે પ્રસંગ નીકળ્યો, ત્યારે મી૦ ગાંધીજીએ ખોજા પંથ વીશેની માહિતી બતાવતાં કહ્યું હતું કેઃ—

**ગાંધીજી**—" ખોજા પંથ વીશે હું જાણું છું, કારણ કે મારા કેટલાક અસીલો ખોજા હતા, અને તેમનાં પાસેથી એ ખોજાના પંથ વીશે મેં જાણ્યું છે, જે ઉપરથી એ પંથ હીન્દુ ધર્મની શાખા છે, એમ મને લાગ્યું નહિ. "

આ ઉપરથી મારે કહેવું ફરજ થઇ પડયું કે, ખોજા પંથની માહિતી બીજા કોઇપિણ બહારના (સતપંથી સીવાયના)ને મળી શકે નહીં, અને તે ઉપરથી તમોને કોઈ ખોજા પંથના ખરા સીધ્ધાંતો મળ્યા નહીં હોય!

**ફરજ સમજતા હો તો, આપે બહુજ જલદીથી મારી વિનંતી પ્રત્યે લક્ષ દોરવું જોઇએ; કેમકે નકલી તથા બનાવટી વસ્તુ**

---

મારે આમ કહેવાનું કારણ ગાંધીજીના કહ્યાને ખોટા ઠરાવવા ખાતર નહીં, પણ ગાંધીજી ખોજા પંથની ખરી માહિતી ધરાવતા હોત, તો હીન્દુ–મુસલ્લમાન એવો મતભેદ રાખીને વાત કરતે નહીં.

અને આ ઉપરથી મી. ગાંધીજી સમક્ષ ખોજા પંથ વીશેની મારી સમજ મ્હેં રજુ કરી હતી કે, ખોજા પંથ એ હિન્દુ ધર્મના જીવન મુળ વેદ પ્રમાણે છે, અને ઇસ્લામ ધર્મના સત્ય સીધ્ધાંતો મુજબ છે, એટલે અમો હિન્દુ અને મુસલમીન બેઉ ધર્મના સત્ય સીધ્ધાંતોના સ્વીકારનાર સતપંથી કહેવાઇએ છીએ, અને તેથી અમારા સતપંથની દલીલ તરીકે કોઇપિણ જાતના ધાર્મીક રાગદ્વેષથી રહિત છીએ, અને તે ઉપરથી અમો એવા મુસલમીન નથી કે જેઓ વેદ માનનારાને કાફર કહે છે, તથા એવા હિન્દુ પણ નથી કે જેઓ મુસલમાનોને મલેચ્છ ગણે છે, સારાંશમાં અમારો મત એમ પણ રજુ કરી શકીએ કેઃ–

**કલેમા વીરદ રહે, ઓર વેદપે ધ્યાન રહે !**
**હમ સતપંથી હે ખોજે, ન હિન્દુ ન મુસલમીન રહે !!**

આ એક રાગદ્વેષ વગરના સીદ્ધાંત માટે કહીશું કે, હીંદુઓ અમને વટલેલા મુસલમીન ગણે છે, અને મુસલમાનો પણ શરીઅતના કાયદાઓ ઉપર અમને અમલ કરતા જોતા નથી, કારણ કે,

**એ સામેલ થઈ જવાથી, મુળ વસ્તુની ખુબી, મહત્તા, કદર અને કીંમત નથી રહેવા પામતી, અગ્નિમાં જ્યાં સુધી તેનો**

---

અમો હકીકતી ઈસ્લામના સત્ય સીદ્ધાંતો અમારા ગુરૂના બતાવવા મુજબ પાળીએ છીએ, તેથી મુસલમાનો પણ અમારાથી ધાર્મીક મળતાપણું દેખાડતા નથી, અને આ હીસાબે હિન્દુ-મુસલમાન બેઉ ધર્મના મતભેદથી નીરાળો અથવા જે હિંદુ ધર્મમાં વેદીક સત્યતા છે તે મુજબ, અને મુસલમીન ધર્મમાં જે હકીકતી સીદ્ધાંતો છે; તે મુજબ એટલે સતપંથ (હકરાહ) (ખરો રસ્તો) ને પાળનારા છીએ, અને તેથી અમોને બેઉમાંથી કોઇપણ ધર્મ માટે રાગદ્વેષ નથી.

હિન્દુ ધર્મ મુળ વેદ ઉપર છે, ને તે ચાર વેદ, ચાર જુગ માટે છે, અને ત્રણ જુગના ત્રણ વેદનો વખત વહી જવાથી હાલ-કળીયુગ છે, ને તેમાં ચોથો વેદ **અથર્વ વેદની** માનીનતા હોવી જોઇએ, અને કળીયુગના અવતાર "**નકળંક**" છે, અને તે નકળંક અરબસ્તાનમાં **હ. અલી** નામે પ્રગટ થઇ ગયા છે. અને તે બીજા અગાઉના અવતારો મુજબ દરેક અવતારના પાત્ર એજ અવતાર ગણાય છે, તેમ અમારા નામદાર આગાખાન હ૦ અલીની સીધી નસલે ઉતરી આવેલા હોવાથી નકળંકના પાત્રો નકળંકી અવતાર હિન્દુ ધર્મ મુજબ છે,

આ પ્રસંગે મી ગાંધીજીએ માહીતી બતાવી હતી કે, "હ૦ અલીના મહાનપણા વીશે હું જાણું છું, પણ નામદાર આગાખાન નકળંક કેમ ગણાય?" ત્યારે મેં વધુ ખુલાસા તરીકે જણાવ્યું હતું કે, અમારી માનીનતા મુજબ હ૦ પેગમ્બર સાહેબ નબી મહમદ મુસ્તફા

**સાચ્ચો અને બળવાન બાળવાનો ધર્મ કાયમ રહે છે, ત્યાં સુધી જગતની કોઇપણ શક્તિ તેની સામે થઇ શકતી નથી, જેવા**

---

ચોથા જુગના વેદ મુજબનાજ ગુરૂ છે, અને તેમના બાદ ઇસ્લામ ધર્મના પહેલા ઇમામ હ૦ અલી અને તેમની સીધી નસલે આજ સુધી હાલના અમારા નામદાર આગાખાન એ પેગમ્બર સાહેબની ઇતરત તરીકે ઇસ્લામ ધર્મના પણ વડા છે. એકંદરે હિન્દુ ધર્મ અને મુસલમાન ધર્મના સત્ય સીદ્ધાંતો વડે અમારા નામદાર આગાખાન સાહેબ નકળંક અવતાર તેમજ હાજર ઇમામ છે, અને આ સમજ વગર હિન્દુ અને મુસલમીન બેઉ અમો ખોજાઓને પોતાથી અળગા માને છે, અને હિન્દુ ધર્મના એકજ સીદ્ધાંતની સાબીતી વડે અમો હિન્દુ ધર્મ તથા મુસલમીન ધર્મને જુદા માનતા નથી.

આ વાતચીતના અંતે પ્રગટ થયેલી હકીકતમાં દર્શાવેલી બાબત તરીકે મી૦ ગાંધીજીએ જણાવા માંગ્યું હતું કે, "નામદાર આગાખાન તો મુસલમીન ધર્મીઓના વડા તરીકે મનાય છે, અને મોસ્લેમ લીગ જે મુસલમીન ધર્મીઓની છે તેના પ્રમુખ હતા, તેવી રીતે હિન્દુ ધર્મની કોઇ સંસ્થાના આગેવાન તરીકે તેઓ કોઇ વખત થયા નથી."

આના ખુલાસામાં મેં કહ્યું હતું કે, મોસ્લેમ લીગ એ કાંઇ ધાર્મીક સંસ્થા નથી પણ રાજદ્વારી મુસલમીન સંસ્થા છે, અને તેવી રાજદ્વારી હીંદુ સંસ્થામાં અમારા નામદાર આગાખાન, ગોખલે જેવા હિન્દુ મહર્ષીની યાદગીરી માટે પુના અને મુંબઇના ટાઉન હોલમાં ભરાયલી સભામાં તેમના ગુણો જાહેર કરવા આગેવાનપણે બોલ્યા

અગ્નિમાંથી બાળવાનો ધર્મ નષ્ટ થયો; કે તુરતજ તેની રાખ ઉપર કીડીઓ વટીક ચાલવા લાગી જાય છે. તેવીજ રીતે

---

હતા, અને તેમના ફંડમાં સારી રકમ પોતાની લાગણીના પુરાવા બદલ આપી હતી. તેવીજ રીતે હિન્દુ યુનીવરસીટીમાં પણ પોતાનો સારો અને આગેવાન ફાળો ભર્યો હતો; ઉપરાંત તમો મહાશયના નાતાલ ખાતેના પ્રયત્નોમાં મદદ કરવા ટાઉન હોલમાં બોલાવેલી પહેલી સભાના પેહેલા પ્રેસીડેન્ટ પણ નામદાર આગાખાન હતા. આ વખતે મી૦ અમૃતલાલ વી. ઠક્કરે જણાવ્યું હતું કે, મરહુમ ગોખલેનો તો કોઈ ધર્મજ નહતો

તે ઉપરથી મ્હેં ઉમેર્યું હતું કે, જો એમજ હોય તો ના૦ આગાખાન સાહેબ તેવા એક માટેની લાગણી કેવા ઉત્તમ સીદ્ધાંતને સીધ્ધ કરે છે તે મી૦ ઠક્કરનાજ શબ્દો પુરવાર કરે છે.

ત્યારપછી નામદાર આગાખાન સાહેબના મતભેદ વગરના—મહાન કાર્ય તરીકે દાખલો રજુ કરતાં મ્હેં જણાવ્યું હતું કે, એજ અમારા નામદાર આગાખાને હિન્દુ—મુસલમીન ઐકયતાના પાયાની પોતાનાજ હાથે શરૂઆત કરી હતી, તે ઉપરથી પણ એમના મહાનપણા વીશે ખ્યાલ આવી શકશે.

આ વખતે પણ મી. ઠક્કરે ઉમેર્યું હતું કે, હિન્દુ-મોસ્લેમ ઐકય માટે તો મી૦ મઝહરૂલ હકે કોશેશ કરી છે.

આ ઉપરથી મને નામદાર આગાખાન માટેની ખરી વાતો દબાવી નાખવાની મી. ગાંધીજીની ફીકરમાં મી. ઠક્કરની તે કોશેશ માટે

**ઇસલામ, જો તેવા મુળ વાહદાનિયતના શીખરપર ટકી રહી, ખરા ખુદાપરસ્ત ઇનસાનોનો જથ્થો બની રહ્યો તો, એક**

---

લાગી આવ્યું હતું, અને તરતજ કહી દીધું કે મી. મઝહરૂલ હકકની કોશેશો તો ત્યાર પછીની કોન્ગ્રેસ અને લીગ વખતે મુંબઇમાં હતી; પરંતુ પ્રથમ અલાહાબાદની કોન્ગ્રેસ વખતે નામદાર આગાખાને હિન્દુ મુસલમીનની ઐકયતા માટે શરૂ કોશેશો કરી હતી, અને તે જુજ પરીણામ તેટલું પણ આવ્યું તે છે, અને આ બાબતમાં મી. ગાંધીજી સારી રીતે જાણતા હોવા જોઇએ.

મારી આ હકીકત રજુ થયા પછી મી. ગાંધીજી કંઇ પણ બોલ્યા નથી, અને તે રજુ થયેલી હકીકતની સત્યતાદર્શક હતું.

આ પછી મી. ગાંધીએ પોતાનું કામ આગળ ચલાવતાં અરફાને કહ્યું હતું કે, "આવી રીતે ખોજા પંથમાં ભળનારાઓ માટે હું કાંઈ કહેતો નથી" અને મી. ઠક્કરને પણ મી. ગાંધીજીએ કહ્યું હતું કે, ,'આ દલીલો મુજબ તો હું કાંઇ વધુ કહી શકતો નથી, પણ હા, જેઓ ખ્રીસ્તી થઇ જાય છે અને મુસલમાન થઇને હિન્દુ ધર્મને તીરસ્કારે છે, તેઓ જો આપણો હિન્દુ ધર્મ છોડશે અને દુઃખ પોતે સહન કરશે તો તેમને હિન્દુ ધર્મવાળાઓ તરફથી આભડછેટ વીગેરે માટે અટકાયત થવા કોશેશો કરી સંતોષી શકીશું."

આ પછી કેટલીક હકીકતો જે પ્રગટ થઇ છે, તે મુજબ વાતચીત થઇ હતી, પરંતુ તેમા જે પક્ષપાત થયો છે, એમ હું જાણું છું,

ખાસ ધર્મ તથા ફીરકો ગણાશે અને જ્યારે તેમાં ઇનસાન
પરસ્ત વીગેરે મુસલમાનો સામેલ થઈ ગયા ત્યારે ઇસલામ

---

પરંતુ જેના નામે એ વાત થઇ હોય તેનું એ કામ હોવાથી હું કાંઇ
કહીશ નહીં.

છેવટે મી. ગાંધીજીથી છુટા પડવા અગાઉ મેં મી ગાંધીજીના
ઉપર અમારી ધાર્મીક માનીનતાના સારરૂપ ઇન્સાફ માંગ્યો હતો કે,
ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ-

**परित्राणाय साधुनां विनाशाय च दुष्कृतम्**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**
**( भ० गीता० )**

**અર્થઃ**—ભકતોના ઉદ્ધાર માટે, દુષ્ટોના નાશ માટે અને
ધર્મની સારી સ્થાપના કરવા માટે હું દરેક યુગમાં હોઉં છું.

અને ગુહ્ય મંત્ર તરીકે કહ્યું છે કેઃ-

**सर्व धर्मान परितज्य मामेकं शरणं व्रज**
**अहंत्वा पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥**
**( भ० गीता. )**

**અર્થ;**—બધા ધર્મ મુકી દઇને મને એકલાને શરણ
આવ, હું તારા સર્વ પાપ નાશ કરીશ અને ઇચ્છીત મોક્ષ
આપીશ ! બીહ મા.

**તેની અસલિયાત તથા આલા મેરાજથી પડી જશે. ઇસલામ હોય અથવા કોઇપણ ફીરકો હોય જ્યાં સુધી તેમાં સાચ્ચા ધાર્મિક પુરૂષો હસ્તી ધરાવતા હશે; ત્યાં સુધી તે હમેશાંને માટે રોઆબદાર, તથા ઇજ્જતદાર તથા ખુબીદાર રહેવા સાથે ઉન્નતિ પ્રાપ્ત કરતો રહેશે; પણ જ્યારે તેમાં વેશધારી દગાબાજ સ્વાર્થી અને મતલબપરસ્ત લોકો સામેલ થઇ જશે, ત્યારે તે છીન્નભીન્ન થઇ, એવો પડી જાય છે કે, ફરીથી તેને તેની મુળ સ્થિતિમાં લાવવાનું કાર્ય અશકય થઈ પડે છે.**

---

આ ઉપરના શ્લોક મુજબ આ જુગમાં ઇશ્વરી નુર સ્વરૂપ અમો નામદાર આગાખાનને નકળંક માનીએ છીએ. જો એ શીવાય બીજો કોઇ તમો બતાવતા હો તો, તે અમો હિન્દુ ધર્મ અને વેદ મુજબ જાણવા માંગીએ છીએ, કારણકે બીજા શ્લોક મુજબ તેને શરણે જવાથી અમારી મુક્તિ થાય.

આ શ્લોક અને તેના અર્થ મુજબ મી. ગાંધીજી પાસે જાણવા માંગણી કરતા, મી. ગાંધીજીએ બે મીનીટ જેટલા વખત સુધી ચુપ રહીને સરળ હૃદયથી નમ્રપણે જણાવ્યું હતું કે:– " હું એ વીશે કહી શકતો નથી. "

ત્યાર પછી મી. ગાંધીજીએ સરળ ભાવથી અંત્યજોને હીંદુ ધર્મ વાળાઓ તરફથી જે હેરાનગતી થાય છે, તેમાં મદદ કરવા અમોને ભલામણ કીધી હતી અને તે પછી બધાઓ ઉભા થયા હતા, અને અમો પણ ત્યાંથી વીસર્જન થયા હતા.

**જવાબ—**

આ પેરેગ્રાફમાં પંડિતજીનો આશય આગાખાનીને નીસ્તો નાબુદ કરવા અસલી અને નકલીના શબ્દોથી ઇસ્લામી આગેવાનોને સમજાવવાનો છે પરંતુ ઇસ્લામી ભાઇઓ આગાખાની ધર્મને ઇસ્લામના (૭૩) તોહતેર ફીરકા માંહેનો એક માને છે, તેથી પોતાથી વિરૂદ્ધ ગણી શકતા નથી, અને તેમની હિમાયત કરવી ફરજ સમજે છે, તો પછી નીસ્તોનાબુદ કરવાની દરેક દલીલો પહેલી નજરે આર્ય સમાજી મંડળ ઇમાનદારોની દ્રષ્ટિએ ચડે, કારણકે જે ઇસ્લામે ખુદા-પરસ્તી, નીતિ અને ઉંચામાં ઉંચા દરજ્જાની બહેતરી સમજાવી છે, તેના ઉઘાડા દુસ્મનો આર્ય સમાજીઓજ 'સત્યાર્થપ્રકાશ' માં ખુદા, પેગમ્બર અને મુસલમીન સિદ્ધાંતોને છડેચોક કરનાર છે, અને તેટલા માટે પંડિતજીનો કુહાડો પોતાનાજ પગમાં મારવા સરખો મુર્ખાઇથી આર્ય સમાજ મંડળમાં કોઇ સમજુ રહેવા પામ્યા હોય તો તે પંડિતજીનેજ સંસ્થાના સડેલા ભાગ તરીકે દુર કરાવવા કોશેષ કરે.

## ત્યાર પછી પંડિતજી કહે છે કેઃ—

આર્ય સમાજનુંજ દ્રષ્ટાંત લો. આર્ય સમાજ જગતમાં એક ઘણીજ મહાન, જીવતી, અને ખાસ કરીને મનુષ્ય જાતની અનહદ બેહતરી ચાહનારી, અને રાજા પ્રજાની ઘણીજ વફાદારી સાથે સેવા કરનારી સોસાઇટી છે. જ્યાં સુધી તેમાં ખરા ધરમાત્મા, નેક, પવિત્ર; સત્ય વર્તન ચલાવનાર અને ઉંચા વિચારો રાખનારા અને ખુદાના સઘળા બંદાઓની બ્ય-

વહારિક, નૈતિક, આર્થિક, અને આત્મિક ભલાઇ ચાહવા તથા કરવાવાળા માણસો, તન મન ધનની કુરબાનીઓ કરતા હતા ત્યારે તે બહુજ ટુંક સમયમાં પોતાની ખુબીઓના કારણે સૃષ્ટિપર સુર્ય તથા ચંદ્રની જેમ, પ્રકાશીત તથા કીર્તિવંત નામ મેળવવા પામી હતી; પરંતુ જયારે તેમાં કોઇ કોઇ વેશધારી, દગલબાજ, સ્વાર્થી તથા મતલબી વીગેરે કુલક્ષણી માણસો દાખલ થઇ ગયા, ત્યારે તે સુર્ય તથા ચંદ્રમાં માટે ગૃહણ બની બેઠા છે અને તેમના તેવા દુષ્ટ કાર્યોના કાળા વાદળો ઠામ ઠામ તે સુર્ય તથા ચંદ્રમાની આડે આવી જાય છે, અને તેથી કેટલાક વખત માટે સમાજનાં પવિત્ર, મનહર, લાભદાયક લક્ષણો તથા પ્રકાશથી લોકોને વિમુખ કરી દે છે, જો તેવા થોડાક કોમના શત્રુઓ, સ્વાર્થી, દગલબાજ અને ઘઉં દેખાડી જવ વેચનારા, આ સોસાઇટીમાં દાખલ ન થતે તો, આજે જગતનાં ઘણા ભાગોના લોકો પવિત્ર વૈદિક ધર્મના શરણમાં આવી ગયા હતે. તો આથી ખુલ્લું જણાય છે કે, ઠગારા તથા સ્વાર્થી મનુષ્યોથી કોઇ પણ ધમ ઉન્નતિ હાંસલ કરી શકતો નથી.

**જવાબ—**

આ પેરેગ્રાફમાં પંડિતજીની દલાલી માટે **આર્યસમાજ** સંસ્થાના આગેવાનો જે પ્રશંશા કરે તેના કરતાં વધુ ઠપકો આપે એવું એવું બોલાયું છે. પંડિતજીનાં હૃદય ચક્ષુઓ ઘુવડ સરખાં છે, એમ ખુલ્લું સિદ્ધ થાય છે, કારણકે ઘુવડનો સ્વભાવ રાત્રે અંધારામાં **ગલ્લાંતલ્લાં**

હોય છે ત્યારે સુર્યની રોશની સામે અંધારો હોય છે, અને તેથી પોતાના સ્વભાવ મુજબ ધારમીક આંધળાઓની પરવશ મંડળીના આર્ય સમાજી મેંબરો થયા પછી ઇશ્વરે જ્ઞાનચક્ષુની કરેલી કૃપાથી આવેલી શુદ્ધ પછી આર્ય સમાજ તજી ગયેલા જાગૃત હિન્દુઓ-માટે સ્વાર્થી દગલબાજ શત્રુ એવા એવા ઇજારે રાખેલા એકજ જાતના શબ્દો વડે નિંદે છે અને તેવીજ રીતે સુર્યની રોશની તરફ પ્રેરાયલા ચકવાઓ માટે પણ તેવાજ બખાળા કાઢે છે એ સિદ્ધ કરે છે કે-જે આર્ય સમાજને ગણત્રીના લોકોની શામેલગીરીના હીસાબે જગતનો ઉધ્ધાર કરનારી માને છે. તેનું લક્ષણ તો ગીતા અનુસાર હાલના ચાલુ જમાનામાં અમારા નામદાર આગાખાનમાં સિદ્ધ થતું જાય છે, ત્યારે તેના તેજસ્વી **સ્વરૂપના** જ્ઞાનના વિરૂદ્ધનું દ્વેશભાવી હૃદયના અંધારામાં **રાચતા** આર્યસમાજી ઘુવડોને સ્વભાવથી નહીં દેખાતું હોવાથી પોતા માટે હાય અફસોસના શબ્દો આગાખાની ધર્મ પ્રવરતાવનારાઓ માટે કહે છે, અથવા પંડિતજી એમ કહેવા માંગે છે કે, જે હીન્દુઓને આર્ય સમાજીનું ધર્મનિંદાખોરપણું સત્ય **ધર્મ** વેદીક ધર્મને લાગે, તેઓ **વેદ ધર્મ** અને જગતનો ઉદ્ધાર ઇચ્છનારા નથી-અને તેઓ સમજુ હોઇ શકેજ નહીં-આવી બળતવારી માનીનતા પંડિતજી આર્ય સમાજના કયા ભલા કર્તવ્યના માટે કહે છે તે સમજાતું નથી. શું વેદ ધર્મને બહાને અદ્વિતિય માનીનતાથી વિમુખ કરાવવાનું ધૃષ્ટપણાને માટે કે ઇશ્વરી અવતારથી વિમુખ કરાવવાના ઉછાછળાપણા માટે કે-ગીતા વિરૂદ્ધ-આસ્થા ઠરાવવા માટે આર્ય સમાજના તોફાનને જગતનો ઉધ્ધાર કરનાર માને

છે, મુસલ્લમીન તો એક બાજુ, પણ હિન્દુ સનાતની પણ આર્ય સ-માજને તોફાની અને અનાસ્થીક તથા અનિતિવાન સિધ્ધાંતોનો ઉ-ત્પાદક અને ઘરગતુ વેદના અર્થ કરનાર તરીકે માને છે, ત્યારે **આર્ય સમાજ** તેઓનીજ માફક જગતનો ઉધ્ધાર કરનાર પરાણે ગણાવી જોઇયે કે તેમ નહીં ગણનારને પંડિતજી સ્વાર્થી, લુચ્ચા, જુઠ, માને કે જેમ એક ઇશ્વરના દર્શનની વારતા છે.

એક વેસ્યાએ અંધ શ્રધ્ધાળુના ગામમાં નિવાસ કરી એક તંબુમાં ઇશ્વરના દર્શન કરાવવા **રચના** કરી. અંદર ઉંચા આસન ઉપર ખાસડું મુકી તેને પરદા આડા રાખી પોતે લોકોને કહેતી કે, એક બાપનો હશે તેને આ પરદાના અંદર ઇશ્વરના સાક્ષાત દર્શન થશે.

આ ઉપરથી ઇશ્વરના દર્શનની ઇચ્છા રાખનારાઓ બિચારા ખાસડું જોવા છતાં, એક બાપની પેદાશ નહિં હોવાનું કલંક જા-હેરમાં વહોરવા અચકાતા ને તેથી કહેતા કે અમોને સાક્ષાત ઇશ્વરના દર્શન થયા; આવી રીતે પંડિતજી જાણે એમ સિધ્ધ કરવા માંગે છે કે જેઓને આર્ય સમાજ સારી ન લાગે અથવા જગતનો ઉધ્ધાર કરનારી ન લાગે તો તેઓ સ્વાર્થી, લુચ્ચા, દગલબાજ અને જુઠા હોય છે. આવી પરવશતામાં ખાસડાંને ઇશ્વરના દર્શન કહેનાર પં-ડિત રાધાકૃષ્ણની હાલત તેમના સાચાપણાને કલંક લગાડનારી, બલ્કે પ્રપંચી જાળ પાથરનાર અથવા જે જાળમાં પોતે સારૂં ધારીને સ-પડાયા તેના કાંટામાં ડાચું ફસતાં છતાં, બીજા એ જાળની દગલબા-જી અને ધર્મ દુરાગૃહી રૂપી કાંટામાં કેમ ફસાય? તેવી ગણત્રીથી કાંટામાં ફસેલાઓ કેવા જ્ઞાતા અને પંડિત હોય છે, તથા કેવા પર-

માર્થી હોય છે, તેવુ બનાવટી ઉચ્ચારણ કરી બીજા સરળ આસ્થીક જીંદગી ગુજારનારને પ્રપંચી, ધર્મહઠ અને વેશધારી મહાત્મા બનાવવા ખાતર પરમાર્થી સાલ્લો પહેરી સ્વાર્થ સાધનારૂં કનિષ્ટ જીવન બનાવવા પ્રયત્ન કરે છે? આવી કૃત્રિમતા માટે પંડિતજીએ સૈકા અગાઉ જન્મવું હતું, પરંતુ સાંપ્રતકાળમાં તમો આર્ય સમાજી પંડિતોની પરમાર્થી બ્હાને સ્વાર્થી સેવા બજાવનારાઓ ઝાઝી મુદત સુધી છુપી શકતા નથી. આગલા જમાનાનો વ્યવહાર વિશ્વાસુ હોવાથી ઉદ્ધાર-પરમાર્થ બહુ થતો હતો, પરંતુ આજ તો રોકડીયો જમાનો છે, એક ભોળો ગણાતો મનુષ્ય પણ પોતાના રોકડ લાભ વગર ઉધાર આસ્થાથી કામ પાડતો નથી, તો ધર્મના બ્હાને પોતાની કમાઇનો હીસ્સો જે ઠેકાણે આપવા ઉત્સાહ ધરાવે છે, એવાઓની કમાઇ પણ હક હલાલનીજ હોય છે, અને તેથીજ તેને પોતાનું અંતઃકરણ જે રસ્તે સાચા લાભનીજ ખાતરી હોય તે સિવાય બીજે બનાવટી હઝારો બ્હાના તળે એક અરધી સરખી પરખાવતા નથી, ત્યારે આજના જમાનામાં એક ફેશનની એવી બલિહારી છે કે બનાવટી શાહુકારો પોતાની પેદીની અંદરનું પોકળ ઢાંકી રાખીને પોતાની વ્યવહારીક છટાથી આંજી નાખનારાઓના અંજામ તરતમાંજ આવી જાય છે કેહેવત છે કેઃ--

**કલજુગ નહિ કરજુગ હએ, યહાં દીનકો દે ઔર રાત લે;**
**ક્યા ખુબ સૌદા નકદ હુએ, ઇસ હાથ દે ઇસ હાથ લે.**

આવી રીતે પોતાની ઐબ ઉઘાડી થયા પછી અને તે પોતે

જાણુવા પછી પણુ આર્ય સમાજી પંડિતજી જે થીગડાં દે છે, તે બીલકુલ ટકાઉ નથી. કે કોઇ કોઇ વેશધારી, દગલબાજ, સ્વાર્થી તથા મતલબી વિગેરે કુલક્ષણી માણસો (આર્ય સમાજમાં) દાખલ થઇ ગયા, ત્યારે તે સુર્ય તથા ચંદ્રમાની આડે આવી જાય છે અને તેથી કેટલાક વખત માટે સમાજના પવિત્ર મનહર લાભદાયક લક્ષણો તથા પ્રકાશથી લોકોને વિમુખ કરી દે છે, જો તેવા થોડાક કોમના શત્રુઓ સ્વાર્થી, દગલબાજ, અને ધઉં દેખાડી જવ વેચનારા આ સોસાઇટીમાં દાખલ ન થતે તો આજે જગતના ઘણા ભાગોના લોકો પવિત્ર વૈદિક ધર્મના શરણમાં આવી ગયા હતે, તો આથી ખુલ્લું જણાય છે કે—ઠગારા તથા સ્વાર્થી મનુષ્યોથી કોઇ પણ ધર્મ ઉન્નતિ હાંસલ કરી શકતો નથી.

ઉપરના લખાણમાં પંડિતજીનું અંતઃકરણ આર્ય સમાજી ટોળી માટે કેવા પ્રકારે રૂદન કરે છે તે સુજ્ઞ વાચકોથી છુપું રહે તેમ નથી. આર્ય સમાજ પત્થર કે લાકડાની બની નથી પણ મનુષ્યોની બનેલી છે. તેમાં સારી આશાથી દાખલ થએલા લોકો નિરાશ થતાં અથવા સભ્યતા, પાખંડપણું, ધર્મરક્ષાને બદલે ધર્મનિંદા, વેદના બહાને વેદ વિરૂધ્ધતા, અનાસ્થીકતા, પુજ્ય શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણ વિગેરે કે જેના માટે એક સુજ્ઞ મુસલમીન પણ માન ધરાવે; તેમના તરફ અભાવ અને તોછડાપણું, આવા આવા વરતનથી પોતાના આત્માની સલામતીને ખાતર નીકળી જનારાઓ જેઓ દાખલ થતી વખત એ ટોળીના પોકળ પરમાર્થીઓનું આદર પામ્યા હશે, તેઓને પાછળથી આવા આવા કઢંગા વિશેષણો સાંભળવા પડે એજ એ આર્ય સમાજ ટોળીની

ગણત્રી પંડિતજીએ ચિત્રેલ ચિત્ર ઉપરથી સમજવાને બસ છે. ખુદા ન ખાસ્તા પંડિતજી બિચારાને અંદર અંદરની ખટપટના પરિણામે ધારો કે આર્ય સમાજની મિશન સોસાઇટીમાંથી રજા મળી તો તે બિચારાના આ શબ્દો કોઇનો પણ આશરો મેળવે એવા નથી; એમ જાણીને અમો પંડિતના પરમાર્થપણા ઉપર પરમાર્થ કરીએ છીએ. પંડિતજી, તમોએ તમારૂં ડહાપણ ડોળીને આર્ય સમાજ મંડળનો કચરો કરી નાંખ્યો છે. માટે બીજી વખત એવો ભાંગરો વાટવા પહેલાં બીજી કોઇ નોકરી શોધીને બોલજો. નહિ તો વેદીક ધર્મના શરણમાં બીજાને લેવા જવાના દંભમાં તમો કોઇના આત્મિક ટપકાથી શરમીંદગીને શરણ થઇ જશો.

## આ પછી પંડીતજી જણાવે છે કેઃ—

આગાખાન કે જેમનું વર્ણન, વિચારો અને પોતાના મુરીદો પ્રત્યેની વર્તણુંક વીગેરેના ખુલાસાનું ચીત્ર પ્રથમ દોરી બતાવ્યું છે, તે મુસલમાનોનો પ્રખ્યાત અને માનીતો લાસાની લીડર છે. શું ઇસ્લામના માનવંત અને લાસાની લીડરની તેવી કારકીર્દી ઈસલામને માટે શરમ તથા બટ્ટા રૂપ નથી ? શું ઇસ્લામ ઉપર તેવા માનવંતા લીડરની તેવી અઘટિત કારકીર્દીથી, કોઇ ડાઘ નથી આવતો ? શું તેવા ઈસલામનાં માનવંત લીડરનું આવું વર્તન પ્રથમના ઈસલામ, કુરાન અને હજરત મોહંમદ સ. ના શિક્ષણથી ઉલટું નથી? જો છે તો શું ઇસલામે આ અગત્યના મસલાપર કદી લક્ષ ખેંચ્યું છે? અથવા શું ઈસલામ તે પ્રત્યે લક્ષ ખેંચશે?

જો નહિં તો શું ઇસલામ તેના સબબ અને વ્યાજબી કારણો આપી શકે છે કે કેમ ? શું તે પ્રત્યે ઇસલામે આજ દીન સુધી જાણી બુજીને ચશ્મપોશી; નહિ, બલ્કે જોરથી હીમાયત નથી કીધી ? શું ઇસલામ પોતાના વ્હાલા અને માનવંત લાસાની લીડરથી તદન કપોળ, કલ્પિત, જુઠા, શરમભરેલા ખુદાઇ દાવા અને ખુદાના ભોળા બંદાઓને દગલબાજી, જુઠા વાયદાઓ અને નિર્દય સલુકથી છોડાવી, ઇસલામને, નહિ ભુસાઇ શકે તેવા શરમભરેલા બદનુમા તથા સીયાહ ડાઘથી પાક સાફ કરી, ખુદાની ખુશી અને જગતની નેકનામી હાંસલ કરશે ?

**જવાબ—**

આ પેરેગ્રાફમાં પંડિતજી રાધાકૃષ્ણ નામદાર આગાખાન માટે લખે છે, અને તેમાં મુસલમાનોનો પ્રખ્યાત અને માનીતો **લાસાની લીડર** છે! એટલું જે માને છે, તો તે તેના આખા પુસ્તકની હઝારો લકીરો પાણીમાં છે એમ સિધ્ધ કરવાને કાફી છે, કારણકે તેને છેલ્લા બે પેરેગ્રાફમાં જેમાં પહેલું આર્ય સમાજ માટે અને બીજું નામદાર આગાખાન માટે પોતાના અંતઃકરણના ઉદ્દગારો કાઢવા પડયા છે. પણ તે અંતઃકરણના શબ્દો હોવાથી સુર્યના માફક હઝારો છાબડાં આડા દેવાથી ઢંકાઇ શકતા નથી, અને અમો અહીં સમજી શકીએ છીએ કે, પંડિતજીનો વીચાર કોઇ રીતે આર્ય સમાજની બેઇઝતી કરવા કે નામદાર આગાખાન માટે સારૂં

બોલવાનો છેજ, પરંતુ જગજાહેર વિષયો માટે તેણે આર્ય સમાજને નિંદીને અને નામદાર આગાખાનની તારીફ કરીને નિંદાખોરો અને તારીફ કરનારાઓ, એ બે પક્ષને તોડી પાડવાનો પ્રપંચ ખેલ્યો છે, પરંતુ લોકોનું હૃદય ચુંબક માફક ખરી વસ્તુઓ ખેંચી શકે છે, એટલે એ વીશે અમો આર્યસમાજની નિંદા કરીને અને નામદાર આગાખાનની તારીફના વાદ વધારીને જે લખીએ છીએ, તે અમો, આર્યસમાજના તોછડાપણા તરફ અભાવ દેખાડતા હોવાથી તથા નામદાર આગાખાનના મુરીદ હોવાથી તેમની તારીફની વિરોધીના હાથની બાબતમાં જેટલી કીંમત સમજીએ છીએ, તેટલી અમારે હાથે લખવાથી ઓછી કરવા જેવું સમજીને એ બેઉ બાબતો જાહેર વાંચનારાઓની સમજશક્તિ ઉપર છોડીએ છીએ. અને નામદાર આગાખાન કે જેમના માટે મુસલમાનોનો પ્રખ્યાત અને લાસાની (વગર હરીફ) નો લીડર જે બનવા પામ્યો હોય તેને તેમની કારકીર્દી વીશે સારાજ વીચારો સુઝયા, ત્યારે કોંગ્રેસ, યુનીવરસીટી, વિગેરે હિંદુસ્તાન રાજદ્વારી મંડળો, અને સંસાર સુધારાની સમાજો જેના સલાહના શબ્દો મુજબ વર્તવામાં લાભ ઉઠાવે, મેહતા ગોખલે જેવા પ્રવિણ પરમાર્થીઓ તેની કારકીર્દીની સહાય મેળવે, એવા અમારા નામદાર આગાખાન શું પોતાના મુરીદોને માટે કાળજી ન કરે એ શું માનવાલાયક દલીલ છે? શું પંડિતજી ધારમીક ધખારાના અગ્નિકુંડમાં પોતાની શુધ્ધિનો હોમ કરી બેઠા છે કે? શું સમજનારાઓની ગેરહાજરી માને છે? અથવા પોતાને કોઇ કેહનાર ન હોવાથી જેને પોતે ભોળા માને છે, તેવાઓને ઠગવાને મરજી પડે તેમ પંડિતાઇ દેખાડી પેટ ભરવાનું પસંદ કરે છે? આવી

દુર્યોધનદ્રષ્ટિ પણ લજવાય, તેવા વિચારો કયા હાથે લખવાનું પંડીતજીએ પસંદ કર્યું હશે? શું તે હાથથી કોઇ ભલું કામ કરવાનું બન્યું જ નથી કે? શું આર્યસમાજી પંડિતોમાં વિવેકભર્યું અને ખરૂં અથવા પોલીટીકલ લખનારૂં કોઇ નથી? કે જેથી ગરીબ, ભોળા, અને મજુર વર્ગ જેઓ વેદીક આસ્થા ધરાવી લાભ ઉઠાવતા હોય તેમના અંતઃકરણ દુઃખાય અને વેદ અને ગીતા મુજબ આ જગતના ઉધ્ધાર અર્થે ઇશ્વરી અવતારનું સ્વરૂપ જે સ્થળે સ્થિત હોય ત્યાંથી આસ્થા ઉઠાડવા અથવા શંકાશીલ કરવા જુઠાણાના અનાસ્થીક હથીઆર પકડવાની બુરાઇ સમજાતી નથી? પંડિતજીને પુછવા આવનારાઓને કેવો જવાબ આપવો તે તેમની સમજશકિત ઉપર ફરજ છે, પણ ઘર ઘર ભટકીને અને પંડિતજીની લાહેરી તરફ તિરસ્કારભરી દ્રષ્ટિથી જોનારા બ્રહ્મજ્યોતિના ભાવિકોને અનાસ્થીકતાનો બોધ કરવાનું પંડિતજીનું સાહસ, તેમના લેખીત ઇકરારો ઉપરથી જોઇ શકાય છે કે તે કેટલું ધૃષ્ટતાભર્યું છે. જો પંડિતજી વેદીક જ્ઞાન સંપુર્ણ ધરાવતા હોત તો, પુર્વ ઋષિ મુનીઓ માફક જંગલમાં પર્ણકુટીમાં એકાંતમાં પોતાનું જીવન પોતાને હિસાબે ને જોખમે પુર્ણ કરત; પરંતુ જ્યારે તેઓ ફકીરી વેશમાં ઘરઘર ટુકડા માંગનારાની સ્થીતિ મુજબ **ખુદા તેરા ભલા કરેંગા, માઇ મેરા તુંબા ભરદે**ના પરમાર્થી શબ્દો બોલતા રહે છે, તેજ કહી આપે છે કે તેમના ભાષણમાં, તેમના લેખમાં, માત્ર **ટુકડ ગદાઇના** સ્વાર્થી પેશા સમાન બીજી કંઇ અસર નથી.

નામદાર આગાખાનનું વર્ણન, અને વિચારો તથા મુરીદો પ્રત્યેની **વર્તણુંક** અગાઉ બતાવી ગયાનું લખે છે; તેમાં એવી કઇ પંડિ-

તાઇને શોભાવનારી શાસ્ત્રીય કે વેદીક દલીલ કે પ્રમાણુ હતું ? કે જેના ઉપર પંડિતજી ભાર મુકે છે? જો એવી **ધોકાપંથી** ફફડાટની દલીલો પંડિતજીનું શાસ્ત્ર હોય તોપણુ તે વેદ વિરૂદ્ધ છે, એમ અમો નીચેના ગીતાના આધારે, કે જે આધાર માત્ર તમો અનાસ્થીક આર્યસમાજીઓ સિવાય હિંદુસ્થાનની તેત્રીસ ક્રોડ પ્રજાના મોટા સમુહ માન્ય રાખનારા છે; અને એ સનાતન ધર્મની માન્યતા આગળ તમો આર્યસમાજીઓ હમેશના હલકા પડતા રહો છો, તે શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**हतो वा प्राप्स्यसि स्वर्गं.**

**અર્થ**ઃ-જો તું હણાયો તો સ્વર્ગ પામીશ.

આ રીતે સ્વર્ગની માનીનતા હિન્દુ ગીતા શાસ્ત્રમાં સ્થિત છે, તો તેજ ગીતા મુજબઃ—

**संभवामी युगे युगेः**

**અર્થ**:-હું દરેક યુગમાં હોઉં છું.

એવા ઇશ્વરી અવતાર શ્રી કૃષ્ણુ પરમાત્માના વચનો અનુસાર આ કળીયુગમાં અમારા મુરશીદ નામદાર આગાખાન સીવાય, એ ઇશ્વરી અવતારનો દાવો કરનાર ન હોય તેમજ, તેમની માયા, કૃપા, અને વર્તન ભારતનો ઉદ્ધાર કરનારોજ હોય, તો પછી તેમના આશ્રમ, પોતાની મુક્તિ કે સ્વર્ગ ઇચ્છનારાઓ અભણુ, ભોળા, અને મજુર હોય, તેના કરતાં તમારા સરખા વિરોધી પંડિતોના દ્વેશ,

ભેદ, અને વિરૂદ્ધતાની હીલચાલ કંસ કે દુર્યોધન માફક અનાસ્થા પ્રત્યે તિરસ્કાર શા માટે ન ઉત્પન્ન કરે? અથવા તમારૂં તેમની મુરીદીમાંથી નીકળી જવું, અથવા શરણુ ન આવવું. ગીતામાં કહ્યું છે કે:—

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः

અર્થ:–દુષ્કૃતિ મૂઢ અને જેઓનું જ્ઞાન માયાથી ઢંકાયલું છે એવા આસુર ભાવને અવલંબી રહેલા અધમ નરો મને શરણુ આવતા નથી.

આ શ્લોકના અક્ષરસઃ અર્થ મુજબ પંડિતજી તમારી સ્થીતિ થઇ પડી છે. તમો વિરૂદ્ધ થાઓ, નામદાર આગાખાનની મુરીદીમાંથી નીકળી જાઓ; એ બધું ઇશ્વરી અવતારના તેજથી વિમુખ થનારાઓ માટે નવું નથી. કારણુ કે તમો ધર્મનો બોધ કરવાનો પગાર ખાઓ છો, તે કરતાં જો અભણુ રહ્યા હોત તો વિદ્વતાનો તોક પહેરી બાકુતી કામ કરતે નહિ એ તમારે માટે ઠીક થયું હોત. તમો ભોળા હોત તો તમોને જુદા પ્રપંચમાં દગલબાજી રમવાનું આવડતે નહિં, તમો મજુર હોત તો તમારી મહેનતના પ્રમાણુમાં હલાલરોજી પેટમાં જતાં દુર્બુદ્ધિ સુઝતે નહિ; આ છતાં પણુ તમો ભણ્યા તો પુરૂં ભણો, પંડિતજી થયા તો ઋષિમુનિ થઇ એકાંત ગ્રહણુ કરી આત્માનું કલ્યાણુ ઇચ્છો! પરંતુ તેત્રીશ ક્રોડ પ્રજા વર્ગના વિરૂદ્ધ અનાસ્થિકતા, વેદ વિરૂદ્ધ શિખાવવા નીકળ્યા, તો

અમારા મહાન અને હિન્દુ-મુસલમીનનો જાતિભેદ તોડવાનો ભગીર્થ પ્રયત્ન કરી બતાવનારના અમૃત વચનો શ્રવણ કરી ધાર્મિક જીવન પ્રાપ્ત કરો; કારણ કે ધર્મ વિરોધીનંદીઓ માટે કરેલી અગમચેતી આજથી સાતસો વર્ષ પુર્વે કરી તેના ચમત્કાર તરફ ખ્યાલ કરી ગીરબાનમાં મોઢું નાખો. પીર સદરદીન સાહેબ ફરમાવી ગયા છે કેઃ—

તો મુનીવર ભાઈ—

> તે તો પોતાની વાણી ચલાવશે દુનિયા માંહે,
> અને આપણા ગુરનરની વાણી ઉપરે નવ રાખશે ઈતબાર;
> તે તો પોતાની વાણી ઉપરે સંસારને ધુતશે,
> અને આપણે મને તે આણશે અહંકાર.

તો મુનીવર ભાઈ—

> તે પોતાને મને જાણશે જે અમે મોટા થયા,
> ને અમારી વાણીનો નહિ કોઈ સાર;
> તેણે કરી તેનો અહંકાર વાધશે,
> તેને લોક વખાણશે તે અપાર.

(ઇસમાઇલી ધર્મશાસ્ત્ર.)

શું પંડિતજી આ તમારી દશાનું ચિત્ર નથી? અને એ અમૃત વચનોની ચેતવણી પછી અમો તમારા શબ્દો માટે તિરસ્કાર બતાવવામાં ખોટા છીએ?

હવે આ તમારા હિન્દુ શાસ્ત્ર મુજબ અમારા નામદાર આગાખાન કે જેમના વડવા જનાબ રસુલે ખુદા અને હઝરત મૌલા મુશકીલ કુશા હોય, અને તેમને ઇસલામ ધર્મના ઇમામનો દાવો કુરઆને શરીફ અને હદીદુસ સકલૈન મુજબનો વારસો સિદ્ધ થતો હોય, તથા તેમના સરખો બીજો દાવેદાર ન હોય, તો પછી ખુલ્લી રીતે નામદાર આગાખાનની ઇસલામની હીમાયત તેમના દરજ્જાને છાજતી રીતે ચળકતી શ્રેષ્ટ લીડરતા મગરૂરી બક્ષનારી શા માટે ન હોય ? શું તમો સરખા સ્વાર્થી વિરોધીઓ જે ધાર્મિક મુર્ખતાથી અશાસ્ત્રીય અને અપ્રમાણયુક્ત જેમ બકવાદ કરો તે તરફ અમારી ઇમાનદારી અને ધાર્મિક ફરજ વીચારવાની શકિતની તમો ગેરહાજરી ગણી અમારા શુદ્ધ હૃદય અને પાક ઇમાનદારીને ધબ્બો લગાડવા જેવું જનાબ રસુલે ખુદા અને હઝરત મૌલા મુશકીલ કુશાના સીધી નસલે ઉતરી આવનાર અમારા મુરશીદ નામદાર આગાખાનને ઇસ્લામી લીડર ગણતા અટકાવવા જે કંઈ કહો તે શયતાની વીચાર સરખું ન લાગે ? તમો નામદાર આગાખાનનું કયુ વર્તન ઇસ્લામીઓ સાથેનું ખરાબ ગણો છો? તે બતાવવા વગર તમારા હેમાકત અને હસદ ભરેલા બળતા અંતઃકરણના ધગધગતા શબ્દો કાઢવા પહેલાં શું તમોને શરમ તથા બદારૂપ નથી ? શું આર્યસમાજના તમારા જેવા **બેહુદાની પંડિતાઇની** અસભ્ય હુમલાની ભાષાથી તમારા **વેદીક** સિધ્ધાંતોને **દયાનંદી** ગણત્રી મુજબ ડાઘ આવતો નથી ? તમારૂં આવું વર્તન સત્યાર્થ પ્રકાશના ઉપોદ્ઘાતનો ઘાત કરનારૂં, વેદ ધર્મના ધાર્મિક ધોરણને

તોડી પાડનારૂં, તથા ગીતાના શીક્ષણથી ઉલટું નથી? અને જો છે તો શું તમારી આર્ય સમાજી ટોળીએ ધાંધલીઆ મેળાવડામાં સારી ઉમેદથી આવેલાઓ સમક્ષ સારૂં દેખાડવાનો વિચાર પણ કર્યો નથી? તમો વેદના શ્લોકો લોકોને આંજી નાખવા પોપટ માફક ઉચ્ચારો છો, તેથી બીચારા કાંઇપણ નહિ જાણનારને તમો મોટા મહાત્મા દેખાતા હશો, પણ તમારૂં આવું વર્તન તમારા હૃદયમાં કેટલું અંધારૂં છે તે કહી આપે છે કે, તમો સનાતની બ્રાહ્મણોના બળવાન વખતમાં હોતે, તો તમોને બુધ્ધ ધર્મને માનનારાની માફક **ચીન, જાપાનથી પણ ઘણે દુર આન્ડામાન ટાપુમાં** પરહેઝ કરી દીધા હતે.

**વળી પંડિતજી કહે છે કેઃ—**

જગતમાં મનુષ્ય માત્ર પોતાનાનીજ બેહતરી તથા ભલાઇ હાંસલ કરવા માટેજ ઉત્પન્ન થયો નથી; શેખ સાદી સાહેબ પણ ફરમાવે છે કે—

બની આદમ આઝાએ યક દીગરંદ,
કે દર આફરીનશ ઝ યક ઝૌહરંદ,

તેવીજ રીતે એક બીજો કવી પણ કહી ગયો છે કેઃ—

દર્દ દીલ જીસ્મે નહિં, કેહના ન ઇન્સાં ઉસ્કો તુમ,
હર બશરમેં ઉન્સો હમદર્દી મુરૂવ્વત ચાહીયે.

જવાબ:—

પંડિતજીની પંડિતાઇનો બાકુતી નમુનો કેવા બેભાનપણાનો ત્યાર પછી આપેલા શેખ શાદીના બૈત અને તેની સમજ ઉપરથી દેખાઇ આવે છે કે:—

**બની આદમઝ આઝાએ યક દીગરન્દ,**
**કે દર આફ્રીનશ ઝ યક ઝૌહરન્દ.**

એટલે—મનુષ્યો એકબીજા અવ્યવો માફક જોડાયલા છે અને એકજ ઝોહરથી ઉત્પન્ન થયેલા છે.

આ શેખ શાદી ઇસ્લામી હતો અને તે સુરી હતો. તેના વિચારોની કિમદાઇ પંડિતજી સમજ્યા હોત, અથવા સમજવા માંગતા હોય, તો કદીપણ ઇસ્લામીઓને અથવા મતભેદ વગરનાઓને કે અમારા સરદાર માટે પોતાનો હસદ દેખાડતે નહિ, પણ પંડિતજી વેદના શ્લોક વગર અર્થે બોલીને લોકોને જેમ પોતાના કનિષ્ટ સ્વાર્થ સાધવા તરફ દોરવાનો રાખે છે **અભખરો** તેવીજ રીતે ઉપરના શેખ શાદીના બૈતની પણ સ્થીતિ કરતા દેખાય છે, કારણ કે આમો હિન્દુ-મુસલમીન મતભેદથી નિરાળા રહી શકીએ છીએ, તે એજ શેખ શાદીના બૈત મુજબ અમારી ધાર્મિક શ્રદ્ધા હોવાથી જે આ જગતના મનુષ્યો વહદહુ ( એકજ ) લાશરીક ( વગર ભાગીદારોનો) ખુદાની મિલ્કત હોવાથી કોઇને પણ મતભેદથી જુદા માની શકતા નથી. ત્યારે પંડિતજીની મ્લેચ્છ બુદ્ધિની ભિન્નતા શેખ શાદીના બૈતથી

તદ્દન વિરૂદ્ધતા બતાવે છે, એ પંડિતજી બરાબર સમજ્યા હોત તો કાંઇ મતભેદ મુકયો હોત અને કાં તો જૈન તજી દીધો હોત. પણ નહિ, જેને અનાદિ સનાતન શાસ્ત્ર અને ધર્મ ઉપર શ્રદ્ધા નથી, તેની અથવા છીન્નભિન્ન થઇ ગયલા મગજ ઉપર આસ્થાના શબ્દો સ્થિરતા પકડતા નથી.

ત્યાર પછી પંડિતજી એક બીજા કવીની લીટીઓ નીચે મુજબ આપે છે:—

દર્દ દીલ જીસમે નહિ, કહેના ન ઇન્સાં ઉસકો તુમ,
હર બશરમેં ઉન્સો હમદર્દી મુરૂવ્વત ચાહીયે.

એ લીટીઓ પારકી છે, તેને પોતાની બેડોળ લાગણીના સ્વરૂપથી બંધ બેસાડવા પ્રયત્ન કરે છે, પણ તે પંડિતજીના દંભીપણા સાથે સરખાવતાં અનરીટ હોઇને વિરૂદ્ધ જાય છે. જેમકે એક કવીએ કહ્યું છે જે:—

રામ રામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર અરૂ ચોર,
જો રામ ભજનસે મુકિત હો, વોહી ભજન કુછ ઔર.

તેવી રીતે પંડિતજીના ખારીલા અંતઃકરણનો બળતો દાવાનળ મતભેદી છે અને તેથી તેમના દીલમાં જે દર્દ છે, તે હિન્દુઓ આગાખાની થઇ જાય છે, એમ એકપક્ષી માની લીધું છે તેનું છે. પણ જો ખરેખરી ઇન્સાનીયતની લાગણી ઉભરાતી હોત, અને વેદ ઉપર સાચો પ્રેમ હોત તો, આગાખાની ધર્મ વેદ મુજબજ હોવાથી

આનંદ માનતે, અને મોટી મગરૂરી સાથે આગાખાની ધર્મમાં ભળનારાઓ માટે મુબારકબાદી આપતે, ઉલટું વેદને એબ લગાડનારી હિન્દુ–મુસલમીનનો મતભેદ દર્શાવનારી દલીલો કરતાં લજ્જા ઉત્પન્ન થતે.

ત્યાર પછી પંડીતજી જણાવે છે કે—

હવે જ્યારે ખુદાના તેવા ભોળા બંદાઓ, તેવીજહાલતમાં ફસાઇ, ગુમરાહી તથા બરબાદીના તોફાનમાં તણાતા જાયછે, ત્યારે શું સઘળા હીન્દુ તથા મુસલમાનોની એ ફરજ નથી કે, તેઓ આ નેક કામને હાથમાં લઇ, તે ખુદાના જહાલતમાં ફસાએલા બંદાઓ, ખુદાથી ગુમરાહ, અજ્ઞાન અને ભોળા ઈનશાનોને ગુમરાહી તથા બરબાદીથી અને આગાખાનને ખુદાઈ દાવાથી બચાવી તથા ખસેડી તેને સીધા માર્ગપર લાવી તેમના આત્માઓને શીર્ક, કુફ્ર અને ગુનાહભરેલી જીંદગીથી મુક્ત કરી, ખુદાવંદે આલમની ખુશી તથા મેહરબાની હાંસલ કરે ?

જવાબ.—

આ પેરેગ્રાફમાં પંડિતજીનું પીંજણુ હિન્દુ, મુસલમાનોને ફરજ બતાવવાના ખાલી ફાંફાં છે, અથવા પોતાની જે હાલત અને ગુમરાહી ખુદાઇ નુરને માનનારાને માથે નાખતાં આંચકો ખાતા નથી, એ આસ્થિકોની મશ્કરી કરવા મિસાલ છે. કારણ કે નામદાર આગાખાનને માનનારા ‘ ગુમરાહ અને અજ્ઞાન છે ’ એમ કોઇ

પણ કારણ કે દલીલ વગર કહી દેવું એ તેમણે પંડિતજીના ધારણ કરેલા નામને પણ છાજતું નથી, અને જો પંડિતાઇ એમજ કહેવાની હોય તો તે આર્યસમાજી પંડિતોની ગરદનમાં લટકતીજ રહેવા યોગ્ય છે. કારણ કે પંડિતજીના ગુરૂ દયાનંદે હિન્દુ ધર્મ અને મુસલમાની ધર્મ માટે **સત્યાર્થ પ્રકાશના** એવા લગામણા ગ્રંથમાં જે જે તોછડી ભાષામાં હુમલા કર્યા છે, તે પછી કોઇપણ દયાનંદી કે આર્યસમાજી હિન્દુ અને મુસલમાન બેઉને કંઇ પણ શીખામણ દેવા કે ફરજ સમજાવવા બહાર આવે, તેમણે દયાનંદના એ અનર્થકારક ગ્રંથ અને ટીકાને લ્યાનત આપીને પછી, પોતે પોતાના મતભેદ વગરના વિચારો રજુ કરે તોજ એ બેઉ હિન્દની મહાન કોમોને તેમના ગેરવર્તન માટે કહી શકે. પરંતુ ખાળ કુંડીના હાંડલામાં ભરેલ ગંદવાડ ખાલી કર્યા વગર તે ઢાંકી દેવા બહારના સાફસુફની જેટલી ફીલસુફી કરે તે બધી કાંઇ પણ ફાયદો પહોંચાડી શકે નહિ. હિન્દુ અને મુસલમીન બેઉ કોમો તમો આર્યસમાજીયોથી સંપુર્ણ સાવધ છે અને તેથી તેઓ તમારા શીર્ક અને કુફ્રના શબ્દોનો માત્ર ઉચ્ચાર કરવાથી ભડકી જાય એમ માનતા હો, તો પંડિતજી તમેજ ભોળા છો. જો તમારા કહેવા મુજબ હિન્દુ અને મુસલમીન પોતાની ફરજ બજાવવા નીકળશે તો પછી આર્યસમાજીયોનું નામ નિશાન રહેશે નહિ. માટે એમને ફરજ શિખવાડવા કરતાં તમોજ ગુપચુપ રહેવાની ફરજ સમજો, તેમાંજ આર્યસમાજનું અને તમારૂં ભલું છે. અથવા જ્યારે કોઇપણ સ્થળે બોધ કરવા નીકળો તે પહેલાં હિન્દુ ધર્મમાં અને મુસલમીન ધર્મમાં બતાવેલી ફરજોનો અભ્યાસ કરશો

તો એકમાંથી મતભેદ વગરનો શુદ્ધ બોધ અત્યારે કળીયુગના વારાના તથા અથર્વવેદના હિસાબે આગાખાની ધર્મ સિવાય બીજા કોઇ સ્થળે ધાર્મિક ઉમદાઇ દેખાશે નહિ. ઇસ્લામનું શુદ્ધ તત્વ તેજ હિન્દુ શાસ્ત્ર વેદાંતનું સ્વરૂપ છે એમ એકજ સરખી દ્રષ્ટિથી આગાખાની ધર્મ સિવાય બીજો કોઇ પણ ધર્મ સમજાવતું નથી. એજ નામદાર આગાખાનના ખુદાઇ નુર અથવા ઇશ્વરી અવતારની સાબેતીની અપુર્વ અને તમારા જેવા દંભીના ડાચામાં ડુચો દેવા લાયક દલીલો અને જ્યારે એમ ખાત્રી કરશો ત્યારે પંડિતજી, આગાખાનને માનનારાઓ ભોળા કે તમે! આગાખાનીઓ ગુમરાહ કે તમે! તે વિચારી શકશો હમણાં આવો ધડા વગરનો બોધ કરવો મુકી દઇ ધર્મ અને તત્વ તપાસો. જો તમે તમારા ઉપર ઇશ્વરને મહેરબાન કરવા માંગતા હોવ તો, તો પછી તમારો જેવો ખોરાક! પેટભરા થઇ પંડિતાઇ કરવા કરતાં ભોળા અને પ્રેમી આગાખાનીઓની સેવામાં જે તમારા પાપનો નાશ કરવાનું સાધન છે તેવું સમજો.

## આગળ ચાલતાં પંડીતજી જણાવે છે કે—

**હું કહું છું કે, ગમે તે ફીરકો, ધર્મ અથવા સોસાઇટી વીગેરે, આ નેક તથા પવિત્ર મીશનને હાથમાં લઇ ચલાવશે તો, પ્રથમ પોતાના માલેક ખુદાની, બીજી આગાખાનીઓની, ત્રીજી આગાખાનની, અને ચોથી સમગ્ર જગતની ખુશનુદી હાંસલ કરશે; કે જેથી આ લોક તથા પરલોકમાં બીજું કોઇ વિશેષ ઉપયોગી કાર્ય હોઇ શકતું નથી.**

**કેમકે જ્યારે અજ્ઞાન તથા ભોળા આગાખાનીઓ ખુદાની ગુમરાહી તથા સરકશી અને આર્થિક બરબાદીથી મુક્તિ પામી; તૌહીદપરસ્ત યાને એક ખરા ખુદાને ઓળખી, ખુદા-પરસ્ત થઇ, પોતાની જીંદગી તથા ધર્મને ઉચ્ચ બનાવી લેશે, ત્યારે તેઓ તથા તેમની ભવીષ્યની ઓલાદ તેમની શુકર ગુજાર તથા દુઆગો રહેશે.**

**જવાબ.—**

આ પેરેગ્રાફમાં પંડિતજી તદ્દન પરમાર્થના બનાવટી પુતળા બની જઇને ગમે તે ધર્મને, ફીરકાને, સોસાઇટીને આર્ય સમાજનું પોતાનું માનેલું નેક અને પવિત્ર મિશન ચલાવવા ભલામણ કરે છે. પંડિતજીની લાગણી જો ખરેખર પરમાર્થપર હોય તો આર્ય સમાજી મિશનને એકલાનેજ કાં નેક અને પવિત્ર માને છે? કે, જેને હિન્દુ, મુસલમીન બેઉ ધિઃક્કારે છે; કારણ કે બેઉ મહાન ધર્મની તો નિંદા કરવા સરજાયલું છે એમ માને છે. જો પંડિતજી આર્યસમાજનું મિશન નેક અને પવિત્ર કહેતા હોય તો 'કહેવાથી કરવું ભલું' એ કહેવત મુજબ એ નેક અને પવિત્ર મિશનના કાર્ય અને હેતુના અંગે પોતે નેક અને પવિત્ર થવાની પ્રથમ જરૂર છે. શું પંડિતજી, તમો બીજા ધર્મની નિંદા કરવી, આસ્થીકોના કોમળ અંતઃકરણને દુખાવવા, અને ગમે તેમ ગાળો ભાંડવી એનેજ નેક અને પવિત્ર કાર્ય તરીકે આર્યસમાજી મિશનના હેતુ અને કાર્ય સિદ્ધ કરવા માંગતા હો, અને આ લોક તથા પરલોકમાં ઉપયોગીપણું ધારતા હો તો, પિત્તળને

સોનું દેખાડવા માંગનારા આગ્રહીયોએ સંતાડીને ચુપ રહેવું એજ પોતાની ફજેતી ઓછી કરાવવા સરખું છે. કદાચ પંડિતજી પોતાના આવા નિંદનિયપણાયુક્ત કૃત્યથી આર્યસમાજી મિશનની લાગણી સમજાવવા માંગતા હોય તો, તે ઉલટું આર્યસમાજી અને એના મિશને તમારા જેવા તોછડા અને અસભ્ય તથા ધર્મ નિંદાખોરોના લખાણો હિન્દુ અને મુસલમીન પ્રજાના તિરસ્કાર અપાવવાના કામ તરીકે ગણાશે. કારણ કે તમારૂં માતેલું કહેવું સાચું કેવા પ્રકારનું છે? એ તમો કોઇપણ જાતની સરખામણી વડે બતાવ્યા વગર એકતરફી વલણથી ધસડયા જાઓ છો એમ તમારા મંગલાચરણથી દરેક પેરેગ્રાફમાં દેખાડી ચુકયા છો અને તમારા આવા ખારીલાપણાનો બદલો તમોએ પાછળથી કબુલ રાખ્યો છે. તેમ પેશાવર તરફના સભ્ય અને આગેવાન હિન્દુ ગૃહસ્થે તમારા તરફ અણગમો દેખાડીને તમોને હાંકી કાઢયા એજ કહી આપે છે, તો પછી મુસલમીન જેવા શુદ્ધ અને ઉછળતી લાગણીવાળા ખુદાના બંદાઓના સામે ઉભું પણ રહી શકવાની તમારી આશા તમારી ભાષાજ નિર્થક છે, પછી તે તમો કોને તમારા આર્યસમાજી મિશનની સળગતા ઉંબાડીયા જેવી લાગણી વળગાવવા ફાંફાં મારો છો, એ તો પંડિતજી ! બ્રિટીશ સરકારના રાજ્યમાં તમારા પેટના બખાળા ચોપડીયો મારફતે છપાવો, તે સિવાય તમારૂં મોઢું તમો કયાંઈ લઇ જઇ ઉભા રહી શકો એમ નથી, અને તમારી ચોપડીયો તમારા સરખાના નામથીજ ફેંકી દેતા હશે, અથવા તમારા આર્ય સમાજને કેવી બદ દુઆ દેતા હશે તેનો જો તમોને અનુભવ થાય તો તમો પગાર લઇને પણ આ કામ

કરવા પસંદ કરો નહિ. તમો રખે હરખાઇ જતા કે જો અમારી ચોપડીયો કાંઇ વાંચતા નહિ હોય તો પછી તેના જવાબો આપે છે ને ? એમ મલકાઈ જતા ના; પરંતુ પાણીમાં લીટા કરવા જેવા તમારા લખાણો જે બીજી પળે છાણમાં કીડાની પેઠે નાબુદ થઇ જશે ત્યારે તમારા તરફ બતાવેલો અણગમો જમાનાના જીગરમાં કોતરાઇ રહેવા અને ભવિષ્યની ઓલાદની પણ તમારા આર્યસમાજી મિશનના ભુતના પડછાયાથી ચેતીને ચાલવાનું સાધન બને, તેટલા ખાતર અને સાથે તમારીજ જીંદગીમાં તમો આગાખાની ધર્મ ઉપર હુમલો કરતાં **અજ્ઞાન** અને એવાજ બીજા તમારી ગેરસલુકાઈ દેખાડનારા વિશેષણોનો જવાબ તમો પોતેજ વાંચો તો, ખુદાની દરબારમાં તમારી શરમીંદગી થવાની બીક લાગે, તો રખે તમે તૌબા કરો અને અનાદિ કાળથી ઇશ્વરી જ્યોતિના અવતારોના હાલના અમારા મુરશીદ નામદાર આગાખાનનું પવિત્ર નુર સ્વરૂપ તમોને દેખાય તો તેટલો ભલો બદલો બીજા દોરવાયલા પણ મેળવે; એવી નિસ્વાર્થ ઇચ્છાથીજ તમોને છેક તમારી હદ ઓળંગીને વાતો કરવાની ગણત્રી જોઇને જવાબ આપ્યો છે, જેથી અમોને ખુદાએ પોતાના જાતભાઇયોની સમજાવેલી બહેતરી બને અને અમારા મુરશીદ નામદાર આગાખાન અમો સરખા અદના મુરીદપર અમારી ભલાઇના હિસાબે અમારાપર પોતાની ખુશનુદીથી અમોને દોઆ આશીષ ફરમાવે કે જેના અમો હરપળે ઉમેદવાર છીએ, અને અમો ઇશ્વરી જયોતિના સંપૂર્ણપણા આગળ હંમેશા અજ્ઞાન અને

નિર્મળ દીલવાળા તથા ગુમરાહીથી બચેલા અને ઐકતાઇના નુરે ખુદાને ઓળખીને નુરપરસ્ત થઇ અમારૂં જીવન સરળ કરી અમારી ભવિષ્યની ઓલાદ ઉપર નામદાર આગાખાનનો આશીરવાદ ઉતરતો રહે એમ ઇચ્છીએ છીએ.

---

### ત્યાર પછી પંડીતજી કહે છે કેઃ--

તેવીજ રીતે જયારે આગાખાન તેવી જુઠી, પ્રપંચી અને ગુનાહભરી જીદંગીથી મુક્તિ પામી, પોતાના રૂહને ગુનાહોથી પાક સાફ કરી, જગ્તકર્તાની દરબારમાં પોતાના પ્રથમના કર્તવ્યો માટે પસ્તાવો કરી, તોબા ઇસ્તેગફાર કરી, ભવિષ્યમાં ઇબાદતને લાયક ખરા ખુદાની ખરા દીલથી બંદગી કરી, પોતાનો જન્મ સફળ કરશે; ત્યારે તે વખતે તેનો ગુનાહોથી મુકિત પામેલો પાક રૂહ, આપનો અનહદ ઉપકાર માનશે તથા ભલા આશીર્વાદ આપશેઃ કેમકે તેણેજ તેને ગુનાહોની જીંદગીમાંથી મુકિત અપાવી છે.

### જવાબ—

આ પેરેગ્રાફમાં પંડિતજીની પંડિતાઈ અઝાઝીલ જેવી છે. એટલે અઝાઝીલ ફરિસ્તો; તે આદમ, કે જેમાં ખુદાએ પોતાનું નુર મુકયું હતું, તેને પોતાથી હલકો માનવાથી એ અઝાઝીલ પોતાની પંડિતાઇના લીધેજ રાન્યો ગયો અને તેને દુર કરવામાં આવ્યો; તેવીજ પંડિતાઇ, ખુદાએ પોતાનું નુર એ અમારા નામદાર આગાખાનમાં હઝરત પયગમ્બર સાહેબ અને મૌલા અલીની સીધી નસલે ઉતરતું આવ્યું છે, કે જેની સનદ સૃષ્ટિની શરૂઆતથી ધર્મશાસ્ત્રો વેદ પુરવાર કરે છે, તેમના માટે અઝાઝીલ માફક હલકા વિચારો દરશાવતાં પંડિતજીની પંડિતાઇ કેટલી બધી ધ્રષ્ટતાભરી છે તે કહેવાની જરૂર નથી. માત્ર પંડિતજીની મગરૂરી અને અઘટીત

લાહેરી માટે એકજ મંત્ર તેનો સહેલો અને સુથરો ઉપમા લાયક જવાબ એજ છે કેઃ—

અઉઝો બિલ્લાહે મિનશ્ શયતાન.

**અર્થ**—ખુદા પનાહ આપે શયતાની વિચારોથી.

**ત્યાર પછી પંડીતજી જણાવે છે કે--**

ત્રીજું કોઈપણ ધર્મ કે ટોળાનો બાધ રાખ્યા સિવાય, સઘળું જગત ખુશી થઈ શાબાશી તથા આફરીનના પોકારો કરી, ખુશાલી તથા શુકરગુજારી જાહેર કરશે. જગતનો અવાજ એ ખુદાઇ બ્યુગલ હોય છે, તો જેથી સઘળા માણસો ખુશી થાય તેથી ખુદાતાલા પણ બેશક ખુશી થાય છે.

× × ×

ચોથું આપની આવી કારકીર્દિ, હીમ્મત, મહેનત અને સચ્ચાઇથી ખુદાતાલા ખુશી થશે, ખુદાતાલાની ખુશીથી ઇનશાનની કેટલી બેહતરી થઇ શકે છે તે, મારા બોલવા તથા લખવાની સીમા બહાર છે, હું તેને વર્ણન કરી શકવાની સમજ તથા શકિત ધરાવતો નથી. હવે હું મારા પ્યારા આગાખાની ભાઈઓને કાંઇ અર્જ કરૂં છું.

**જવાબ.—**

આ પેરેગ્રાફમાં પંડિતજી મનમાંજ ઘી કેળાં ખાય છે, કે જાણે કેમ આખી દુનિયા ખુશી થશે તેની ચાવી આર્યસમાજીના બાકુતી મકાનના તાળાના ઝુંડા તળે રાખેલી પોતાને હાથ લાગી ગઇ હોય તેમ

કંઇ કંઇ વાતો કરે છે, પણ કુદરતના ફરિસ્તાઓ માફક હિન્દુ વિદ્વાનો અને **જગતગુરૂ મનાતા શંકરાચાર્યનો** આર્યસમાજ માટે શું મત છે, તે વાંચો.

**"આર્યસમાજની અનીતિ તે હિન્દુસ્તાનનો હરકતી કાંટો છે, આર્યસમાજના અનીતિ ભરેલા અવાજને અટકાવવા સનાતનીઓ, તેમાં ખાસ કરી શ્રી દ્વારકાના શ્રી શંકરાચાર્યજી ઉત્કંઠીત છે; તેમના વીશે તેઓનો જેટલો ઉપકાર મનાય તેટલો થોડો છે.** ( ભાટીયા બનાવટ ભાગ ત્રીજો. )

## વળી પંડિતજી કહે છે કે:—

વ્હાલા આગાખાની ભાઇઓ ! મારી તમો પ્રત્યે માત્ર એટલીજ અર્જ છે કે, તમો હઠ ધર્માન્ધતા તથા નારાજી વીગેરેને તજી, મારી અર્જના હેતુને સમજો. મેં જે કાંઇ આ પુસ્તકમાં લખ્યું છે તે, તમારાજ ધર્મ પુસ્તકોમાંથી લઇને લખ્યું છે. આ પુસ્તક લખવાથી મારો હેતુ માત્ર એ છે કે, આપ અસલ તથા નકલમાં, સાચ તથા જુઠમાં, ભલા અને બુરામાં પુર્ણ પહેલ કરી શકો અને આપના પર તે ધર્મની મુળ હકીકત અને તેના ઉત્પાદકોના અસલ તથા ગુપ્ત મુદ્દાઓ સ્પષ્ટ રીતે જાહેર થઇ જાય; કે જેથી તમો બારીક તપાસ તથા વિચારથી, જોઇ શકો કે, તમો જે કાંઇ કરો છો, તે કયાંસુધી પરમાત્મા તથા તેના વચન વેદ પ્રમાણે જાયેઝ તથા દુરસ્ત છે; કેમકે તેમ ન થવા

પામે કે, ન તો ખુદા મળ્યો, ન તો માશુકનો મેળાપ થઇ શકયો. આ તરફના ન રહ્યા, તેમ પેલી તરફના પણ ન રહ્યા. તેટલા માટે મુળ હકીકત તમારી સામે ખુલ્લી કરી આપી છે. હવે તમારી ફરજ છે કે, તમો સારી પેઠે તેનાપર વિચાર કરો. પ્રથમ તથા છેવટને જુઓ. ખરો પવિત્ર વૈદિક ધર્મ અને બીજા ધર્મના પુસ્તકોને પણ દીર્ઘદ્રષ્ટિથી અભ્યાસ કરી અને મુકાબલો કરી જુઓ, કે તમો જેને સત્યતા માની તથા સમજી બેઠા છો, તે શું ખરેખર સત્ય છે? અથવા તેમાં કાંઇપણ સચ્ચાઇ વીગેરે અથવા તમારી તેમાં કાંઇ ભલાઇ છે? અથવા કે શું માત્ર પ્રપંચ અને સ્વાર્થબાજીજ ભરેલી છે? અને જેને તમો ખુદા મનો છો અને બાદશાહી, હુરો, સ્વર્ગ વીગેરેની લાલચમાં રાત્રી-દિવસ નજરાણું આપી, મુફલીસ બનતા જાઓ છો, તે શું ખરેખરો ખુદા છે? અથવા તો શું એ તમારી જેમ સામાન્ય મનુષ્યોના જેવો એક નિર્બળ મનુષ્ય છે? વળી જેને તમો ધર્મ માનો છો, તે વાસ્તવિક રીતે ધર્મ છે કે નહિ? અથવા તે અધર્મ યાને કુફર તથા દગલબાજી છે? જેને તમો દાન તથા ખેરાત જાણો છો અને તેથી પોતાની પરલોકની મુકિત ચાહો છો તે દાન પુન શું ખરૂં દાન પુન છે? અને શું તેથી તમોને કાંઇ લાભ મળી શકશે? અથવા તો શું વાસ્તવિક રીતે પાપની તરફદારી અને ઉલટી તેથી હાની પામી રહ્યા છો? અને પામવા

વાળા છો ? તમો બહુજ બારીક તથા દુરઅંદેશીથી ઉંડી નજર થી જુઓ અને વિચાર તથા અનુમાન કરો કે, આપની નીતિ રીતિ બીજા ધર્મો અને ખાસ કરીને વેદીક ધર્મીઓના મુકાબલામાં કેવી છે ? તમારી રૂહાની શકિત તથા ઉન્નતિ કેટલી અને કેવી છે ? આ આગાખાની મજહબે આપને કેટલે સુધી સદાચરણીય થવામાં સહાયતા આપી છે ? અને ઉંચી નીતિ રીતિ ઉતપન્ન કરી છે ? અને આજદીન સુધી તમારી નીતિએ કંઇ આત્મિક, કે વ્યવહારિક લાભ હાંસલ કીધો છે ?

જવાબ—

આ પેરેગ્રાફમાં પંડિતજી વ્હાલા આગાખાની ભાઇઓને સંબોધન કરે છે. આગાખાની મટાડવા માટે પોતાની પંડિતાઇનો કોથળો ખાલી કરે છે, તે વાંચતા વાંચતા તેના જવાબો વેદયુકત ઇશ્વિરી જયોતિના તાજાં પતંગીયાઓ તરફથી જાણે અપાતા હોય એમ લાગે છે. એટલા માટે પંડિતજીના પ્રશ્નરૂપ વ્યાખ્યાન અને તેના સ્થિત જવાબોની લહેરો આ નીચે આમન સામન ટાંકી લેવામાં આવે છે—

| | |
|---|---|
| પં.—વ્હાલા આગાખાની ભાઇયો ! | જ.—હે ! હિન્દની ધાસ્તી ભરી વ્યક્તિઓ ! |
| પં.—મારી તમો પ્રત્યે એટલીજ અરજ છે | જ.—અમારી તમારા પ્રત્યે જણાયલી છેલ્લીજ ફરજ છે |

પં.--કે તમો હઠ ધર્માન્ધતા તથા નારાજી વિગેરેને તજી મારી અર્જના હેતુને સમજો.

જ.--કે તમો આર્યસમાજીયો દુરાગ્રહ, ધર્મનિંદકપણું તથા પતરાજી વિગેરેને તજી અમારી શુદ્ધ ભાવના તરફ નિરખો.

પં.--મેં જે કાંઇ આ પુસ્તકમાં લખ્યું છે તે તમારાજ ધર્મ પુસ્તકોમાંથી લઇને લખ્યું છે.

જ.--તમે જે કાંઇ પુસ્તકમાં ભુસી માર્યું છે, તે અમારા ઇસમાઇલી ધર્મશાસ્ત્રોમાંથી જે જાણવા જેવું અને વેદ મુજબ છે; તે તમોએ બીલકુલ લખ્યુંજ નથી, પરંતુ તમારી આદત મુજબ ધર્મનિંદા કરવાજ લખ્યું છે.

પં—આ પુસ્તક લખવાથી મારો હેતુ માત્ર એ છે કે, આપ અસલમાં તથા નકલમાં, સાચ તથા જુઠમાં, અને ભલા તથા બુરામાં પુર્ણ પહેલ કરી શકો.

જ.—પુસ્તક લખવાનો હેતુ તમારા અગાઉના પુસ્તકો માફક અમો જાણી ગયા છીએ કે, અમોને વેદ વચન મુજબ તથા ગીતા મુજબ કળીયુગના પ્રભુનો નકલંક અવતારની માનીનતાની અસલમાંથી તમો વેદ તથા ગીતા વીરૂધ્ધ

નકલી આર્યસમાજ માટે તથા તમારા હડહડતા જુઠાણા માટે અમારા સાચા અંતઃકરણને ફેર-વવા અને આત્મિક ભલાઇથી દુન્યવી બુરાઇમાં ફસાવવા પાછળ પાડવા માંગો છો.

પં.—અને આપનાપર તે ધર્મની મુળ હકીકત અને તેના ઉત્પાદકો અસલ તથા ગુપ્ત મુદ્દાઓ સ્પષ્ટ રીતે જાહેર થઇ જાય.

જ.—અમારાપર આગા-ખાની ધર્મની શુદ્ધ હકીકત અને તેમને પરવરતાવનારા પીર સદરદીન, અને પીર શમ્સ, સતગુરનુર, તથા પીર હસન કબીરદીન, તથા પીર તાજદી-નના ફરમાવેલા જ્ઞાન શાસ્ત્રો વડે ચમત્કારીક મુદ્દાઓએ એવી ખુલ્લી અસર કરી દીધી છે કે, અમો હવે હિન્દુ નામ અને જ્ઞાતિથી કંટાળી ગયાથી ખુલ્લી રીતે આગાખાની ધર્મ સ્વિકારવા નિશ્ચય જાહેર કરી દીધો છે.

પં.—કે જેથી તમો બારીક તપાસ તથા વીચારથી જોઇ શકો કે, તમો જે કાંઇ કરો છો તે કયાંસુધી પરમાત્મા તથા તેના વચન વેદ પ્રમાણે જાયેજ તથા દુરસ્ત છે.

પં.—કેમકે તેમ ન થવા પામે કે ન તો ખુદા મલ્યો, ન તો માશુકનો મેળાપ થઇ શકયો, આ તરફના ન રહ્યા તેમ પેલી તરફના ન રહ્યા.

પં.—તેટલા માટે તમારી સામે મુળ હકીકત ખુલ્લી કરી આપી છે.

જ.—અમો બારીક તપાસ અને વીચારથી સમજી ગયા છીએ કે, અમો જો અમારા મુરશીદ નામદાર આગાખાન સાહેબના આશીર્વાદથી હઠી જઇશું તો પરમાત્મા અને વેદ વચન અમોને કાંઇ પણ ફાયદો પહોંચાડી શકશે નહિ.

જ.—અમો હિન્દુ જાતિમાંથી શુદ્ધ આગાખાની રૂપે બહાર ન આવ્યા હોત તો, અમો ન હિન્દુ તરફ કે ન મુસ્લમીન તરફ રહી શકતે, તેટલા માટે અમોએ અમારી ખરી માનીનતા પ્રગટ કરીને તમો આર્યસમાજીયોના ધર્મનિંદક શબ્દો સાંભળવા બંધ કર્યા છે છતાં હજુપણ સત્યરૂપે તટસ્થ છાંડે.

જ.—અને અમે પણ તમોને વહેમ ન રહે તેટલા માટે છાપાદ્વારે અમારી માનીનતા ખુલ્લી કરી રજુ કરી આપી છે.

પં—હવે તમારી ફરજ છે કે તમો સારી પેઠે તેના પર વીચાર કરો.

જ—અને તમો હવે અમારી પ્રગટ સ્થીતિ ઉપર સંપુર્ણ વીચાર કરી પછાડા મારવા માંડી વાળો.

પં—પ્રથમ તથા છેવટને જુઓ. ખરો પવિત્ર વેદીક ધર્મ અને બીજા ધર્મના પુસ્તકોનો પણ દીર્ઘદ્રષ્ટિથી અભ્યાસ કરી મુકાબલો કરી જુઓ.

જ.—પંડિતજી અમો પ્રથમ (આદીમાં) જે ઇશ્વરની જ્યોતિ અવતાર સ્વરૂપે મનાતી આવી છે, તેજ છેવટના નકલંક અવતાર તરીકે હજરત મૌલા અલીનું નુર નામદાર આગાખાન સિવાય બીજા કોઇને માનવા જેવું છેજ કયાં ? કોઇપણ નકલંક અવતાર જો વેદ અને શાસ્ત્ર મુજબ નામદાર આગાખાન સમાન દેખાતો હોય તો તમોજ બતાવો? અને જ્યારે તમો નહિ બતાવી શકતા હોવાથી તમારા માનેલા ગુરૂ દયાનંદ માટે કહો તો, તે અવતારને રદ કરે તે અવતારને ગણીએ કેમ? માટે પ્રથમ જે બ્રહ્મની જ્યોતિ હતી તે જ્યોતિ હાલ નામદાર આગાખાનમાં

સ્થિત ઝળકતી અમારી આંખે
દેખાતી હોવાથી તમારો અના-
સ્થિકતાનો અંધાપોજ અમોને
તમારા તોછડાપણા અને ખારીલા
દ્વેશી તથા મતભેદી જીગરમાં
પ્રથમથી છેવટ સુધી દેખાય છે.
બીજુ શું જોઇએ તે કહો?
શું તમો આર્ય સમાજીયો વેદના
અર્થને મતભેદમાં સમજાવો છો
તે સાચો માનીએ? વેદના
પવિત્રપણામાં તેવો મતભેદ અમે
માનતાજ નથી. અને વેદમાં,
ગીતામાં બતાવેલા બ્રહ્મજ્યોતિના
દશમ સ્વરૂપને મ્લેચ્છ જાતિમાં
માનતા મતભેદ રાખીએ તો
અમો ગુન્હેગાર થઇએ, અને
એજ **વેદ** અને **ગીતા**ના વચ-
નોનો અદ્દભુત અને સરળ ઝળ-
કાટ દશમ અવતારના બ્રાહ્મણો
(ગુરૂ) પીર સદરદીન, પીર હસન
કબીરદીન, જેવાના હાથે લખા-
યલા ગ્રંથોમાં અમોને સંપુર્ણ પણે

દેખાતો હોવાથી હવે અમોને
તમારા મતભેદ પડાવનારા અર્થ
વાળા ગતવેદોની કે બીજા તોફાની
તમારા શાસ્ત્રીય ગ્રંથોની પણ
અમોને જરૂર રહી નથી, અને
અમોને એવી નાહક માથાકુટ
માટે અવકાશ પણ નથી, **ગઇ
તીથી બ્રાહ્મણ પણ ન વાંચે**
તેમ ત્રણ જુગના ત્રણ વેદ
અને ત્રણ ગુરૂ પછી, ચોથા
કળીજુગના, અને નવ અવતારના
ગત સમય માટેનો પીંજણુ
પાટલો કરાવવા અને ચાલુ છેલ્લા
જમાનાના એટલે ચોથા કળીયુ-
ગના ચોથા ગુરૂ મંમ (અહમદ)
ને ચોથો વેદ અથર્વ—કુરકાન
મુજબનો દશમ અવતાર હજરત
મૌલા અલીનું નુર જે હાલ
નામદાર આગાખાનમાં ૪૮ મી
પેઢીએ છે, તે સમજીને ભકિત
કરતાં અમોને રોકવાની તમારી
પંડિતાઇથી અમો કંટાળ્યા છીએ,

અને અમારી આ સરખામણી
માટે તમો પંડિતાઈ વાપરી

**पंडिता सम दर्शिता.**

**અર્થ**—સરખી દ્રષ્ટિ રાખે
તેજ પંડિત.

એ મુજબ પહેલે તમો પોતે
મતભેદ ભુલી જાઓ અને
પછી બીજાને બોધો. કારણ કે
વેદ મુજબ પીર સદરદીન વિગેરે
પીરોએ અમોને કોઇ ઠેકાણે
મતભેદ બતાવ્યોજ નથી, એજ
તેમની નકલંક અવતારની બોધ
કરવાની ઉમદાઇએ અમોને વશ
કરી દીધા છે; ત્યારે તમારા પુર્વના
પાપ તરીકે વેદના નામે મતભેદ
બતાવી ભુલાવનાર તમો પંડિતો
તમો પોતાને બચાવો, અને
પીર સદરદીન જેવા પીરોના
બોધ સાથે તમારા તુંદ શબ્દોનો
મુકાબલો કરો ને પછી બહાર
આવો.

પં—(કે) તમો સત્યતા માની તથા સમજી બેઠા છો તે શું ખરેખર સત્ય છે? અથવા તેમાં કાંઇપણ સચ્ચાઇ વિગેરે અથવા તમારી તેમાં કાંઇ ભલાઇ છે? અથવા કે તેમાં શું માત્ર પ્રપંચ અને સ્વાર્થબાજીજ ભરેલી છે?

જ.—પંડિતજી, તમારા બોલેલા શબ્દો ઇસ્માઇલી ધર્મની આજુબાજુની ખુદાઈ રક્ષકની મજબુત અને સંગીન દીવાલોથી અથડાઇને પડઘા તરીકે તમોનેજ પુછે છે કે—(નકલંક અવતાર અને તેમાં ગુરૂ હજરત મોહમ્મદના નુર સિવાય) તમો જેને સત્યતા માની તથા સમજી બેઠા છો! તે શું ખરેખર સત્ય છે? અથવા તેમાં કાંઇપણ સચ્ચાઇ વિગેરે, અથવા તમારી (પગાર મળવા સિવાય) આત્મિક ભલાઇ છે? અથવા કે તેમાં (તમારી આર્યસમાજી મંડળીમાં) શું માત્ર પ્રપંચ અને સ્વાર્થબાજીજ ભરેલી છે?

પં.—અને જેને તમો ખુદા માનો છો અને પુજો છો, અને બાદશાહી, હુરો, સ્વર્ગ વિગેરેની લાલચમાં રાત્રી દિવસ નજરાણાં આપી

જ.—પંડિતજી, તમારી દુન્યવી માઠી હાલતના ધખારામાં ઓચરેલા તમારા આ શબ્દો, આસ્થાના મનોહર અને સુંદર બગીચાની બહાર તડકામાં આવ-

મુશ્કીલ બનતા જાઓ છો તે શું ખરેખરો ખુદા છે ?

બના ઝાડ નીચે પગમાં વાગતી શુળોમાં પરોવાયલા દુખીયારાના જેવા છે, કે જેના પોતાનાજ ધખારા જેવા છે, અને તે કદાચ સીધી સડક જનારા મુસાફરોને પણ કંટાળો આપે તેવા છે. અમો નામદાર આગાખાનને ખુદાનું નુર ( બ્રહ્મજ્યોતિ ) માનીને વંદીએ છીએ, તે આગલા અવતારોના ભકતોથી શું નવું છે? હા, તમો આગલા અવતાર અને તેને માનનારા આસ્થીકોના પણ વિરોધી છો; એટલે તમારી એકપણ દલીલ તમારા હાથે કરી કાંટા ચાવનારના રડવા સામે અસર કરતા નથી. તમોને આસ્થીકતાના બગીચા બહાર આર્યસમાજીના હરકતી કાંટામાં ભોંકાતા જોઇએ છીએ, ત્યારે તમારા માટે દયા ઉપજે છે, પણ તમારૂં ભાષણ અમારી નીંદા માટેનું સાંભળી

અમારી દયા બદલાઇને તમારા
તરફ તિરસ્કાર દ્રષ્ટિ કરાવે છે.
બગીચાની આત્મીક શાંતિ અમોને,
તમોએ તકલાદીમાં ગણાવા ક-
હેલી, હુરો, અને સ્વર્ગ કરતાં
પણ વધુ આનંદ પ્રાપ્ત કરાવનારી
લાગે છે; તમો રાત્રી દીવસના
નજરાણાંથી અમારી મુફ્લેસી
હાલત થવાનું બતાવો છો, તે
ગોયા રાત્રી દીવસ અમારી
તેવા નજરાણાં આપવાથી નક-
લંક અવતારના આશીર્વાદથી
અમારી થતી આત્મિક અને
દુન્યવી ઉન્નતિ અમારા અંતઃ-
કરણનો આરીસો અમારે માટે
સ્પષ્ટ છે; ત્યારે તમારા શિકા-
રની જાળમાં ફસાવવાની તમારી
કાકલુદી, તકલાદી, દયા, અને
અડભંગ ઉપદેશ અમારી માઠી
હાલતના ચિન્હ તરીકે છે,
એમ તમારા કરતાં અમોને સરસ
રીતે જોવાય છે. પછી તમારી

જાળ અને વિખરેલા પાખંડભ-
રેલા દાણા તરફ અમો તિરસ્કા-
રનીજ નજરથી જોઇએ છીએ,
અને અમારા અંતઃકરણમાં
વસેલા બ્રહ્મજ્યોતિ અથવા ખુદાઇ
નુરના પ્રકાશ વડે અમોને આ
હકીકતની સમજ આગળ ત-
મારી એ નુરના આડે આવી
અમારા હૃદયમાં અંધકાર પાથ-
રવાની તમારી યુકિત કેવળ
નિરર્થક છે.

પં.—અથવા તો શું એ
તમારી જેમ સામાન્ય મનુ-
ષ્યોના જેવો એક નિર્બળ
મનુષ્ય છે ?

જ.—ના, પંડિતજી નામ-
દાર આગાખાન જેવા ઉંચ
ચારિત્ર્યવાન, નબળી છાતીના
મનુષ્યોની આંખે દેખાતો મનુષ્ય
સ્વરૂપમાં સામર્થ્યવાન પુરવાર
થએલ છે, અને એ સામર્થ્ય
એવું છે, કે જે દુર્યોધનને શ્રીકૃ-
ષ્ણમાં કદી દેખાયુંજ નહિ,
રાવણને રામચંદ્રમાં લાગ્યુંજ
નહિ, એવી નિર્બળ ગણત્રી-
વાળા દ્વેશીઓના અતઃકરણમાં

ઇર્ષ્યાનો અગ્ની સળગી ઉઠે એવું ખુદાઇ સામર્થ્ય નામદાર આગાખાનમાં આજે પ્રવૃતિ રહ્યું છે, જે તમને પણ, કૌરવના નાશ સમયે જેમ દુર્યોધનને, અને લંકાને ભસ્મ થયા પછી જેમ રાવણને દેખાયું, તેમ તમો આર્યસમાજીઓને તેના પરિપકવ પ્રગટ સમયેજ દેખાશે કે નકલંક અવતાર હજરત અલીનું નુર નામદાર આગાખાન તે ખરેખર શ્રી રામચંદ્રજી, અથવા શ્રીકૃષ્ણનાજ સ્વરૂપ નકલંકી અવતાર સિદ્ધ છે, અને ત્યાં સુધી તમો વિરૂદ્ધતા કરો તે તમારો ધર્મ છે તેમાં અમો બીલકુલ અચરજ પામતા નથી.

પં.—વળી તમો જેને ધર્મ માનો છો તે વાસ્તવિક રીતે ધર્મ છે કે નહિ ? અથવા તો અધર્મ યાને કુફર તથા દગલબાજી છે ?

જ-પંડિતજી અમો અમારા શુદ્ધ અંતઃકરણ વડે ઇસમાઇલી ધર્મ તેજ ખરો ધર્મ છે, એમ વેદ સાથે સરખાવતાં વાસ્તવિક રીતે માનીએ છીએ, એટલે

ઇસ્માઇલી ધર્મના સિધ્ધાંતો એટલા બધા વાસ્તવિક રીતવાળા છે કે તેના વગરના બધા વાસ્તવિકવાળા ધર્મને અમો ધર્મ કહી શકતાજ નથી. કારણ કે ઇસ્માઇલી ધર્મ મતભેદી નથી, પરંતુ હિન્દુ, મુસલમીન જેવી માનીનતાજ નથી. પછી હિન્દુ તરીકે કે મુસલમીન તરીકે જે વાસ્તવીક રીતથી મતભેદ શીખાવે, તે ધર્મ વેદ મુજબ કેમ હોઇ શકે? અમારા ઇસ્માઇલી ધર્મમાં વેદ વિરૂદ્ધની એક પણ બાબત નથી, અને જો વેદ ( ઘરગતુ અર્થથી ) ઇસ્માઇલી ધર્મની વિરૂધ્ધ સિધ્ધ કરે તે વેદજ ન હોય, એટલે વેદની સાબીતી ઇસ્માઇલી ધર્મજ છે; તેનાથી વિરૂધ્ધ જનાર ( મુસલમાની ) કુફ્ર છે, અથવા દગલબાજ છે,

પં.—જેને તમો દાન તથા ખેરાત જાણો છો, અને તેથી પોતાની પરલોકની મુકિત ચાહો છો, તે દાન પુન શું ખરૂં દાન પુન છે? અને શું તેથી તમોને કાંઇ લાભ મળી શકશે?

જ.—વેદમાં ગુરૂમુખે દાન કરવાના વિષયને તમો જાણતા હોત, તો પછી દાન પુનનો ભેગો સવાલ કરતેજ નહિ. કારણ કે પોતાની ખરી કમાણીમાં ગુરૂનો ભાગ શાસ્ત્રીય છે, ત્યારે દાન પુન તો અમો અમારાથી બની શકતી રીતે અમારા નજીકના અમારા ભાઇયોને, અપંગ તથા અનાથને કરીએ છીએ, તેના સાથે તમો અમારા નામદાર આગાખાનના ચરણમાં રજુ થતી અમારી કમાઇનોજ હિસ્સો ગણાવવાની નિરબળતા બતાવો છો, તેમાં તમારી અજ્ઞાનતાજ સિદ્ધ થાય છે, અને તમારા જેવા અર્ધદગ્ધ દાનપુનનો રસ્તો બતાવે તે રસ્તે દાન પુન કરવા બીજાને સલાહ આપવા કરતાં, અથવા અમોને શીખામણ દેવા કરતાં તમારી મંડળીના સભ્યોને કોઇ કોન્ફરન્સ વખતે, અથવા

કોઇ આર્યસમાજની ફીસાદી સંસ્થા નિભાવવા માટે કહો, કે જેઓને ગુરૂ ન હોય, અને શાસ્ત્રીયને વેદીક આજ્ઞા ન મળતી હોય, પણ અમોને તમારા દાન પુન કરવાના રોકવાના શબ્દો રોકી શકશે નહિ, કારણ કે અમોને પ્રત્યક્ષ ફળ મળતું હોવાથી અમારા મિત્ર તરીકે નહિ, પણ અમારા દુશ્મન તરીકે તમો કહો છો એમ સમજીએ છીએ.

**પં.—અથવા તો શું વાસ્તવીક રીતે પાપની તરફદારી અને ઉલ્ટી તેથી હાની પામી રહ્યા છો ? અને પામવાવાળા છો ?**

**જ.**—પંડિતજી, કાણાંની આંખે બે ચંદ્રમાં જોનાર પેઠે તમો અમોને અમારા દાન પુનથી અથવા નામદાર આગાખાનના ચરણમાં અમારો કમાઇનો હિસ્સો આપવાથીજ અમારા ઉપર પાપની તરફદારી કરવાનું અને તેથી નુકશાની પામતા હોવાનું, તથા ભવિષ્યમાં નુકશાન થવાનું જે માનો છો, તેમાં તમો

અગાઉ ઇસ્માઇલી હતા, અને મટી ગયા તેથી તમારી ધાર્મિક આસ્થાની એક આંખની ગેરહાજરીનુંજ પરિણામ છે, અને અમારી દરેક ઉન્નતિ થતી જાય છે એમ અમો કહેતા હોવા છતાં તમોને તે ન સંભળાતું હોવાથી તમારે કાને લાગેલ બહેરાપણું, અથવા હૃદયમાં કઠોરપણુંજ હોવાથી બહેરા માણુસની માફક ફરી ફરી એનું એજ કહ્યા કરો છો, ત્યારે ભવિષ્યની નુકશાનીની આગાહી કરનાર જોશી તરીકે તમો જે કાંઇ કહો તેના કરતાં તમો અનાસ્થીકતા તથા ધર્મનિંદાથી કેવા બુરા અંજામ ભોગવનારા છો તેની આગાહી જુઓ તો તે વધુ દાનાઇભર્યું ગણાશે.

પં.--તમો બહુજ બારીક તથા દુરઅંદેશીથી ઉંડી

જ.—અમો બહુજ બારીક તથા દુરઅંદેશીથી ઉંડી નજરથી

નજરથી જુઓ અને વીચાર તથા અનુમાન કરો કે આ-પની નીતિ રીતિ બીજા ધર્મો અને ખાસ કરીને વેદીક ધર્મીઓના મુકાબલામાં કેવી છે?

જોઇએ છીએ તો, જે વેદીક ધર્મનો ઝુંડો ઉપાડી ફરનારા તમો આર્યસમાજીયો એવા છો કે, તેની રીતિ નીતિ એટલી બધી ચિતરી ચડે એવી દેખાય છે કે તમારા જેવા વેદીયા, અનાસ્થીક અને ધર્મ નિંદાખોર થઇને વેદીક ધર્મ પાળનારા કહેવરાવવું અમો લજ્જાસ્પપદ માનીએ છીએ. નિયોગ જેવી વિકાળ રૂઢીને વેદાંતમાં ઘટા-વવાનું તમારૂં કર્તવ્ય તમારી આંખ ઉપર દંભી પરદો છે, અથવા તમારી ધાર્મિક ચક્ષુમાં ફુલું છે જે તમો જોઇ શકતા નથી, પણ અમો જોઇને તમા-રાથી પરહેઝ કરવા ઇચ્છીએ છીએ, ત્યારે વેદોકત કળીયુગમાં અથર્વવેદનો જમાનો અને નક-લંક અવતારમાં દરશાવેલી પ્રેમ-ભકિત અને પરાપુર્વના સંબંધે બ્રહ્મજ્યોતિનું અદ્વૈત સ્વરૂપ

નામદાર આગાખાનના દર્શન અને એમના આશીરવાદ, અમારા ધર્મનો ખાસ વિષય સૃષ્ટિ શરૂઆત સમયથી પ્રવર્તતો અમારા જીવન અને સકમાઇનું સાર્થકપણું છે, તેના મુકાબલામાં તમારા મતભેદી વચનો પ્રગટ જ્યોતિથી પતંગીયાને વિમુખ કરનાર હોઇ અમારી લાગણી દુખવનાર ગણીએ છીએ.

**પં.—તમારી રૂહાની શક્તિ તથા ઉન્નતિ કેટલી અને કેવી છે?**

જ.—અમારી રૂહાની તાકાત અને તાજગી અમારા નામદાર આગાખાનના સ્મરણ માત્રથી એટલી બધી ઉન્નતિ પામે છે, કે તેનો અનુભવ તમોએ આ પુસ્તકના બીજા ભાગમાં મેળવેલો દર્શાવ્યો છે કે, અમોએ પ્રગટ જ્યોતિ નકલંક અવતાર નામદાર આગાખાન અને તેમના ફરમાનને એટલા બધા ચુસ્તપણે અને ચિવટા-

ઇથી વળગી રહ્યા છીએ કે,
અમારા સ્થુળ શરીરના કોઇ
ટુકડા કરી નાખવા કોશેષ કરે
તોપણ અમારો આત્મા અમારા
પ્રાણના દરેક તત્વમાંથી નામદાર
આગાખાન સિવાય બીજો ઉચ્ચાર
નીકળશે નહિ, અને તેમાં લેશ પણ
દુસ્વાસના તમારા મલીન અંતઃ-
કરણોથી ન ભળે તેટલા ખાતર
હવે તમોથી અમો પ્રગટ વેગ-
ળાપણું અખત્યાર કરવાનું પસંદ
કરીએ છીએ અમારી રૂહાની
તાકાત અને ઉન્નતીનો બીજો
પુરાવો એ છે કે, અમો હઝારો
વિંટબણા અને ફજેતી કે દુઃખ
સહન કરવા છતાં અમો નામદાર
આગાખાનથી વિમુખ થવાનું
બીલકુલ પસંદ કરનાર નથી,
અમારી રૂહાની તાકાત અને
ઉન્નતિ એ છે કે, અમો નક-
ળંક અવતાર હાજર જોમા
નામદાર આગાખાનના દર્શન,

અને આશીરવાદને અમો, તમો જે સ્વર્ગ વરણવો છો તે મેળવવા કરતાં વધુ કીમતી માનીએ છીએ, અર્થાત જગતના અને સ્વર્ગના સુખને ક્ષણિક ગણીએ છીએ, ત્યારે હાજર જોમાના ઇમામ નકલંક અવતાર નામદાર આગાખાનના દર્શન અને આશીર્વાદ અમરા મોક્ષનું પરમપદ લેખીએ છીએ. એથી બીજી કઇ રૂહાની શકિત કે ઉન્નતી તમો કહેવા માંગો છો? ગઇ પળની ગણુત્રી મિસાલ ગત વેદોના અધ્યયનનો આડંબર કરવા કરતાં બ્રહ્મજ્યોતિની પ્રેમભકિત શ્રેષ્ટ છે, એમ તમો કબુલ ન કરો તો પછી તમારી રૂહાની શકિત ક્ષિણતા અને અવનતિ વીશે તમો જવાબ આપો છો?

**પંડિતઃ--**

આ આગાખાની મઝહબે આપને કેટલે સુધી સદાચર-

**જવાબ**—આ આગાખાની મઝહબ તે વેદોકત છે, અને તેથી અમો ઇસ્માઇલીઓ જો

ણીય થવામાં સહાયતા આ-
પી છે ? અને ઉંચી નીતિ
રીતિ ઉત્પન્ન કરી આપી
છે? અને આજદીન સુધી ત.
મારી નીતિએ કઇ આત્મીક
કે વ્યવહારીક લાભ હાંસલ
કીધો છે ?

તેને પસંદ કરવામાં સદાચરણી
તમોને ન દેખાતા હોઇએ તો
પછી તમો વેદને માનો છો એમ
કહેવું તદન તરકટ છે, અથવા
વેદને સમજતા હો એવું કંઇ
નથી, કારણકે અમો આગાખાની
થયા એટલે સદાચરણી નથી,
એમ કહેનાર સદાચરણી છે
એમ અમો પણ માનતા નથી;
અને અમો જ્યારે વેદોક્ત
છીએ એમ કળીયુગનો જમાનો
અને નકલંક મલેચ્છ અવતાર
વેદ બતાવે છે ત્યારે તમો કયા
વેદને આધારે તેના વીરોધી બન્યા
છો? અને અમોને કઇ વેદોક્ત
સલાહ આપો છો તે બતા-
વશો? શું દયાનંદે નવો વેદ
બનાવ્યો નથી? વળી અમો અ-
મારો ધર્મ ઘરમાં બેસી પાળ-
નારાઓની જાહેરમાં વગોણા
કરી નીંદા કરીને પોતાનીજ હલ
કાઇ બતાવો છો તેને તમો સદા-

ચરણી માનતા હો તો, તેને માન-
વાવાળા માત્ર આર્યસમાજમાં
પણ તમારા જેવા ડોળ ઘાલુ
અને **નાને મોઢે મોટી વાત**
જેવા થોડાકજ નીકળશે. સદા-
ચરણી કરવાનો બોધ આપવો
હોય તો પહેલે તમો પોતે, બીજા-
ની નીંદા કરવાથી હાથ ઉઠાવો
અને ચુપ રહો. તમો નીતિ
રીતિ પુછો છો અને વ્યવ-
હારીક કે આત્મિક લાભ હાંસલ
થવા માટે કહોછો તો તે ઉપરથી
જણાય છે કે તમો દુન્યવી લાભ
નેજ આત્મિક અને નીતિ રીતિ
સમજો છો, કારણ કે તમારા
**મુળ ભેજામાં** પૈસો ધર્મ, પૈસો
નીતિ, પૈસો રીતિ, પૈસો આ-
ત્મિક ઉન્નતિ છે એમ માનો
છો, એટલે ખરો ધર્મ, ખરી
નીતિ, અને ખરી આત્મિક ઉન્ન-
તિ તમો જાણતાજ નથી, અને
એનો પુરાવો પણ તમારાજ

શબ્દો છે તમો કહો છો
કે, ભોળા, ગરીબ, અને મજુર
વર્ગના પૈસા નામદાર આગા-
ખાન લઇ લીએ છે, અને જો
નામદાર આગાખાન પૈસા ન
લેતા હોત તો તમો બીજી કઇ
રીતે સવાલ ઉઠાવતે નહિ? તો
પંડિતજી તમારી ધાર્મિક વાતો,
તમારી નીતિ વાતો, અને તમારી
આત્મિક ઉન્નતિ વાતો મુળ પૈસા
ઉપરજ રચાયલી છે, ત્યારે અ-
મારી તેવી વિગત વેદમાં બતાવેલ
ધર્મ, નીતિ અને આત્મિક
ઉન્નતિ માફક છે એટલે તમારી
ગણત્રી કરતાં અમારી માનીનતા
ઉચ્ચ છે. તમો છાપરા ઉપર કે
રસ્તામાં પડતા તડકા વીશે માથુ
કુટો છો, ત્યારે અમારૂં ધ્યાન સુર્ય
પ્રતિ છે. તમો જમીનપર વસ્તા
લોકોની જેમ તસુ ભર જગ્યા
માટે લડી મરનાર છો, ત્યારે
અમારો આકાશી પંખેરાઓ

મિસાલ વિસાળ અને વગર નડ-
તરવાળો વિષય છે, અને તેથી
તમારૂં મોઢું, તથા દ્રષ્ટિ દરેક
વાતમાં નીચું રહે છે, અને અમારૂં
મોઢું ઉંચુંજ રહે છે. આવા
અરસપરસ વિરોધ વિષયમાં
તમારૂં ધાર્મિક ગણીત આકાશના
ચકચકતા સિતારા ગણવાને અ-
શકત છે, ત્યારે અમારૂં અમ-
રીયાદપણું શ્રેષ્ટ છે, અને તેથી
તમો દુન્યવી લાભ હાંસલ કરવા-
માંજ પ્રવૃત છો ત્યારે અમો ઐહિક
લાભ માટે મસ્ત છીએ.

**પં.**—વ્હાલા ભાઇયો!
આ ઉત્તમ લક્ષણો તથા બા-
બતોમાં, આપ બીજી કોમો-
થી બહુજ પાછળ અને
નિર્બળ છો તેનું શું કારણ
છે? માત્ર એજ કે આપનો
આગાખાની ધર્મ આપના
ભોળપણનો લાભ ઉઠાવી

**જ.**—પંડિત ક્રિષ્ણાજી, ત-
મારી ઉપરની પંડિતાઇ છે કે
ભાટાઇ છે? શું તમારી સમજત-
વટ શાસ્ત્રીય છે? તમો શાસ્ત્રીય
રીતે સમજાવી શકો એવી ત-
મારી ભાષાજ નથી, તમો મો-
ઢેથી જેમ તેમ બકો છો અને
આગાખાનીઓને ભોળા ભોળા

રહ્યો છે, અને તદ્દન બના-
વટી, જુઠી, અને ચીકણી
વાતોથી તમોને ફરેબના
ફંદામાં ફસાવી રાખેલ છે.

ધારો છો, તેજ તમારૂં ભોળા-
પણું છે. અમો સત્ય વસ્તુને
સમજ્યા પછી બ્રહ્મજ્યોતિ સામે
દુર્યોધન જેવી, કે રાવણ સરખી
વિદ્વતા ધરાવી શકીએ નહિ,
પરંતુ નામદાર આગાખાનને
**અથર્વવેદ, ગીતા** અને જુગના
અવતાર સશાસ્ત્ર જાણીએ છીએ,
અને તેથી તેમનો ધર્મ સ્વીકાર્યો
છે. તમો; નામદાર આગાખાન
જેવો બીજો કોઇ સશાસ્ત્રીય,
વેદ કે ગીતા અનુસાર હોય તો
બતાવો; પણ તમો બતાવશો
કયાંથી? તમો અથર્વવેદ પણ
જાણતા નહિ હો, ગીતા અને
શ્રીકૃષ્ણને ધર્મનો ઉધ્ધાર કર-
નારા નહિ, પણ પોલીટીકલ
માણસ જાણો છો, એટલે તેમના
વચન ઉપર શ્રદ્ધા હોય કયાંથી?
તમો તો તદ્દન નાસ્તિક જેવાછો,
એટલે તમારૂં શાસ્ત્ર તો માત્ર
આસ્થાખંડક સત્યાર્થ પ્રકાશજ

છે, એટલે એ બાબતમાં તમો
જે ઉત્તમ લક્ષણ માનો છો,
તે બ્રહ્મજ્યોતિ વિરૂદ્ધ હોઇ અમો-
ને ગ્રાહ્ય નથી; તમારી બીજી
કોમો સાથેની સરખામણી દુન્ય-
વી ગણત્રીથી છે, અને અમો
આત્મિક ઉન્નતિ ઇચ્છીએ છીએ,
તેમાં પણ તમો દેખીતા ની-
ર્બળ છો, એટલે અમારૂં
આત્મિક પ્રેમી સામર્થ્ય તમો
જોઇ શકોજ ક્યાંથી? આવા
કારણોથીજ તમો મુરદાર દુન્યા-
ના ભક્ષક શ્વાનવૃતિ, અમારો પ્રેમ
તેજ તમોને ભોળું ભોળું લાગે
છે, અને તમારા અનાસ્થાના
ચશ્મા વડે તમોને ખરી વસ્તુનું
પ્રથક્કરણ કરતાં બનાવટી અને
જુઠું તથા ચીકણું લાગે છે;
અમો બ્રહ્મજ્યોતિ એટલે ખુદાઇ
નુરના પ્રેમી પતંગ્યાપણું તમોને
ફરેબી ફંદો દેખાય છે? બીજું
તમારા પાસે શાસ્ત્રીય એક પણ

દલીલ નહિ હોવાથી તમારા ભાટાઇ વચનોની ભાપા ઓરખી તમારી ચુપકીદીની કીંમત અંકાવે છે, ત્યારે જો તમારામાં ધાર્મિક વિચાર હોત તો અમારા સત્ય હૃદયની પરિક્ષા કરતે અને અમોને વગોવવાને બદલે અમારા વખાણ કરતે!!!

પં.—આ ધર્મ તથા તેના ઉત્પાદકોનો તમો સાથે એટલોજ સંબંધ છે કે જેટલો મુલ્લાંને હલવા માંડાથી હોય છે; મુરદું દોઝખમાં જાય કે જન્નતમાં તેની તેને શી પરવા? માટે હજુ પણ સમજવાનો સમય છે તો સમજી જાઓ, ચેતી જાઓ.

જ.—પંડિતજી, આગાખાની ધર્મ અને તેના ઉત્પાદકોને તમે અમારી આંખે જુઓ, તમારી આંખમાં ફુલું છે. એટલેજ તમો તેને સ્વચ્છ જોઇ શકતા નથી, તમો વીચારો કે જેના વડવા સાતસો સાતસો વરસથી આત્મિક લાભ ઉઠાવતા આવ્યા હોય, ત્યારથી આજસુધી હિન્દુ સનાતન ધર્મ સાથનો અમારો જાહેર વસવાટ છતાં અમો વંશપરંપરાથી એજ આગાખાની ધર્મની કીંમત ઝવાહેરાત ઓળખી છુપી પાળતા હોઇએ,

અને કોઇ પાખંડીયોની જેના
ઉપર દ્રષ્ટિ પડવા ન દીધી
હોય, અને જે આગાખાની ધર્મ
( સતપંથ ) ના પ્રતાપે અમો
ધાર્મિક વૃતિમાં સતેજ હોઇને
તમારા સરખા છાવકા વીચાર-
વાળાને અમો સત્ય હૃદયથી (ઓ-
ળખી કાઢવામાં એકકા છીએ)
અને તમારી આર્યસમાજી મંડ-
ળના ફંદામાં ફસાયા પછી પો-
તાની આત્મિક બુરી ગતિમાં
બચાવવાનું વિચારનારા જે સના-
તનીયો નીકળી ગયા, તેમનેજ
તમો અગાઉ કલંકીત વિશેષણો-
થી ગાળો ભાંડનારા હોઇને
તમારો ધાર્મિક સંબંધજ મુલ્લાં-
ના હલવા માંડા સરખો દેખા-
ડો છો, તમો તમારી જાળમાં
સપડાયન્ના માટે ધાર્મિક બહે-
તરીની કઇ ખાત્રી ધરાવો છો?
સુગરી પક્ષીના ગુંથેલા સુંદર
માળાને વિખેરી નાખનાર વાંદરો

તેવું બનાવી શકતો નથી; તે-
વીજ રીતે તમો આર્યસમાજીયો
ધાર્મિક આસ્થાની ગુંથણીને
છિન્નભિન્ન કરી નાંખ્યા પછી
કઇ ધાર્મિક સુંદરતા રાખો છો?
અને જો છે તે એજ કે, તમા-
રી પેઠે આર્યસમાજી થએલાઓ
**બાવો નાચ્યો તેમ બોત્રલી**
**નાચી**ની કહેવત મુજબ તેઓ-
પણ જો બીજા કોઇની આસ્થા
ચુંથવા ન માંડે તો, તેને તમો
નિરમાલ્ય ગણો, ત્યારે આર્ય-
સમાજી થવું એટલે ધાર્મિક
ઉન્નતિ કે અવનતિ તેજ તમો
વીચારો, તમો જો મુલ્લાંના હ-
લવા માંડા લેવા સિવાય મુરદુ
સ્વર્ગમાં જાય કે નરકમાં તેની
ગણત્રી કીધી હોત તો, હરગેઝ
આ ખંડનતાનું અધમ કાર્ય કર-
તે નહિ, માટે જો વાજબી લાગે
તો ખંડન વિષયની મહત્તા
જાણો અને કોર મરડો.

પં.—ઉંચ નીચિ બાબતોને બહુજ નિરખો.

જ.—(પડઘા)

પં.—વીચારો અને આંખો મીચીને કોઈના કહેવાથી અંધારા કુવામાં ન પડો.

જ.—પંડિતજી, અચકો! અને દોષિત દ્રષ્ટિ માટે અમારા પીરોના વચનામૃતનું અંજન કરો અને જુવો પછી ઇશ્વરી દિવ્યતા અમારા નામદાર આગાખાનમાં કેવી ઝળકી રહી છે!!

પં.—બીજાઓને પોતાપર બહુજ હસાવ્યા છે, તો હવે વધુ ન હસાવો,

જ.—બીજા ઘણાની આસ્થા તોડી નાંખી ધાર્મિક અને વેદીક રસ્તેથી રોકયા છે પણ હવે વધુને ન રોકો.

પં.—બહુજ પસ્તાયા છો હવે વધુ ન પસ્તાઓ.

જ—અમારા જવાબ -વાંચ્યા પછી તમો પસ્તાયા હો તો હવે વધુ ન પસ્તાવું પડે માટે ઇસમાઇલી પાછા બની જાઓ.

પં.—બહુજ અપમાન પામ્યા છો હવે વધુ નપામો.

જ.—તમારા આર્યસમાજીઓ અને તમો કબુલ થયા

છો તે મુજબ, બહુજ અપમાન પામ્યા છો, તો હવે વધુ ન પામો.

પં.—હદ ઉપરાંતની ફજેતીનો મુકાબલો કીધો પણ કાંઇ લાભ ન થયો.

જ.—ખરેખર પંડિતજી આ શબ્દો તમારા લખાણ ઉપરથી તમારે માટે વધુ લાભકારક છે.

પં.—પોતાના બાળબચ્ચા તથા પરિવારને પણ સંકટો ! ન તો દીવસે સુખ! ન તો રાત્રે આરામ છે.

જ.— પંડિતજી આ તમારી પોતાની કુટુંબી સ્થિતિ છે, એમ જાણીને અમોને દીલગીરી ઉપજે છે.

પં.—હવે તો સમજી જાઓ.

જ.—પંડિત ક્રિષ્ણાજી, તમેજ એમ કરો.

પં.—માણસાઇ તથા ધર્મના દરજ્જાથી કદી પાછળ ન હઠો.

જ.—આ વાકયની વ્યાખ્યા તમારા માટેજ કરી જુઓ અને વર્તો.

પં—પ્રકાશનો સમય છે.

જ.—અહાહા ! પંડિતજી, જો ધાર્મિક વૃત્તિથી પ્રકાશનો સમય કહેતા હો તો, તમોને ધન્ય છે ! કારણ કે ખુદાઇ નુરના પ્રકાશનો ઝળઝળો પ્રગટી રહ્યો છે, પણ તમો દુન્યવી સ્થીતિ

ઉપર બોલતા હો તો, તમારા વીચાર શુન્યપણા માટે અફસોસ!

પં.—બ્રિટીશ સરકારનુ આલીશાન રાજ્ય છે.

જ.—પણ તેનો ગેરલાભ લેવા માટે નહિ, પણ અમારા નામદાર આગાખાન માફક અખંડ વફાદારી તિવૃતા માટે.

પં.—કોઇ બળ જબરીથી ફસાવી શકતું નથી.

જ.—જો એ સત્યજ માનતા હો તો આવા ડંફાણ કાં કરો છો? ડુબતા પીણુને વળગે એમ કાં કરો છો?

પં.—કોઈપણ ધર્મની બાબતમાં જબરદસ્તી કરી શકતું નથી.

જ.—ત્યારે તમો નાહક શીદ રડાકુટ અમારે બારણે કરી ગુન્હેગાર બનો છો? પોથીના રીંગણા ખવાય કે?

પં.—ખરા વેદીક ધર્મના સેવક તથા ઇશ્વરના ઉપાસક થઇ લોકોના તાણા મેણાં તથા આપદાઓથી પોતાને બચાવો.

જ.—અમો ખરા વેદીક ધર્મના સેવકોને તથા ઇશ્વરી જ્યોતિના ઉપાસકોને તાણાં, મેણાં આપવાથી કીનારો પકડો, એવી ઉઠયાણા પગ ઉપરની આપદાઓથી પોતાને બચાવો.

પં.—વગર સમજે બુ-જે ઘણુંએ કીધું, ઇશ્વરને વાસ્તે હવે તો વીચારો અને ચેતો.

જ.—ક્રિષ્ણાજી, અમોએ તમોને વગર સમજે બુજે ઘણુંએ કીધું, હવે તો ઇશ્વરના વાસ્તે તમો અમારો પીછો છોડો.

પં.—ગયો વખત ફરી ફરી હાથ આવવાનો નથી, પસ્તાશો, લોહીના આંસુંથી રડશો.

જ.—ગયા જુગ, વેદ, ને અવતારની સ્થીતિ તો અમોએ મુકી દીધી છે, અને તે જોઇતી નથી, અમો તો **દશમ અવતાર ના૦ આગાખાનના** સેવક છીએ, ગયા વખત માટે તો તમો રડો છો! અને હવે લોહીના આંસુ રેડશો, તોપણ તમારી ભાટાઇના વિલાપ માટે અમોને લાગણી ઉપજશે નહિ, કારણ કે જ્યારે અમો છુપા આગાખાની હતા, ત્યારે અમોને હેરાન પરેશાન કરવામાં તમે બાકીરાખી નથી, તેની આ તમોને ઇશ્વરી સજા છે એમ માનીએ છીએ.

પં—પોતાના વડીલોની વડાઇ, કીર્તી અને ઈઝત

જ.—ક્રિષ્ણાજી તમારી શુદ્ધ કયાં છે? અમોએ અમારા વડીલોની

તમારા હાથમાં છે તેને એમ મફતમાંજ બરબાદ ન કરો.

વડાઇ, કીર્તી, અને ઇજ્જતને વધારવાનેજ ખાતર એમણે વારસામાં સોંપેલો ગુપ્ત ધર્મ આગાખાની જાહેર રીતે પાળીને અમારા વડીલોની ઉન્નતી ઝહેમત વેડીને કીમતી બનાવી છે અને તેથીજ અમો પુર હીમતથી આગાખાની જાહેર થયા છીએ.

૫.—તેમના નામોનીશાનને ગુમ ન કરો.

જ.—વેદ અને ગીતા મુજબ ખુદ ઇશ્વરી અવતારો જ્યારે મલેચ્છ રૂપ ધારણ કરે ત્યારે તેમના સેવકને નામ નીશાન બદલવા તેને ખરાબ માનવું એ પાપ છે, બ્રાહ્મણ અને ક્ષત્રી અવતારો વખતે બ્રાહ્મણ ને ક્ષત્રીપણામાંજ ધાર્મિક ઇજ્જત હતી, ત્યારે મલેચ્છ અવતારમાં ઇસ્લામી નામ ધારણ કરવા એ પારાશર સ્મૃતિ મુજબજ વાસ્તવિક છે, અમારા વડીલોની ઇજ્જત અમોએ જાળવી એ અમારા ધનભાગ્ય !

પં—તેમના ઉપકારો તથા કૃપાઓને પોતાની બદતમીજી ટુંક દ્રષ્ટિ અને સ્વાર્થી કારકીર્દીથી ન ભુસાવો અને તેને કુવામાં ન નાખો, ઇશ્વર તમારી દયાજનક સ્થીતિ ઉપર દયા કરે.

જ.—પંડિતજી. તમારા વડીલો સનાતની હતા, તો તમો આર્યસમાજી થઇને તમારા વડીલોના ઉપકારો, ત્યા કૃપાઓને પોતાની બદતમીજી, ટુંક દ્રષ્ટિ અને સ્વાર્થી કારકીર્દીથી શા માટે ભુસાવો છો? કુવામાં કાં નાંખો છો? અમોએ અમારા વડીલોના રૂહને શાંતિ મળે એવી રીતે એમણે વારસામાં આપેલો આગાખાની ધર્મ જાહેર રીતે સ્વિકાર્યો છે, તે તરફ જરાક વીચાર કરો, ઇશ્વરી જ્યોતિ તમારા ઉપર દયાથી પોતાનો પ્રકાશ નાંખે.

પં.—તમોને પોતાની પુર્ણ દયા તથા કૃપાથી પોતાના પવિત્ર ચરણો યાને સેવામાં લઇ પોતાના ઉપાસક અને ખરા ભક્ત બનાવે કે જેથી આપનું કલ્યાણ થાય.

જ.—ઇશ્વરના ચરણો સ્વીકારનાર હે ક્રિષ્ણાજી, તમારી ભાષામાં નિરાકારપણું આકારમાં કેમ વર્ણવાયું, તમારા અનાસ્થીક વિચારોમાં આસ્થાનું તલકું કયાંથી? હા, તમો ઉપર તમારા આસ્થીકવડીલોના રૂહનો છાંયો પડયો

તેથી તમો સાકાર ભાવથી બોલી શક્યા, ભલે ભલે અમો રાજી છીએ, કે ઇશ્વરી જ્યોતિ અમારા માફક તમારા ઉપર પણ પુર્ણ દયાથી તથા કૃપાથી પોતાના પવિત્ર ચરણોની સેવામાં લઇ પોતાના ઉપાસક અને ખરા ભક્ત બનાવે. **જય નકલંક આગાખાન જય!** એમ ઉચ્ચારતાં તમારૂં કલ્યાણ થાય.

પં.—આપની ઓલાદ, નેકનામ, કીર્તીવંત અને ખરા ધર્મની સેવક થાય, આપના સગા સંબંધીઓ મિત્રો તથા શુભેચ્છકોને આનંદ તથા સંતોષ પ્રાપ્ત થાય, ઇશ્વર કરેને તેવુંજ થાય, તેવુંજ થાય.

( ક્રીષ્ણા )

જ—**આપ નકલંક અવતારના નુરના. આગાખાનના અમારા માફક દાસ થાઓ** તો આપની ઓલાદ નેકનામ, કીર્તીવંત અને સતપંથની સેવક થાય, તમારા ધાર્મિક સગા સંબંધીઓ, મિત્રો તથા શુભેચ્છકોને આનંદ થાય, તથા સંતોષ પ્રાપ્ત થાય, **નકલંક નુર અવતાર નામદાર આગાખાન કરેને તેવુંજ થાય, તેવુંજ થાય.**

**(આગાખાની)**

# આગાખાની ખુદાઇનો ઝળકાટ.

યાને

## શમ્શી (ઇસમાઇલીયા) ફીરકાનો ભેદ.

## હિન્દુભાઇઓની ખબરદારી અને સાવચેતી

અને

## આગાખાની શીયા ઈમામી ઇસમાઇલી થવું.

પરીશિષ્ટ બ.

**પંડિતજી જણાવે છે કેઃ—**

હિન્દુભાઇઓની બેદરકારી અને નિષ્કાળજી અને આગાખાનીઓનું શીયા ઇમામી ઈસમાઈલી થવું.



વહાલા વાંચકો! ઇસમાઇલી મઝહબ શું છે? ઇસમાઇલી મઝહબના ચાલાક પ્રચારકોની કપોળ, કલ્પિત, ધડપુંછડા વિનાની તદન જુઠી કીસ્સા કહાણીઓ છે; જેમાં ચાલાક દગલબાજ ઇસમાઇલીઓએ મુસલમાન બાદશાહોના સમયમાં પોતાના પવિત્ર હિન્દુ ધર્મ તથા કર્મથી

અજાણ્યા, ભોળા તથા અજ્ઞાન હીન્દુઓને, વેદોના નામ તથા આધારો આપી હીન્દુ શાસ્ત્ર, તીર્થો અને તેના મહા પુરૂષોની વડાઇને કેટલાક પ્રમાણમાં કાયમ તથા માન્ય રાખી, છેવટે ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી ફેરફાર ઉત્પન્ન કરી, પોતાના રચેલા પુસ્તકોને, વેદના બદલામાં તેમના હાથમાં આપી કહ્યું કે, આ અથર્વવેદ છે. અને પુરાણોના શિક્ષણ પ્રમાણે નકલંકીનો જે અવતાર થવાવાળો છે, તેને હજરત અલીને દસમો નકલંકી અવતાર બનાવી દીધો અને તેજ સંકલનામાં આગાખાન પણ દસમો નકલંકી અવતાર બનેલ છે. આ ઇસમાઇલી મઝહબના સ્થાપનાના મુળતત્વો હીન્દુઓને શીયા ઈમામી ઇસ્માઇલી મુસલમાન બનાવવા અને તેમનાથી પોતાના ખરચ ખુટણ માટે નાણાં મેળવવા તે છે. મુંબઇ, ગુજરાત, કાઠીયાવાડ, સિન્ધ, કરાંચી, આફ્રીકા વીગેરેમાં જે હમણાં લાખોની સંખ્યામાં આગાખાની ખોજાઓ આપની દ્રષ્ટિએ પડે છે, તે સઘળાઓ વૈશ્ય કોમના હિન્દુઓ હતા. જેમને સદરદીન, હસન કબીરદીન, ઇમામશાહ વીગેરે ઇસ્માઇલી પ્રચારકોએ, અનુક્રમે ઘણીજ છુપી રીતે અને ધીમે ધીમે મુસલમાન બનાવ્યા છે. (જુઓ ખ્વાજા હસન નિઝામી દેહલવીની ચીઠ્ઠી, જે છેવટમાં દાખલ થશે, જો કે તે જુદાજ રંગમાં રંગાઇ લખાણી છે; તથાપિ તેનાથી એ વાત ખુલ્લી રીતે સિદ્ધ થાય છે કે, આ ઈસમાઇલી મઝહબનો હેતુ ગુપચુપ હીન્દુઓને ઈસલામમાં દાખલ કરવા તે છે) જેવી

રીતે હવે આગાખાન ૩૩ કરોડ હીન્દુઓની હાજરી વચ્ચે, યુક્તિ પ્રયુક્તિથી જાહેર રીતે, રાત્રી દીવસ, હીન્દુ ભાઇઓને ચોખા આગાખાની મુસલમાન બનાવતા રહે છે. શું કોઇપણ હીન્દુના અંતઃકરણમાં પણ તેના અફસોસનો કાંટો ભોંકાયો છે?

જવાબ—

આ પેરેગ્રાફની શરૂઆત કરતાં ક્રિષ્ણા, પોતાની નબળાઇ હિન્દુ કોમ ઉપર ઢોળે છે, ત્યારે જમાનો પોતાનું કામ કરે છે, તેને મનુષ્ય દોષ માને છે. તે બતાવી આપે છે. ચાલુ જમાના માટે અથવા ફેરફાર એ દુનિયાનો નિયમ હોવા છતાં તે સંબંધી પંડિત ક્રીષ્ણા કંઇપણ અનુભવ ધરાવતા નથી અને તે છતાં હમદર્દીનો ટોપલો જાણે કેમ એકલો પોતાનેજ માથે સમજતો હોય તે મહાતુમા (મોટા લાલચુ) નોજ અર્થ સ્પષ્ટ કરે છે.

ઇસમાઇલી મઝહબના પ્રચારકોની ચાલાકીનો ચિતાર પંડિતજી બીલકુલ ઇતિહાસ વિરૂદ્ધ સિદ્ધ કરે છે, અને ધર્મને કપટ જાણે છે આ તેમની ધર્મને કપટ જાણવાની ધ્રષ્ટતામાં સ્પષ્ટતા એ છે કે, આર્યસમાજીઓનો મુદ્રાલેખ જાણે કહી આપે છે કે તમામ ધર્મ કપટ છે, અને કોઇપણ ધર્મમાંથી તેમને સારૂં સુઝયું નથી એ તેમના જ્ઞાનચક્ષુદોષની સ્થિતિ સ્વામી દયાનંદે દરેક ધર્મનિંદા માટે ઝડપેલ બિડાના શિક્ષણનું પરિણામ છે. અફસોસ તો એ છે કે વેદોને માનનારા સનાતની મહાપુરૂષો તરફ એમનો ખ્યાલ સારો પહોંચતો નથી કે જે વેદોનો ઝુંડો ઉપાડવાનું બહાનું પોતે કરે છે. કહેવત છે કે—

## લીલા વૃક્ષની ઓથે રહે,
## પારાધી જ્યમ પશુને ગ્રહે.

તેવી રીતે પવિત્ર વેદોના હસ્યને જુગની તેવી ઉપયોગીતા બીલકુલ પોતાના વિશ્વાસમાં લીધા વગર વેદોનું નામ લઇને તેને માનનારાની ભાવના છિન્નભિન્ન કરી નાખવી એના જેવી અધમતા કવચિતજ બીજા ધર્મવાળા માને છે, ત્યારે આર્યસમાજીઓનો તે ધંધો છે. આવીસ્થી તિમાં ઇસમાઇલી ધર્મ પ્રચારક પીર સદરદીન, અને પીર હસન કબીરદિન જેવાના સમજાય એવા ધર્મશિક્ષણુપર જે કલંક લગાડવા મહેનત કરે છે તે, તેમનો ધર્મનામ પ્રત્યેનો વિતંડાવાદ સિદ્ધ કરે છે, અથવા જે કપટ પોતે કરે છે તેનું તોહમત બીજાંને શીર ઢોળવા મથે છે, પણુ આટલું ખચ્ચીત સમજવાનું કે એ તમારી કપટ બુદ્ધિનો પિછાણુનાર આ લેખક કે જેના વડવા ૭૦૦ વર્ષ પુર્વે હિન્દુજ હતા, અને તેમણે ઇસમાઇલી ધર્મ પ્રચારકોની સત્ય હકીકત ઉપર હાલના ૧૯૧૫ ના જુન માસમાં પ્રગટ આવેલા લગભગ એક સાથે દોઢસો ઉંચ વર્ણુના હિન્દુ કુટુંબો માફક પોતાનો વિશ્વાસ જાહેરમાં મુકયો હતો. તેમની પરંપરાથી આસ્થિકતા રાખનાર આજે પણુ હિન્દુ ધર્મ પ્રત્યે કે વેદ પ્રત્યે પોતાની આસ્થા જેવીને તેવીજ જાળવનાર છે. પણુ ફરક માત્ર એટલોજ કે, વેદ અને ગીતા અનુસાર ખુદ ઇશ્વરી જ્યોતિ દરેક યુગમાં ક્રમવાર પોતાનું સ્વરૂપ બદલતી રહે છે અને તેમણે ધારણુ કરેલા સ્વરૂપને નમન કરવાની પોતાની ફરજ સમજે છે.

તેજ મુજબ જળચરમાંથી વનચર અને બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને છેવટના મ્લેચ્છ અવતારની સ્થીતિ છતાં; તે ઇશ્વરી જ્યોતિ સિવાય અથવા વેદનાજ અર્થનો સત્યાર્થ હોવાથી એક હિન્દુ મુસલમાન થાય તો તેણે ખરાબ કર્યું છે એમ માનનારાઓ પોતેજ ખરાબ હોવાનો પુરાવો આપતા હોવાથી આ ઝળકતા જમાનામાં પોતાની ઝઆંદરાઝી કરવા ડોકયું કરવું તેનો જવાબ શું હોય છે? તે ખુદ પંડિત ક્રિષ્ણાએ ઇસમાઇલી થનારા હિન્દુ કુટુંબોને સમજાવતાં નિરાશ થયલાની સ્થિતી અથવા સુજ્ઞ હિન્દુઓએ એની કરેલી મધ્યમ પ્રકારની પિછાનતથી આપેલા જવાબો જે આ પુસ્તકમાં પંડિતજીએજ આમેજ રાખ્યા છે તે સમજવાને પુરતા છે. પુનર્જન્મને માનનાર અને મનાવનાર તરીકે વેદના ઉપાધ્યાનો દાવો રાખનાર પંડિત ક્રિષ્ણાજી કઇ રીતે વેદની કે હિન્દુપણાની એકજ સ્થીતિ રાખવા કે હોવાની વજુદદાર દલીલ કરે છે તે જાણવા આતુર છીએ. ત્યારે થતા ફેરફાર પ્રત્યે પોતે ઇશ્વરી સત્તાની ખુબી જોવાની દિવ્ય ચક્ષુ જે એજ ઇશ્વર જ્યોતિ પોતાનો પ્રકાશ તેમના પર નાખવા દયા કરે તો, તેમને મળેલો અનુભવ હઝારો હકીકતો સમજાવનારો છે. પરંતુ અફસોસ કે તેમાંથી દ્વેષ વિ૰ પ્રાપ્તી મેળવનાર કમનસીબ ક્રિષણજી ઇશ્વરી જ્યોતિનો ક્રમવાર દાવો, મલેચ્છપણા પ્રત્યેનો અભાવ, આજ તેરસો વર્ષ પુર્વે કળીયુગના જમાનાની શરૂઆતે **જાહેર અલી નકલંક અવતાર** પછી બીજો કોઇ તેવો દાવો ધરાવનાર પ્રગટ નહિ થવા છતાં પરિણામ તરફ નહિ જોવાની બલ્કે વિરોધ દેખાડવાની તેમની વ્યર્થ કોશેષો માટે અફસોસ સિવાય બીજું કંઇ ઉદભવતું નથી.

ઇસમાઇલી ધર્મમાં જે નાણાં લેવામાં આવે છે, તે આગલા કયા અવતારોના સત્ય સિદ્ધાંતોથી વેગળું છે? તેવું નહિ બતાવી શકવા છતાં ખર્ચ ખુટણ માટે નાણાં મેળવવાનો ઉદ્દેશ પંડિતજીએ બતાવેલી વગર પાયાની ઇમારત માફક તુટી પડે છે.

ખ્વાઝા હસન નિઝામી જેવા ઇસમાઇલી નહિ, એવા તટસ્થ મુસલમીનના લખવા મુજબ મુંબઇ, ગુજરાત, કાઠિયાવાડ, સિંધ, કરાંચી, આફ્રિકા વિગેરેમાં વસ્તા લાખોની સંખ્યાના ઇસમાઇલીઓ અસલ વૈશ્ય જાતિના હિન્દુ હતા એ હકીકતજ ઇસમાઇલી ધર્મની સત્યતા માટે એક વિચારવંતને માટે જેટલું ભલું છે તેટલુંજ તે ઉપર વૈર બુદ્ધિ ધરાવનાર તમો પંડિત માટે ખરાબ છે, અથવા હિન્દુપણાનો કુદરત વિરૂધ્ધ ખાલી ફાંકાનો કાંટો ભોકાવા સમાન છે, ત્યારે ૩૩ કરોડ હિન્દુની ગણત્રી હિંદુસ્તાન માટેની બીલકુલ થાપ ખવડાવનારી હોવા છતાં, એ તેત્રીસ કરોડમાં પાંચમો હિસ્સો ધરાવનાર ઇસમાઇલીઓ કે જેઓના જેટલી પણ તમો આર્યસમાજીઓની સંખ્યા નથી, બલ્કે તમારા આર્યસમાજીઓમાં તમો એકલાજ એવા જીદ્દી અને દ્વેષી દેખાતા રહો છો કે હિન્દુપણાના સત્ય ગૌરવ સહીત ઇસમાઇલી ધર્મપર જાહેર થનારાઓના હૃદયનો કે ધર્મનો કંઇ પણ અનુભવ ગ્રહણ કરતા નથી, ત્યારે તે બાબતમાં ચુપ રહેનારા તમારા આર્યસમાજીઓ કરતાં તમો વધુ નજીસ વિચાર ધરાવનારા માનવા કારણ આપો છો.

**ત્યાર પછી પંડિતજી જણાવે છે કેઃ—**

**કેટલાક દીવસો થયા હું પોતાના હીન્દુ ભાઇઓના દુર્ભાગ્ય તથા ટુંક દ્રષ્ટિની અફવાઓ સાંભળતો અને વર્તમાન**

પત્રોમાં જોઉં છું કે, અમુક જગોના દુર્ભાગી આગાખાની હીન્દુ વર્ણને તજી શીયા ઈમામી ઇસ્માઇલી યાને આગાખાનપરસ્ત મુસલમાન થાય છે, અને ઇસલામી રીતભાતો ગૃહણ કરે છે, તો તે નાપસંદ અવાજથી મારા કલેજાના ટુકડે ટુકડા થઇ, રાત્રી દિવસ ચીન્તાથી લોહિ સુકાઈ જાય છે. ભુખ ઓછી અને ઘણે ભાગે ચીન્તા તથા ફીકરથી સ્હેજ તાવ પણ આવી જતો હતો. પ્રત્યેક વખતે ઓ ઇશ્વર! આ અજ્ઞાન તથા નિરાધારોપર દયા કર. અને તેમને ગુમરાહી તથા બરબાદીથી બચાવ. શું એ તને મંજુર છે કે, આ અજ્ઞાન તથા ભોળું ટોળું, તારાથી સદાને માટે મુખ ફેરવી, ગુમરાહીમાં રહી, વ્હેમ ભરેલી આગાખાનપરસ્તીમાં પાયમાલ થતું રહે? અને પોતાના માનવંત બુઝુર્ગોના નામો નીશાનને પણ મટાડી આપે? બીજી બાજુએ નિરર્થક સમયને બરબાદ કરવા, અને જીભના તડાકાથી પહાડોને ઉડાવી દેવાવાળા, બેપરવા તથા સ્વાર્થીપણામાં મસ્ત બની બેઠેલા હીન્દુ ભાઇઓ, અફસોસ તથા શરમાવાને બદલે, હંસી મશકરીમાં એવી વાતો સાંભળી ફરીયાફત કરે છે કે, અમુક જગોના લોકો તો મસજીદમાં નીમાજ ભણવા લાગી ગયા. અમુક જગાએ તો ખતનાઓ થવા લાગી છે, તો તેવું શા માટે થાય છે? આપ શા માટે કાંઇપણ પ્રયાસ નથી કરતા? વીગેરે વીગેરે; પરંતુ કોઇપણ પોતાના ગીરેબાનમાં મુખ નાખીને નથી વિચારતું, નથી જોતું કે, અમોએ પોતાના

ભોળા ભોળા ભાઇઓને ચાલાક લોકોના ફંદાથી (કે જે ચારસો વર્ષથી ફસાએલા છે) મુક્ત કરાવવા શું કાંઇ પ્રયત્ન કીધો છે? અને કયો વ્યવહારૂ પ્રયાસ ચાલુ કીધો છે? ગયા ૧૯૧૪ ના જુનથી આગાખાની હીન્દુ રક્ષા મીશનનું ફંડ ખલાસ થઇ ગયું છે. શું કોઇ હીન્દુ લીડર, સભા, સોસાયટીએ પણ તે પ્રત્યે લક્ષ ખેંચ્યું છે? કે હવે મીશન કેવી રીતે ચાલશે? જુન માસથી લઇ આજદીન સુધીમાં સઘળા પ્રકારના ખરચો મારી ગાંઠના સહન કરી, જુદા જુદા ઇલાકાઓમાં વગર ધાસ્તીએ સરતોડ કોશીશોથી પ્રચાર કરૂં છુ, અને આગાખાની મીશનરીઓ અને એજંટોને નસાડવા માર્યો માર્યો, દોડતો પોતાના ભાઇઓને બચાવવાની કોશીશો કરૂં છું. આ સઘળા વખતમાં બે ત્રણ ભાઇઓએ કાંઇક સહાયતા આપી તે સિવાય બીજા કોઇએ સહાયતા કે લક્ષ પણ આપ્યું? બીલકુલ નહિ.

જવાબઃ—

પંડિતજી તમો તમારા શબ્દોમાં જે જે વરણવો છો તે આગાખાની ધર્મની સત્યતા આડકત્રી રીતે કુદરતના કારણરૂપે પ્રગટ કરો છો કે, આલુ વર્તમાનપત્રોમાં આગાખાની હિન્દુઓ વર્ણુ તજી શીયા ઇમામી ઇસ્માઇલી અને આગાખાનપરસ્ત મુસલમાન થતા જાય છે. આને તમો ટુંક દ્રષ્ટિવાળા માનો છો તેમાંજ તમારી ટુંકી દ્રષ્ટિ દેખાય છે, એ એનું નહિ પણ તમારૂંજ એમ જોવાની ટેવવાળું દુર્ભાગ્ય છે, અને જ્યારે સંખ્યાબંધ હિન્દુઓ આગાખાની

થઇ જાય છે તો પછી તમો એકલા બીચારા બરાડા પાડી પાડીને પણ શું કાંદો કાઢો તેમ હતા, તે જો વીચારતે તો તે પણ ભલું, પણ ચોમાસાની રૂતુમાં જવાસાની પેઠે બળી મરવાનો તમારો કુદરતી સ્વભાવ તમોને તેવું વીચારવા દે એમ લાગતું નથી, બલ્કે તમોને ઇસમાઇલી ધર્મ મુકી દેવાથી ઉપજેલી શરમીંદગીનો માત્ર બખાળો છે. નહિતો ઇસલામી કે હિન્દુ એ ભિન્નભાવ રાખવો વેદના નામને કે ઇશ્વરી જ્યોતિને માટે નિશ્ચિત વસ્તુ હોવા છતાં-ઠીક નહિ હોવા છતાં—શા માટે તમો નાહક દુખાવ છો અથવા ધર્મને અવલંબી બખાળા કાઢો છો? તે સમજી શકાતું નથી. જો સમજાતું હોય તો તે એટલુંજ કે, તમોને સાક્ષાત ઇશ્વર કે ખુલ્લી રીતે વેદના સુત્રો કહે છે કે, પંડિતજી, ઇસ્લામ એ અમારી પસંદ કરેલી વસ્તુ છે તો પણ તમો તેના વિરૂદ્ધ જવાનો તમારો નિર્ણય છો વ માંગતા નથી એમ દેખાય છે. અને અલબત્ત અમે તમારી આવી તોછડાઇ અને ધાર્મીક હસ્યના સમજણની ગેરહાજરીના બખાળા જોતા માનીએ છીએ કે, ટકોર લાગવાથી તુટી ગએલું માટીનું પાત્ર ધાતુ વિનાનું હોવાથી પાછું સુધરે એવા હેતુથી આ જવાબ લખવાનો ભરૂસો નથીજ. પરંતુ તમારૂં અસત્ય લખાણ નામદાર આગાખાનના પ્રેમીઓને મેણાં મારીને દીલ દુખાવવાની તમારી કોશેષો નિષ્ફળ જાય એવા હેતુથીજ જાહેર જવાબ આપ્યા છે, પરંતુ નામદાર આગાખાનના દરેકે દરેક મુરીદ એવા મક્કમ મનના હોય છે કે, એક ગરીબમાં ગરીબ દેખાતો ઇસમાઇલી પોતાના સત્ય અંતઃકરણને લઇને એવો હોંસલો ધરાવે છે કે, જો કોઇપણ વિરોધીમાં ઇન્સાફ

હોય તો તે પણ ઇસમાઇલીના ઇમાનની ઝળકતી મગરૂરી સામે પોતાની વિદ્વતા આજેજ સમજે, આનું કારણ એટલુંજ કે; બીજા ધર્મવાળાઓ પાસેનું સત્ય જ્યારે શાસ્ત્રોને આધારે સંગીન હોય છે, ત્યારે ઇસમાઇલીઓના અંતઃકરણમાંજ સત્ય પ્રકાશતું હોય છે કે જેને શાસ્ત્રોની પણ આવસ્યકતા હોતી નથી, કારણ કે બીજા ધર્મ કરતાં ઇસમાઇલી ધર્મનો પાયો ઇશ્ક છે કે, જે શાસ્ત્રોમાં હોતો નથી, ત્યારે તે ઇશ્ક લખાઇ શકાતો નથી; અને આવી એક કુદરતી વસ્તુ જેના અંતઃકરણમાં હોય છે, તે જ્યારે અસલ વસ્તુની આકર્ષણ–શક્તિથી પ્રેરાય છે, ત્યારે તેને દુન્યવી સાધનો રોકી શકતા નથી, તેને શાસ્ત્રની ગરજ નથી, તેને દલીલનો મરજ નથી, અર્થાત વિમુખ કરવાની વાતો ઉચ્ચારનારનું મુખ જોવું પસંદ નથી. તેવી હાલતમાં પંડિતજી રાધાકૃષ્ણના જીગરના ટુકડે ટુકડા થઇ જવા, લોહીનું પાણી થઈ જવું, રાત દિવસ ચિન્તાથી ઉંઘ ન આવવાની આફ્ત અને બીજી લાખો જાતની ઉપાધીના સાચા કે ખોટા ઉદ્ગારો વાળા શબ્દોનું ચિત્ત, ભુત, પ્રેત કે ગમે તેવી રચનાની ઇન્દ્રજાળ ઉપર તિરસ્કાર છુટે છે, અને તેટલા માટે ક્રિષ્ણાજીને અમે માન સહિત વિનંતિ કરીશું કે, તમો જ્યાં આજ ભોળું ધારી શીયાળ વૃત્તિથી શિકાર કરવા ટાંપી બેઠા છો, કોશીષ કરો છો; તેના શુદ્ધ હૃદયની દોરડી તમારી પથ્થર જેવી મજબુત કોશીષને ઘસાવી ઘસાવીને થાકવી નાખશે. તમો હંમેશા નિરાશજ રહેશો, માટે તે બરદાસથી હાથ ઉઠાવી ઇસમાઇલી **ધર્મવાળા**—બહારથી હૃષ્ટપુષ્ટ દેખાતા અને ઝરરીન લીબાસથી ઝળકતા ઇસમાઇલીયો પાસે જવાની

દંભી વૈત્રણુ કરતા રહો કે, કદાચ તમારા ટળવળીયાના લીધે એવા હાતમ દીલથી તમારા ઉપર દયા કરવા ખાતર પણુ તમારી સાચી ખોટી લાગણીવાળી વાતોને માટે સંતોષકારક જવાબ આપે, બાકી આળા ભોળા લોકોમાં તમારૂં કંઇ વળવાનું નથી, તમારી આશાના વાદળાને રંગ તમારા લખાણમાંજ ચટકીદાર દેખાય છે, કે જે સંધ્યા સમયની માફક ઘડી પછી કંઇએ હોતુ નથી. તમોએ કરેલી ૪૦૦ પંજાબીઓ માટેની કોશેષ કેવી રીતે એકજ ઝપાટામાં પાણીમાં ગઇ તે યાદ કરો અને સમજો, કે ગરીબ અને ભોળા લોકો ઉપર ઇશ્વરની વધુ કૃપા હોય છે અને તેઓ જેટલા પોતાના સાચા અંતઃકરણુથી ઇશ્વરી જ્યોતિને આકર્ષાયમાં હોય છે, તેટલા શ્રીમંતો કવચીતજ હોય છે, આ લખાણુના પાછલા ભાગમાં કેટલીક એવી બાબતો લખી છે કે જેમાં પોતાને પોતાના મેળે ધારેલા કાર્યમાં નિષ્ફળતા એટલી બધી મળી છે કે બે ત્રણુ જણાઓએ કરેલી ઉપલક મદદને વખાણુવા મંડી ગયા છે કે, રખે તે વાંચી કોઇ બીજા પણુ લલચાય, છતાં તેમાં નિરાશાના ચિન્હો એમ સાબેત કરે છે કે, પંડિતજીની હિન્દુ મુસલમાનો પ્રત્યે વિરોધ દેખાડવાનીજ મતલબના રાગદ્વેશવાળા હોવાથી આવા ઐકયતાના જમાનામાં હિન્દુ અગ્રેસરોએ પણુ હિન્દુ મુસલમીન ઐકયતાનો પાવર નામદાર આગાખાનમાંજ દેખાતો હોવાથી તેવા સભ્ય અને સુલેહ પસંદ લોકોના મોટે ભાગે પંડિતજીને ધુતકારી કાઢયા છે. એ જણાઇ આવે છે કે, આર્યસમાજના કર્તવ્યમાં પંડિતજીના કાર્યો કેટલા બધા અસભ્ય અને દુરાગ્રહવાળા છે તે જોનારા હિન્દુ લાયક ગૃહસ્થો પણુ પંડિત ક્રિષ્ણાજી જેવાને પોતાને

બારણે ઉભા રહેવા ગમતા નહિ હોય એ પંડિતજીના લખાણથીજ ખુલ્લું દેખાય છે. (જુઓ પૃષ્ટ ૧૦ થી ૧૧ સુધી) નમુનોઃ—

> "પરંતુ અતિ દીલગીરી સાથે જાહેર કરવું પડે છે કે કેટલીક જગ્યાએ મદદ જહુન્નમમાં ગઇ ! ઉલટી માર્ગમાં(હિન્દુઓ તરફથી) મુશ્કેલીઓ ઉભી કરવામાં આવે છે..........ભક્ત બીશનદાસ જેવા ત્યાગી કહેવડાવનારા જોખમદાર માણસો પણ તેમના તેવા ભલા ઇરાદામાં અટકાવરૂપ છે."

વળી નેકી કરતા પાપ વહોરવા જેવું પંડિતજીનું ઐકયતાનું ખુન કરનાર લખાણ પણ જુઓ કે, તેઓ બાંગી મયા વગરની કલમથી લખે છે કેઃ—

> "એડીટર સાહેબ અને બીજા ગાળો ભાંડનારા સાહેબો લક્ષ ખેંચે છે કે, કેમ સાહેબો ! આ આપના હિન્દુ ભાઇઓ હિન્દુ રહે તે બહેતર છે કે મુસલમીન થઈ હિન્દુઓના શતરૂ થઇ જાય તે બહેતર છે?"

આવી જાતના હિન્દુ મુસલમીન વચ્ચે ફસાદ બરપા કરાવનારા લખાણો અને વાતોમાં અમો ચાબુક નં. ૧ લો, ચાબુક નં. ૨ જો, આફતાબે હકીકત, ખુલ્લી ચિઠ્ઠીનું ભોપાળું વિગેરેમાં બનાવી ગયા છીએ તેમ આર્યસમાજીઓ મુસલમાનોને ઇસમાઇલીઓ સામે ઉશ્કેરવા જે વિગતો પુછી સત્ય ખુદાની પરસતેશ આગાખાની કરે છે એમ બતાવનારા કેટલા બધા પોકળ છે તે અહીં ક્રિષ્ણાના છેલ્લા પુસ્તકમાં ગોયા ગવાહી આપી રહ્યા છે.

ત્યાર પછી હિન્દુ નામ ધારણ કરવાની અયોગ્યતાદર્શક વૃતિના પંડિતજી જણાવે છે કે:—

## હિન્દુઓ સ્વાર્થી દેવીની પુજા સિવાય બીજું કાંઇ જાણતાજ નથી.

કેટલોક વખત થયા મેં ઘણાજ જબરદસ્ત, લાજવાબ અને ઉપયોગી ત્રણ પુસ્તકો, આગાખાની ભાઇઓની રાહનુમાઇ તથા સુધારણા માટે તૈયાર કીધા છે. જેમાં આગાખાની લોકો ઉપર, આગાખાની વેદ તથા આગાખાની શિક્ષણનો હેતુ જાહેર કરી આપ્યો છે. જો તે સઘળા નહિ તો તેમાંથી એક પણ છપાઇને આગાખાનીઓના હાથમાં પહોંચી ગયું હતે તો, કદીપણ હાલની કફોડી સ્થિતિ થવા પામતે નહિ. અને તે સઘળા દુર્ભાગી લોકો પોતાના ઉંચા હીન્દુ ધર્મથી કદી પણ મુખ ફેરવી લેતે નહિ, તે પુસ્તકો છપાવવાના ખર્ચ માટે આગેવાનમાં આગેવાન હીન્દુઓનું લક્ષ ખેંચવાને વિનંતી કરવામાંઆવી; પરંતુ કોઇએ કાંઇપણ લક્ષ આપ્યું નહિ.

**જવાબ:—**

આ પેરેગ્રાફમાં પંડિતજી ડીંગ મારે છે કે-" મેં આગાખાની લોકોની રાહનુમાઇ માટે ત્રણ મોટા પુસ્તકો લખી છપાવ્યા " અને વધુમાં તે આસમાન જમીન તળે ઉપર કરી નાખવા જેવું લખે છે, પરંતુ તે બાબતમાં તેમના પરિણામના શબ્દો વાંચકને તોલ કરવા સરખા છે.

## ત્યાર પછી પંડીતજી જણાવે છે કેઃ—

ડેરાના એક આબરૂદાર ગૃહસ્થની સલાહથી, બહારથી પધારેલા એક માનવંતા વકીલ, જે આર્ય સમાજના મેમ્બર પણ છે, તેની પાસે ઉપર જણાવેલા પુસ્તકના છપાઇ ખર્ચની વ્યવસ્થા કરી આપે તે માટે હું ગયો. અને તેમનું તે પ્રત્યે લક્ષ ખેંચવામાં આવ્યું કે, તેઓ તેને છપાવવાની વ્યવસ્થા કરી આપે. પુસ્તક છપાવવાની વ્યવસ્થાની વાત તો એક તરફ રહી, પણ વકીલ સાહેબે મને એક નાવાકેફ દુત સમજી, ચારે તરફના વાદળોથી મને ઘેરવા ઇચ્છયું અને વકીલાતના ધોરણ પ્રમાણે મને નાહિમ્મત કરવા અને બીહડાવવાને કેટલોક વખત ભાષણ આપતા રહ્યા. હું જાણતો હતો કે, વકીલ સાહેબનું આવું લાંબુ લચ ભાષણ, માત્ર પુસ્તક છપાઇના નાણા આપવાથી છટકી જવાને માટેજ હતું. તેટલા માટે મેં જવાબમાં કહ્યું કે, હું ઘણી મુદ્દત થયા આગાખાની મીશનનું કામ કરૂં છુ અને તે માટે પેશાવરથી મુંબઇ અને મુંબઇમાં આગાખાનની હાજરી વચ્ચે ભાષણો આપ્યા છે. મને આજદીન સુધીમાં મામુલી દરજાના મુસલમાન પોલીસ અમલદારો સિવાય, કોઇપણ જોખમદાર અમલદારે આ મીશનના સંબંધમાં સારો અને નરસો એક શબ્દ વટીક કહ્યા નથી, કેમકે ગવર્નમેન્ટના લાયક તથા જોખમદાર ઓફીસરો જાણે છે કે, મને આગાખાની જાત સંબંધે કાંઇપણ પ્રયોજન નથી. હું તો માત્ર આગાખાની મતના

પુસ્તકોમાં તેને વેદ તથા કુરાન હોવાનો, તથા આગાખાનના ખુદાઇ દાવાને ખરો ન સમજી, હીન્દુઓને મારા પોતાના વિચાર જાહેર કરૂં છું.

× × × ×

ગૃહસ્થો ! ઉપરની કહાણી અત્રે આપવાથી મારો હેતુ એવો નથી કે, વકીલ સાહેબે પુસ્તકના છપાઇ ખર્ચ પ્રત્યે, કેમ લક્ષ ન આપ્યું; બલ્કે અફસોસ તો એટલો પુરતો છે કે, જો તેમની ઇચ્છા કાંઇપણ ખર્ચ આપવાની નહિ હતી તો, ઓછામાં ઓછી તેમની એટલી પણ ફરજ શું નહિ હોવી જોઇતી હતી, કે તેઓ મને ગેરવાજબી કાનુની દબાણની સલાહથી મીશનથી અલગ થઈ જવાને ધાસ્તી આપી દબાણ ન કરતે? કેમકે તેમના સ્વાર્થી દબાણ ભરેલા અભિપ્રાયથી મારૂં દબાઇ જવું ગેર મુમકીન હતું. બીજું જ્યારે આપને જણાઇ આવ્યું છે કે; એક બીજા માનવંત ગૃહસ્થ પુસ્તકની છપાઇનો બંદોબસ્ત કરવાવાળા છે તો, આપે તેટલા માટે વિરૂદ્ધ માર્ગ હાથ ધર્યો કે. મેં તેનો બંદોબસ્ત ન કર્યો અને બીજાએ કર્યો; તેથી લીડરી, વડાઇ તથા પોઝીશનમાં ફરક આવી જશે અને આપે એમજ ચાહયું, કે ડેરા ખાતેથી આ કામ કોઇપણ રીતે ન થઇ શકે.

× × × ×

ઈ. સ. ૧૯૧૫ ના જુનની શરૂઆતમાં મેં ફરીથી પેશાવરી લીડરો આગળ દરખાસ્ત કીધી, કે હવે છેવટનો વખત

છે. આગાખાની લોકો આગાખાની ખુદાઇ અને ટેકસો આપવાથી કંટાળી જઈ, તથા મુસલમાન થઈ જવાના હુકમથી બેજાર થઈ, હીન્દુએ સાથે મળી જવાની માંગણી કરે છે; તેટલા માટે જો આપ થોડો વખત આપો તો, કેટલાક કુટુંબો હીન્દુ બીરાદરીમાં મળી જવાને તૈયાર છે; પણ ત્યાં સાંભળે કોણ ? હીન્દુઓને પોતાની વડીલ સ્વાર્થી દેવીની પુજાથી પુરસદજ નથી મળી શકતી; તો પછી, બીજો કોઈ એવો ધંધો, કે જેમાં તેમનો જાતી લાભ ન સમાયો હોય, તે કેવી રીતે કરે ! તેઓ તો એ વાતને માન્ય કરી, તે ઉપર વ્યવહારૂ અમલ કરવા બેઠા છે કે, ઓરૂ કી તુઝે કયા પડી, ઝાહેદ અપની નબેડ તુ !

× × × ×

સાહેબો ! શું અરજ કરૂં ? તા૦ ૩૦ મી મે ૧૯૧૫ થી તા૦ ૯ મી જુન ૧૯૧૫ સુધી, પુરા ૧૧ દહાડા લગણ, ઘરે ઘરે ભટકી, દરેક સાહેબના ચરણમાં દસ દસ વખત સતત હાજર થઇ પોતાના આફતમાં સપડાયેલા ભાઇઓની અધોગતિ માટેનું લક્ષ અપાવતો રહયો. મને પોતાની દોડધુપ માટે કાંઇપણ દલગીરી કે શીકાયત નથી. હું મારી સાથે માસ્તર રામ ભુજામલજીને, સખ્ત ગરમી વચ્ચે અહીંથી તહીં સર ગરદાન કરતો રહયો અને તેવીજ રીતે લાલા ફગુમલ સોનીને પણ પોતાના કામકાજથી છોડાવી, બેકાર કરી સાથે ઘુમાવતો રહયો. એકને બીજા પાસે અને બીજાને ત્રીજા

પાસે મોકલાવતો રહયો; પરંતુ દીલની ખરી લાગણીથી કોઇએ પણ લક્ષ કે હમદર્દી ફરમાવી નહિ; જો કે સઘળા સાહેબો તરફથી તદન નિષ્કાળજીભર્યો સલુક કરવામાં આવ્યો નથી, જો કે અમારી ઇચ્છા પ્રમાણે તો નહિ, પણ વત્તા ઓછા પ્રમાણમાં તેઓએ હમદર્દી કીધી; પરંતુ મારી તથા મારા ભાઈઓથી અસલી મુ.ાદ બર આવી નહિ.

જવાબ:—

આવી રીતે પંડીતજી બિચારાની રડમસ હાલત ચુસ્ત ઇસમાઇલી ગરીબોના મક્કમ જવાબ તથા વર્તનથી તથા ખુદ આર્યસમાજી મેમ્બર–માનવંત વકીલ અને આબરૂદારો તરફથી હડધુત થવાથી થયાનું જ્યારે પોતે લખે છે, ત્યારે તેના ગમે તેવા કડવા લખાણપર અમારે લંબાણ કરવું ઉપયોગી નથી, કારણ કે જ્યારે જે પ્રાણીને અમુક બિમારીથી પ્રકૃતિમાં બિગાડ થાય છે, ત્યારે બેહૂદ તથા અનિયમિતપણે લવારો કરે છે, અને તે ઉપર ડાકટરો પણ ધ્યાન આપતા નથી. અથવા ગુસ્સો કરતા નથી, આવી રીતે ઇનસાનીયત ખોઇ બેઠેલા પંડીતજીનો ઉભરો દબાવા–તેણે દિલાસો આપ્યો હોય તે કેવા હોવા જોઇએ, તેનો તરતજ ખ્યાલ આવે છે, અને તે પર ચુનેચરા કર્યા વગર આગળ વધીશું.

વળી પંડીતજી ફરીયાદ કરતાં જણાવે છે કે:—

## એક પેશાવરી લીડરનો અણગમો.

ઉપર જણાવેલા લીડરોમાંના એક માનવંત લીડરે (જેમણે પોતે કેટલીક વખત મને ફરમાવ્યું હતું કે, જો હું તેમની

સાથે શહેરના બીજા લીડરોને પણ શામેલ કરૂં તો, તેઓ આગાખાનીઓની હમદર્દી તથા સુધારણામાં હીસ્સો લેવાને તત્પર છે) બીજા લીડરો સાથે જોડાયા; છતાં પણ સંપુર્ણ તિરસ્કારભર્યો જવાબ આપ્યો, કે રાધાકૃષ્ણ અમોને તંગ કરે છે. શું અમોને બીજું કોઇ દુન્યાનું કામકાજ નથી? વારંવાર દોડતો ચાલ્યો આવે છે. મારા જવાથી તેમને નુકસાન થતું હતું; તેથી હું ચાલ્યો આવ્યો. મને તે લીડર સાહેબના અઘટિત વર્તનથી કેટલી બધી દીલગિરિ થઇ હશે, તેનું વર્ણન કરી શકતો નથી. તેનો આપજ અંદાજો કરી શકો છો કે, તેઓ કેટલા પ્રમાણમાં વ્યાજબી પર હતા. મારૂં તો કોઇ અંગત કાર્ય હતુંજ નહિ, બલકે કોમનું કામ હતું. કે જે માટે પ્રયાસ કરવો એ લીડર સાહેબની મારા કરતાં વિશેષ ફરજ હતી.

× × × ×

બીજી બાજુએ મુસલમાન ભાઇઓ અન્યોઅન્ય સખ્ત ધાર્મિક વિરૂદ્ધતા ધરાવતા છતાં પણ, આગાખાની હીન્દુઓ પ્રત્યે દરેક પ્રકારનો હમદર્દીભર્યો સલુક કરી, પોતા તરફ

ઈસ્લામના દાયરામાં ખેંચી રહ્યા છે. તેમને પોતામાં મે-
ળવી લેતાં જલસા તથા દાવતો કરે છે. સરઘસો કાઢવામાં
આવે છે. ખુશાલીઓ જાહેર કરવામાં આવે છે. અને દરેક
વખતે તન મન ધનથી પ્રયાસ કરે છે કે, આગાખાની હીન્દુ
સુન્ની મુસલમાન નહિ થાય તો, શીયા ઇમામી ઇસમાઈલી
મુસલમાનજ થઇ જાય આ ઉપરથી ખુલ્લી રીતે કહી શ-
કાય છે કે, જે મેહનત તથા કોશીષ કરે છે, તેજ ફ-તેહ-
મંદ થઈ લાભ મેળવે છે, એક ફારસી કવીએ કેવો સુંદર
શેઅર કહ્યો છે.:—

બહર કારે કે હીમ્મત બસ્તા ગરદદ,
અગર ખારે બુવદ ગુલદસ્તા ગરદદ.

જવાબ:—

ઉપલા પેરેગ્રાફમાં **માનવંત લીડરે** સંપુર્ણ તિરસ્કાર ભર્યો
જવાબ આપવાની હકીકત ઉપરથી પંડિતજીનો અવ્યવહારૂ દુરાગ્રહ
અને બીજા કોઇ ભલા માણુસને પણ વાજબી ન લાગે એવી હઠ
તેમનામાં કેટલી બધી હોવી જોઇએ? એવી હાલતમાં તેની ગુફ્તેગો
પુનરૂક્તી કરી જતી કરીએ છીએ.

આગલા પ્રકરણોમાં પંડિતજીની લાયકાત આર્યસમાજી મંડળના માનવંત વકીલ અને આબરૂદાર ગૃહસ્થો તથા બીજા ધ્રુતકારી કાડનારાઓ ઉપરથી પંડિતજી કેવી લાયકાત ધરાવે છે, તે તેમનાજ શબ્દોથી સ્પષ્ટ થાય છે.

---

# આગાખાની ખુદાઇનો ઝળકાટ
## યાને
## શમ્સી (ઇસમાઇલીયા) ફીરકાનો ભેદ.

આગાખાની લીડરોની ગરીબ ભોળા આગાખાનીઓ ઉપર રહેમદીલી.

### પરીશીષ્ટ ક.

પંડિતજી ફર્યાદ કરતાં જણાવે છે કેઃ—

આગાખાની લીડરોની મક્કારી અને દુકાનદારી ગરીબ ભોળા આગાખાનીઓની ગરદન ઉપર છુરી.



હું આ પહેલાના પ્રકરણમાં "દુર્ભાગી આગાખાનીઓ શા માટે મુસલમાન થઇ જાય છે?" એવા મથાળા તળે આગાખાનીઓના મુસલમાન થઇ જવાનો ઘણો બોજો પોતાના હિન્દુ ભાઇઓપર નાંખી ચુકયો છું, તે વિષય લંબાણ થઇ જવાથી, કેળવાયલા તથા આગાખાની લીડરોની ફરજો તથા જોખમદારીનું કાંઇપણ વર્ણન કરી

શકયો નથી. તે આગાખાની મંડળીના કોણ કોણ છે? બાબુ સાહેબ રતામલ રે. રાવલપીંડી, બાબુ રામચંદ્ર રે. એબટાબાદ, માસ્તર ફકીરચંદજી બી. એ., લાલા નથુમલ સર આગાખાનના એજંટ, બાબુ સાહેબ રતામલના ભાઈ લાલારામ દતારામ, ધંધો સોની, રે. પેશાવર, ડાકટર ભીમસેન, નીકલસન વીગેરે રે. હજરૂ છે તે સઘળામાં તવંગર તથા લાગવગ ધરાવનાર બાબુ રતામલ સાહેબ છે. તેમાંથી માસ્તર ફકીરચંદજી અને બાબુ રામચંદ્રજીનો હું એહસાનમંદ છું; પરંતુ દીલગિરિની વાત કે, આ સત્ય વાત જાહેર કરવામાં હું મારા તે ઉપકારીઓની કાંઇપણ શરમાશરમી રાખી શકયો નથી. અહીં એ પણ જણાવી દેવું જરૂરનું છે કે, માસ્તર ફકીરચંદજી અને ડાકટર નીકલસેન સાહેબો માટે હું એ બાબતનો પ્રયાસ કરી ચુકયો છે કે, તેઓ પોતે મુક્તિ પામવા સાથે પોતાની સાથે બીજા ઘણા ભાઇઓને પણ મુક્તિ અપાવે; પરંતુ અફસોસ કે બાબુ રતામલ સાહેબના દબાણમાં હોતાં અને ખુદ પોતે નૈતિક હીમ્મત કરી નહિ શકવાના કારણે, પોતાની ભલી ઇચ્છાઓમાં ફળીભુત થઇ શકયા નહિ; પરંતુ છતાંપણ જ્યારે પેશાવરના આગાખાનીઓની સુધારણા થશે, ત્યારે માસ્તર ફકીરચંદ અને ડા. નીકલસેનની નૈતિક હીમ્મતને લઇનેજ થશે. અને તેઓ તેવા મુબારક ખ્યાલમાંજ છે.

× × × ×

ઉપર જણાવેલા લીડરો અને તેમના સાથીઓ અને સબંધ ધરાવનારાઓથી બહુજ થોડા ભાઇઓ આગાખાની ખુદાઇ તથા પૈગંબરીને માનનારા છે; નહિતર, સામાન્ય તો આગાખાનને ખુદા કે આગાખાની પુસ્તકોને વેદ કબુલ રાખે છે. તેમ એ લોકો થતા ઉપદેશ પ્રમાણે કે, રીત રીવાજ પ્રમાણેના ટેકસો પણ અદા કરતા નથી, બલ્કે તેમાંના કેટલાકો, એટલે કે, લાલા નથુમલ, રામદતામલ, હુકમચંદ વીગેરે અનેક પ્રસંગે પોતાની જીભ મુબારકથી એવા શબ્દો ફરમાવ્યા કરે છે કે, જેને અહીં લખવું નિરર્થક અને રીતભાતથી ઉલટું છે. આવી સ્થિતિ તથા વિચારો રાખવા છતાં પણ દુર્ભાગ્યને લઇ આ લોકોએ ધાસ્તીભર્યું ધોરણ ધારણ કરી રાખ્યું છે, કે જ્યારે તેઓ હીન્દુઓને મળે છે ત્યારે એમ કહે છે કે, તે લીડર વીગેરે લોકો અંદરખાનેથી જાતી સુધારણાનું મોટું કામ કરે છે અને આગાખાન, આગાખાની એજંટો, અને આગાખાની ટોળામાં રહી, આગાખાની બની, એમ સાબેત કરતાં કહે છે કે, જો એ લીડર લોકો આગાખાની ધર્મ ઉપર ન ટકી રહે તો તુરતજ આગાખાની મજહબનું નામો નીશાન પંજાબમાંથી નાબુદ થઇ જાય. હું તેમની તેવી માન્યતા સાથે કેટલેક અંશે મળતો છું. એમાંતો કાંઇપણ શક નથી કે, જો તે લીડર લોકો આજેજ ચોખવટને જાહેર કરી આપે તો, લગભગ ઘણોખરો ઝઘડો પતી જાય; નહિતર હીન્દુઓની સઘળી સંખ્યા

શીયા ઇસમાઇલી યાને **આગાખાની મુસલમાન થઇ જશે**; પરંતુ જો તે લોકો શીયા ઇમામી ઇસમાઇલી થઇ જાય તો, તેવી સ્થિતિ વચ્ચે સામાન્ય આગાખાનીઓ તેમને પગલે ચાલવાને તત્પર નથી. પણ જો તે લીડરો સફાઇ જાહેર કરે તો, ઘણું ખરૂં કામ પતી જાય તેમ છે; પરંતુ આ માનવંત લીડરોએ નવાઇ જેવી દોરંગી ધારણ કરી રાખી છે. કેટલાક વખત પુર્વેની વાત છે કે, પેશાવરના આગાખાની જમાતખાનામાં ઘણા આગાખાનીઓની રૂબરૂ, મેં આગાખાની અકાયદો ઉપર નુકતેચીનિ કીધી હતી, (પરંતુ તે વખતે હજુ હું આગાખાની જાળમાં ફડફડતો હતો) ત્યારે બાબુ સાહેબ રતામલે જોશમાં આવી જઇ ઘણી અઘટિત વર્તનથી, મને દુગલો ( દુધમાંને દહીમાં હાથ રાખનાર ) કહી દીધો હતો. બાબુ સાહેબની આજ્ઞાનુસાર મેં તુરતજ દુગલાપણું તજી, પોતાના વડીલોને પગલે, પવિત્ર હીન્દુ ધર્મના શરણમાં આવી, **પોતાનું ધર્મ કર્મ** સફલ કરી લીધુ. અને બાબુ સાહેબથી ઉમેદ તથા દરખાસ્ત કરૂં છું કે, તેઓ પણ તે આક્ષેપ, કે જે તેમણે ધડ દઇને મારાપર મુકયો હતો; તેથી પોતાને પાક સાફ કરી, બહુ જલદીથી મારી સાથે શામેલ થઇ, પોતાના ભોળા ભાઇઓને અજ્ઞાનતાના ખાડામાં પડતા અટકાવે અને જે પડી ગયા છે, તેમને બહાર કાઢવા અને ઉચકવામાં મારી સાથે જોડાઇ જન્મ, કર્મ તથા ધર્મ સફળ કરી લે. એ સર્વ અંતર્યામી, સર્વ

શક્તિવાન, દયાળુ જગદિશ્વર, મારી ઉમેદ તથા દરખાસ્તને જલદીથી કબુલ અને પુરી કર. અને મારા વ્હાલા ભાઇઓ મારી સાથે મળી જઇ પોતાના ભોળા તથા અજ્ઞાન બંદાઓને અજ્ઞાનતાનાં ભંવરમાંથી કાઢવામાં ફતેહમંદ થઇ, આપની ખુશી તથા જગતની કીર્તિ હાંસલ કરે.

× × × ×

સાહેબો! હું શું અરજ કરૂં. ઇસ્માઇલીના ચાલાક મુરીદો પણ, એવા ચાલાક તથા પાકટ થઇ ગયા છે કે, જેને જોઇ, અકલ હેરાન થઇ જાય છે. સાંભળવામાં આવ્યું છે કે, સર આગાખાનના એજંટ લાલા નથુમલે, હીન્દુઓને પોતાના લાભમાં રાખવા માટે જાહેરમાં ગ્રંથ સાહેબને પોતાના ઘરમાં રાખેલો છે. જો કે તેનો જમાઇ તથા બીજા સબંધીઓ કટા ઇસમાઇલી મુસલમાનો છે. લાલા નથુમલના જમાઇનો મોટો ભાઇ લાલા હુકમચંદ અને તેના પીતા લાલા કીશનચંદે, આગાખાની હીન્દુઓને, મુસલમાન બનાવી દેવાનું બીડું ઝડપ્યું છે. અને આ બને સાહેબો આગાખાની હીન્દુઓને ખુલ્લી રીતે મુસલમાન થઇ જવાનો ઉપદેશ આપ્યા કરે છે. તેમની સાથે લાલા નથુમલનો દરેક પ્રકારનો સબંધ તથા ખાનપાન સામેલ છે. અને તેવીજ રીતે પેશાવરના અંદર શહેરવાળા સોની લાલા રામ દીતામલ હુકમચંદે પણ, માત્ર પોતાની દુકાનની દુકાનદારી માટે પોતે પોતાને હીન્દુ

સ્વરૂપમાં રાખી મુકેલ છે. અને આગાખાન તથા તેમના ધાર્મિક શિક્ષણ પ્રત્યે, નફરત જાહેર કરી સખ્તાઇ ભર વાતચિત કરે છે; જે હમોને પસંદ નથી. અમો ઇચ્છીએ છીએ કે, તેઓ કોઇને પણ સખ્તાઇ ભરી વાણી ન કહેતાં, પોતાનાજ આમાલો દુરસ્ત કરે અને પુરા પાધરા હીન્દુ થઈ જાય; પરંતુ તેઓ વ્યવહારૂ ધોરણે નહિ બનતાં આગાખાન પરસ્તીણાં બરાબર કાયમ રહયા છે. તેટલા માટે આ કેળવાયલી પારટી, લીડરો તથા તેવા ચાલબાજોની ચાલબાજીથી ઘણા ભોળા તથા દુર્ભાગી આગાખાનીઓ શીયા ઇમામી **ઈસ્માઈલી મુસલમાન થતા જાય છે.** આ દુર્ભાગી તથા નિરાધાર ભાવિક આગાખાનીઓ વાત વાતમાં પોકારીને કહ્યા કરે છે કે, જો ખરેખર આ આગાખાની ધર્મમાં, કાંઇપણ સચ્ચાઈ ન હોય અને તેના શિક્ષણનો હેતુ અમો નિરાધારા તથા ભોળા લોકોને મુસલમાન બનાવી દઇ, પોતાનો નિર્વાહ ચલાવવાનો હોય તો, શા માટે કેળવાયલા આગાખાની લીડરો આગાખાની ધર્મ તથા આગાખાનને છોડી, શા માટે હીન્દુ મંડળમાં મળી જઈ અમોને ઇસમાઇલી સમુદ્રના ભંવરમાં ડુબી મરવાથી બચાવી નથી લેતા?

**જવાબ—**

ઉપલા પેરેગ્રાફમાં પંડીતજી કેતું વજન લખે છે, તે સમજી શકાય છે, અને ખરેખર જો તેણે આગાખાનીઓ મુસલમાન થઇ જાય છે!

અને તે ખરાબ છે એમ શરૂઆત કરી આગાખાની ધમ એટલે હકીકતી ઇસ્લામ કે જેનાં સિદ્ધાંતો ઐક્યપ્રજા બનાવવાનો છે, તથા હિન્દુ અને મુસલમીન શાસ્ત્રોની સત્ય બાબતોની મહત્વ ધરાવનારા છે, તેને સમજ્યા વગરજ દ્વેશબુદ્ધીથી લખ્યું છે, ત્યારે નીચેના કોઠામાં આપેલા ગૃહસ્થો જે ઇસ્માઇલી છે, તેમના નામો જાહેરમાં આપી નીંદા કરવવાનું ભૂલ્યો નથી.

| | |
|---|---|
| બાબુસાહેબ રતામલ | રહેનાર રાવલપીંડી. |
| બાબુ રામચંદ્ર | ,, એબટાબાદ. |
| માસ્તર ફકીરચંદજી બી. એ. | |
| લાલા નથુમલ | |
| લાપારામ દત્તામલ (સોની) | ,, પેશાવર, |
| ડો૦ ભીમસેન નીકલસેન | ,, હજરૂ. |

ઉપર બતાવેલા નામો કે જેઓ તે તે ભાગોના આગાખાની જમાતના લીડર છે અને ઇસ્માઇલી છે, અને તેમાંના કોઇએ પંડિતજી જેવા હિન્દુઆ ! અને આર્યસમાજના હડધુત થયલાને તેઓ ઉપર માનસિક દયા લાવી ભલાઇ દેખાડી, ત્યારે તેમને ઉપકારને બદલે તેમના વિચારો ઉપર સામાન્ય અભિપ્રાય આપ્યો છે કે તેઓ આગાખાની ધર્મ મુકી દે એવા વિચાર ધરાવે છે, પણ પોતાના આર્યસમાજીથી હડધુત થયલાં બિચારા પંડિતજી ચોખી થાપમાં છે, કારણકે તે વાતને આજ ત્રણ ચાર વરસ થયા છતાં તેમાંનું કશું બન્યું નથી, અને આ સતપંથના નામને છાજતા અર્થવાળા સત્ય ધર્મની જે જે પિછાન પડી છે, તે કદીપણ સતપંથને મુકશે

નહિ, કારણકે આર્યસમાજી થવું એના જેવું બીજું ધર્મનીંદક મંડળ નથી જેમાં જોડાવું તે હિન્દુ સનાતનીના વિચાર પ્રમાણે ધર્મભ્રષ્ટ થવા જેવું છે, તથા મુસલમાની સત્ય સિદ્ધાંતપણે છેલ્લા જમાનાના ગુરૂ (પયગમ્બર) ના જમાનામાં–ઇસાઈ રહેવા જેવું છે કે, જેઓ હજી પણ ઇસા નબીના વચન વિરૂદ્ધ પોતાના આવનાર સ્વરૂપને ઓળખી શકયા નથી. કારણકે આર્યસમાજીઓ એકેશ્વર વાદપણું કે આસ્થા રાખવા પુરતું કંઇએ નથી હલકી ગણાતી કોમ (ઢેડા) પણ આર્યસમાજી જેવા ઉંચ્ચતામાં ખપવા માંગતાઓથી ત્રાસે છે, જેનો દાખલો અહિં મુંબઇમાં જોવો હોય તો પંડિતજી એક દિવસ અત્યંજ વર્ગ ઉદ્ધારક શોસીયલ સરવીસ લીગમાં જોડાયલા અને એહશાન ભર્યું કામ કરનારા આર્યસમાજીઓને પુછે છે કે, ઢેડા અત્યંજો આર્યસમાજીઓના અડકવાથી પણ બીહે છે, એઓના હાથે મદદની પણ વાત સાંભળવા ઉભા રહેતા નથી. તો પછી પંડીતજીએ વિચાર કરી લેવો કે તમારા સાથે ઇસમાઇલીઓ ભલે ગમે તેવી સ્થીતીમાં હોય, તોપણ અમો માની શકતા નથી કે, પંડીતજી સાથે ધર્મની બાબતમાં ભેળવાય. શું તમોને મુંબઇના ઇસમાઇલીઓ માટે આર્યસમાજી મંડળમાં ધખારો કરતાં તમારા ખોટાસ માટે જાહેરમાં પુછતાં તમો શરમાયલા ભુલી જાઓ છો ! તમો આગાખાની ધર્મ વિરૂદ્ધ ઇસલામનો ફીરકો ગણી મદદે આવેલા અંજુમને જીયાઉલ ઇસ્લામનાં ચેલેંજ પછી પોબારા ગણવાનું હજી પણ ભુલાઇ ગયું કે, આવી આવી ડંફાસો હાંકવા અને ડહાપણ ડોળવા ગમે છે, શું પંડીતજી તમો હિન્દુ સનાતનીઓ–

મુસલમાનો ઉપરાંત તમારાજ આર્ય સમાજીઓમાંના જેઓ તમને મીશનમાથી દુર થવા મોઢે ચઢી કહે છે. છતાં તમારી નફટાઇ જતી નથી અને એવી હરોળમાં અમારા ઇસમાઇલી લીડરોને જાળમાં લઇ જાહેરમાં તેમનાં ઇન્તેકાદ વિરૂધ્ધ ખરાબ બોલવાનું પસંદ કરો છો. આ તમારા આર્યસમાજીના કયા શાસ્ત્ર મુજબ છે? જો કે ના૦ બ્રિટીશ સરકારના સામ્રાજ્યમાં કોઇને કોઇના ધર્મમાં જતા અટકાયત નથી, તેમજ અમારા નામદાર આગાખાન સાહેબ પણ કોઇ ઇસમાઇલીને તેમ જતાં અટકાવતા નથી, અને આજથી પંદર વીસ વરસ ઉપર ઇસ્નાશરીઓ અને તેની અગાઉ પણ બારભાયાઓ ઇશમાઇલી જમાતમાંથી નીકળી ગયા, ત્યારે પણ લેશ માત્ર અમારા નામદાર આગાખાન સાહેબથી એક શબ્દ પણ દિલગીરીનો ઉચર્યો નથી તેઓ ફરમાવે છે કે,–" ઇશમાઇલી જમાતના દરવાજા ખુલ્લા છે, જેને ગમે તે રહે ને ગમે તે ચાલી જાય" છતાં બારભાયા અને ઇસ્નાશરી ખોજા નીકળી ગયા પછી ત્યાં જઇ શિતળ ધાર્મિક છાયાંથી છુટા પડી જવાથી તેઓમાંના જેઓ તોબા કરી જે જે પાછા ગુપચુપ આવ્યા છે. ને આવતા જાય છે, તેઓ વિશે જાણો અને તેઓને પુછો કે, ઇશમાયલી જમાતમાંથી નીકળી ગયા પછી તમે શું શું જોયું ?

પંડીતજી તમો ઇશમાઇલી જમાઅતમાં હતા, ત્યારે બાબુ રતામલ સાહેબે તમારા, ઉરાંગ ઉટાંગપણા વિશે ધમકી આપી ને તે પછી તમો આર્ય સમાજી થયા, ત્યારે હવે માનો છો કે, ધર્મ કર્મ સફળ કીધું ! પણ જોતા નથી કે હેક હેકના હડકારાથી કેવી

માઠી દશા પ્રાપ્ત થઈ કે ખુદ તમો જે મંડળમાં છો, જે મંડળના મિશનમાં જોડાઇ લોહીનું પાણી કરી નાખો છો, છતાં પણ તમારૂં કોઇ માનતુ નથી, બલકે મિશનમાંથી દુર થવાનું કહેવામાં આવે છે. એ સઝાયું તમોને ઇસમાઇલીમાંથી (સતપંથમાંથી) નીકળી જવાની ઓછી છે કે ? છતાં પેલી કહેવત મુજબ "નફ્ટની પીઠે બાવળ ઉગ્યો તો કહે મને છાંયો થયો." માફક **મનમાંજ** જલેબી જમો છો, છતાં આરીસામાં મોઢું જોતાં નથી. ખેરે ! તે તમારી ખુશી છે, પરંતુ ઇસ્નાશરી તરીકે આ જવાબ લખનાર હું પોતે (વરતેજી) જે પણ તમારી માફક આગાખાની **ધર્મથી** બીજા અધુરીયાઓ સાથે હુસો હુસો કરી નીકળી ગયો હતો, ત્યાર પછી ઇસ્નાશરી ધર્મની પરદા પાછળની અંધારી વાતોથી ભડકતાં બીજા ધર્મમાં તપાસ કરી રખડી રઝળીને આખરે પાછો

ઇસમાઇલીઓના સરતાજ નામદાર આગાખાન સાહેબનાં પવિત્ર ચરણોમાં ઝુકયો, ત્યારેજ મારા રૂહની શાન્તિ થઇ. ત્યારેજ મારા આત્માને શાંત્વન મળ્યું. હિન્દુ સનાતની વેદશાસ્ત્રનો સાર તરીકે ચોથા અથર્વ વેદને ઇસમાઇલી મહાત્મા **પીરસદરદીન, પીર હસનકબીરદીન પીર શમ્શ** વિગેરેના સાદાં, સરલ પણ અમૃત વચનોમાં દર્શ કીધો. પાક કુરઆને શરીફના હીકમતભર્યા વચનોની તફસીર તથા હેજ સમજાઇ દીને ઇસ્લામનાં **લાઇલાહા ઇલ્લલાહ મહમદ રસુલિલ્લાહ**ના કલમાનું અને અથર્વ વેદના **अलौ रसुल महमद रकबरस्य अलो अला** (અલોહ રસુલ મહમદ રકબરસ્ય અલ્લો અલ્લાહ)ના સુત્રનું એકત્ર રહસ્ય સમજાયું,

મોઢું મચડીને મહેનત કરતાં બોલાતી ને અઘરા વાકય રચનાવાળી વેદની શુદ્ધ ભાષાના શ્લોકોનો અને ગળામાંથી મહેનત કરી ઉચ્ચારાતા પાક કુરઆને મજીદના ઉચ્ચારોથી જે કંઇ મેળવી શકયો નહી તે ઇસમાઇલી પવિત્ર સિધ્ધાંતોમાં-હકીકતી ઇસલામનાં અપૂર્વ તત્વોમાં વેદ અને કુરઆને શરીફની મહત્તા સમજાઇ, અને ઇશ્વર અને અલ્લાહની એકયતા સિધ્ધ થઇ, અને ઇશમાઇલી ધર્મમાંજ ગીતાના શ્લોક—

परित्राणाय साधुनां विनाशायच दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामी युगे युगे ॥

નો સાર નામદાર આગાખાન સાહેબમાંજ સ્થિત થયો, એટલે નકલંક અવતાર મૌલા અલીનું નુર તરીકે તથા હઝરત પેગમ્બર સાહેબે ફરમાવેલ અહેલેબેતનો (હાજર ઇમામ)નો દામન, તે નામદાર આગાખાન સાહેબ તરીકે ઓળખાયા અને શ્રી કૃષ્ણે અરજુનને કહેલાં હુકમ મુજબ હું પણ હાલના શ્રી કૃષ્ણના અવતાર નામદાર આગાખાન સાહેબને અર્જુન માફક ચરણમાં પડયો તે ગીતાનો શ્લોક આ હતો કે :—

सर्व धर्मान परित्यज्य मामेकंशरण व्रजः ।
अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिष्मि माशुचः ॥

"તમામ ધર્મ મુકી દઇને, મને એકલાનેજ શરણે આવ ! હું તારા સર્વ પાપને કાપીને તું ઇચ્છે છે, તેવું મોક્ષ આપીશ—" બીહમાં.

આ મહાન શબ્દો નામદાર આગાખાનનાંજ શ્રી મુખમા મને ઝળકવા લાગ્યા, અને હું મારા ખુલ્લા અને સાચ્ચા દિલથી તોબા કરીને તેમના ચરણમાં ઝુકયો મારા પાપ કાપીને મુક્તિ આપવાનું એમનાજ એમનાજ હાથમાં સમજ્યો અને હું ખરેખર નિર્ભય થયો છું.

પંડિતજી, તમારી લાહેરી પ્રત્યે આ મારી સત્ય ડાયરી છે, અને તેમાથી તમોને સત્ય સુઝે તો જુવો.

# નામદાર આગાખાનનો ઉંચ્ચ આશય

## તથા

## મુરીદોની રાહબરી.

### આગળ ચાલતાં પંડિતજી લખે છે કેઃ—

### સર આગાખાનની મતલબ પરસ્તી.

સર આગાખાન જે મોટો દુરંદેશ, સમયને પીછાણનાર મતલબનો પુજારી માણસ છે; તે આ લીડરો ઉપર કોઇપણ પ્રકારનો બોજો ન નાખતાં, ઉલટો તેમાંના કેટલાકોની ખાતર તવાજો કરી, ઇનામ અકરામ તથા ખીતાબો વીગેરે દઇ, તેમને ખુશી કરી કાબુમાં રાખે છે. સાંભળવામાં આવ્યું છે કે, રાવલપીંડીવાળા **બાબુ રતામલને આગાખાને** મુંબઇમાં બોલાવી આલીજાહ વીગેરેનો ખીતાબ દઇ, આ ઈલા-

કોના આગાખાનીઓનો પ્રેસીડેન્ટ બનાવી, તેમની ધર્મપત્ની વીગેરે સહુ કાપડ વીગેરેની સોગાદો અતા ફરમાવી છે. (વાહરે આગાખાન તેરી અજબ દુકાનદારી) આગાખાન જાણે છે કે, આ લીડરોને રાજી રાખવામાંજ બાકીનું અજ્ઞાન તથા ભોળું ટોળું પોતાના કાબુમાં રહી શકશે. અને આગાખાન તેમનાથી આર્થિક લાભ મેળવી, તેમને મુસલમાન પણ બનાવશે. માટે એ રીતે આ લીડર ભાઈઓ પોતાના ભાઈઓની ઘાટી કમાણીથીજ, ઇનામ અકરામ તથા પગારો વીગેરે મેળવી પોતાની સ્વાર્થબાજીમાં મસ્ત તથા ખુશ ખુશાલ રહી, કોમ તથા વડીલોની ગુમરાહી તથા તબાહીની કાંઇપણ પરવા ન કરતાં, સર આગાખાનના હેતુ તથા મુદ્દાની **સહાયતા કરે છે** અહીં વળી વિશેષ, નહિ નહિ. સઘળી જોખદારી હીન્દુ જાતીની ગરદન **ઉપર છે**, હું જણાવી ચુકયો છું કે, તે લોકોએ પોતાના કેટલાક પ્રકારના લાભો તથા આબરૂને ખાતર જાહેરમાં માત્ર હીન્દુઓ સાથે બનાવટી સબંધ જોડી રાખ્યો છે; નહિતર અંદરખાનેથી તેઓ આગાખાનના પુજારી અને આગાખાની મીશનના મદદગાર **સાબેત થયા છે** પેશાવરી હીન્દુઓ એશઆરામના પુજારી તથા સ્વાર્થમાં મસ્ત, ધર્મ, કર્મ, ફરજ વીગેરેથી બેપરવા, દુરદેશીથી વિમુખ બની, આગાખાની લીડરોને સીધા માર્ગ ઉપર લાવવાને, કોઈપણ પ્રકારનું લક્ષ દેતા નથી. તેમ યથાયોગ્ય તેમની સાથે વર્તન ચલાવતા નથી. જો મારા પેશા-

વરી ભાઇઓ ઉપર એમ કહે છે કે તે લોકોતો ઘણી કોશીશ કરે છે; પણ તે લોકોજ સુધરતા નથી; તો પછી શું મારા ભાઇઓ ઉપર આક્ષેપ નથી રહી શકતો કે, આગાખાની લોકો મુસલમાન કેમ થતા જાય છે ? જ્યારે કે પેશાવરના સઘળા હીન્દુઓથી લાલા રામદતામલ; લાલા હુકમચંદ સોનીઓ, નથી સુધારી શકતા ? અને તેઓ ત્રણ માણસોને હીન્દુ બનાવી શકવામાં લાચાર છે ? તો પછી હું એકલેપડે કોઇની પણ સહાયતા વિના, જગતભરના આગાખાનીઓને કેવી રીતે એકદમ હીન્દુ બનાવી શકું છું ? જો ઇશ્વરે કૃપાં કીધી તો, એક દહાડો આવશે, કે વધુ નહિ તો પંજાબમાં એક પણ આગાખાની નહિ રહેવા પામે.

× × × ×

પેશાવરી હીન્દુ ભાઇઓ ! આ કાંઇ મુશકેલ કામ નથી. જો મનુષ્ય ગેરત તથા હીમ્મતને સાથે લઇ કામ કરે અને સઘળું કરીમપુરા માત્ર એક લાલા નથુમલને, અને સઘળું અંદર શહેર લાલારામ દીતામલ હુકમચંદ સોનીને હીન્દુ બનાવવાની ફરજ ખરા દીલથી પોતા માથે લે તો, બહુજ જલદીથી ત્રણે ભાઇઓ આગાખાન પરસ્તીથી નીકળી, હીન્દુ તથા વેદિક ધર્મી થઇ જશે. અને પોતે આગાખાન પરસ્તીથી મુક્તિ પામી, પોતાની સાથે સેંકડો ભાઇઓને આગાખાન પરસ્તીથી નજાત અપાવશે; કે જેના બદલામાં ધર્મ તથા શોભાના આપ પણ ભાગી થશો.

**વ્હાલા ભાઇઓ ! આ સ્વાર્થી આગાખાની લીડરો પોતાની હીકમત તથા ચાલબાજીથી આગાખાનને ઈસમાઇલી પ્રચારકો કરતાં પણ વધુ બહેતર તથા ઉપયોગી સિધ્ધ થયા છે; કેમકે ઘણા બિન કેળવાયલા આગાખાનીઓ તેમને પગલે ચાલવા માગે છે. ઠીક છે એતો એક રીમાર્કવાળો આક્ષેપ હતો.**

**જવાબ:—**

ઉપલા પેરેગ્રાફોમાં પંડિતજી કેટલીક પોતાની ભટકતી હાલત ઉપરથી ભટકતા વિચારો અમારા નામદાર આગાખાન માટે લખે છે. અને તેમણે જમાઅતના ભલા અર્થે કોમ હોમરૂલ અથવા સ્વરાજ્ય જેવું કોમી બંધારણ કૌન્સીલની સ્થાપના કરી છે, તેના વિશે જોઇ શકતા નથી. તો અમો એ પ્રશ્ન .પંડિતજીને પુછીશું કે,—હોમરૂલ અથવા સ્વરાજ્ય મેળવવાના રહસ્ય તમો જ્યાં સુધી સમજી શકો નહી, ત્યાં સુધી આવી અડભંગ વાતોનો ટોપલો તમારા જેવા વેદીયા ઉપર વેઠ તરીકે રહેવો યોગ્ય છે. જે હોમરૂલ માટે અથવા જે સ્વરાજ્ય માટે લોકો પોતાનો જાતી ભેદ ભુલી જાય ઐક્યતાનો મંત્ર જપે છે. અને ભાઇચારો બતાવવા દરેક ભોગ આપવા તત્પર છે,—તે કોમ હોમરૂલ અથવા સ્વરાજ્ય અમારા નામદાર આગાખાન સાહેબે મુરીદોની બહેતરીના અર્થે આજથી વીસ વરસ પહેલાંજ શરૂ કીધી છે, કે જેના ફેજથી ઇસમાઇલી મુરીદોના કુટુંબનું સંસારી જીવન પ્રગતી કરતું જાય છે,—અને તમો તેને મતલબના પુજારીપણું

દરવાશો છો! ધિક્ક છે! તમારી ઇનસાનીયતને અને તમારા તોછડા અને સાંકડી દ્રષ્ટિના વિરૂદ્ધપણાને! જો પંડિતજી ખરેખર પંડિત હતે અથવા શત્રુ પંડિત હતે તો પણ તેજ અમારા મુરશીદની કૌન્સીલની સ્થાપનાની રાહબરી માટે આફ્રીન કર્યા વગર રહે તેજ નહિ,—પણ પંડિતજી કહેવરાવાના છો! નાની બંધારણની શૈલીને જો તમો આવકારદાયક ન ગણુતા હો તો તમારા પાંડિત્યને ભવિષ્યના કોઇ એવા જમાના માટે રજુ કરવા તમો ફરી અવતરજો કે જે જમાનામાં તમારા સરખા અનાડીયોથી જંગલના પ્રાણીયો પણ ન્હાસી દુર ભાગતા હોય, તમારૂં ભુકણુપણું (ભાપણુ) તમારા આર્યસમાજીઓને પસંદ નથી, તો પછી લાલા રામદત્તામલ અને લાલા હકમચંદ જેવા સોનીઓ જેઓ સોનીની પરખ કહી જાણે એવા પાસે તમારૂં પીત્તળનો રંગ ચઢાવેલું લોખંડ ઘડીવાર પણ ઉઘાડું પડયા વગર રહે નહી. બીજાઓને અણુસમજું ગણુનારનાં ભાવ, ઇનસાનીત્યની બજારમાં પોતાના ટકા ગણાય છે એ પંડિત-જીએ પાઠ યાદ કરવા જેવો છે. તમારી ધર્મનિંદાખોર પંડિતાઇ કરતાં, અભણુ અને ભોળા? ઓને ધાર્મિક પ્રેમભાવ નીચેના શબ્દોમાં સમજજો—

**"વિપ્ર જો વેદ પઢે તો કહા! જબ જાને પરી નહિં બેદકી બાની"**

**અર્થ**—જે વિપ્ર વેદનું રહસ્ય જાણ્યા વગર વેદ પઢે તો તેથી શું વળવાનું હતું?

આ હિસાબે બતાવશો પંડિતજી કે, વેદમાં જાતિ ભેદ અથવા ધર્મ ભેદ કયે સ્થળે છે?

# પંડિતજીની સ્વપ્નવત ! દુનિયા.

પોતાના વાસમારતાં ગટર જેવા ભેજામાંથી પંડિતજી જણાવે છે કેઃ—

> આગાખાનીઓનો અંજામ શું થશે? ફજેતી, તબાહી, અને દુખ ઘણુ થશે.

આ વખતે સ્વાર્થી લોકોની માખણ ભરેલી વાતો અને ઉપર ટપકેના મહોબત તથા પ્યારના ચકમામાં આવી જઇ, ભોળા આગાખાની ભાઈઓ પોતે પોતાને ગુમાવતા રહે છે. તેમને એ વાતની ખબર નથી કે, ખરા મુસલમાનો ધાર્મિક મામલામાં વાળની ખાળ ઉતારે છે. હજરત મોહંમદ ( સ ) ના શેદા અને કુરાનની તાલીમના ફીદાઇ ખુદા પરસ્ત મોમિન મુસલમાનોને, જયારે એ વાત જણાશે કે, આગાખાની લોકો ખુદાના હજારો અવતાર, જેવા કે વૈષ્ણવ, શ્રી રામચંદ્ર, પરશુરામ, શ્રી કૃષ્ન, બૌધ્ધ, વીગેરે મનુષ્યોને છોડી હેવાનો વટીક ફાડી ખાનારા પ્રાણીઓ, જેવા કે, માછલી, કાચબો, સુવ્વર, નીલકંઠ વીગેરેને પણ ખુદા માને છે અને હવે સર આગાખાનનેજ ખુદા અને સર આગાખાનેજ પેગમ્બર માની. તેની પુજા કરે છે; બીજું જયારે તેમને માલુમ પડશે કે, આગાખાની પુસ્તકો અને તેના અનુયાયીઓ, કુરાનના ચાલીસ 'સીપારા જણાવી, તેમાંના હાલના પ્રચલિત ત્રીસ સીપારાને નહિ માન્ય રાખવા જોગ

જુઠા ઠરાવી. દસ સીપારા (જેની કોઇ હસ્તી અને સાબી-તીજ નથી)ને અસલી કુરાન અને અથરવેદ માને છે, જુઓ મોમન ચેતામણીનું પુસ્તક પૃષ્ટ ૧ લીટિ ૧૩ પાઠ ૩ તેવીજ રીતે જ્યારે તેમને માલમ પડશે કે, આગાખાની કીતાબો અને આગાખાની લોકો પુનર્જન્મને માને છે અને તેઓએ હજરત મોહંમદ (સ)ને પણ પુનર્જન્મમાં ફેરવી આજ સુધીમાં તેમના ૪૯ અવતારો લખી આપ્યા છે. જુઓ ધુવાનું પુસ્તક પૃષ્ટ ૭૪ થી ૭૯ સુધી જો કે હજરત મોહમદ સ૦ એમણે પોતે પોતાને ખત્મુર મુર્સેલિન જાહેર કીધા છે. એટલે કે તેમની પછી કોઇ પેગમ્બર થનાર નથી. તેમજ હજરત મોહંમદ સ. ની કોઇ સીધી ઓલાદ પણ નહિ હતી કે, જેનો સીલસીલો ચાલ્યો હોય, વળી આગાખાની પુસ્તક મોમન ચેતાવણી પોતાના પૃષ્ટ ૧૧ લીટિ ૧૨ તથા ૧૩ પાઠ ૭૯ માં હજરત મોહંમદ (સ.) ને શ્રીમાન બ્રહ્માજીનાં પુત્ર બનાવે તથા વર્ણવે છે. જે સરાસર જુઠી વાત છે. ચોથું મુસમાનનોને જ્યારે માલુમ પડસે કે, આ-ગાખાની ખુદા તથા તેમની કીતાબો માંસ ખાનાર તથા પ્રાણીઓને ઝબેહ કરનારને ચંડાલ જણાવે છે; જુઓ બુદ્ધ કથા પૃષ્ટ ૪ લીટિ ૧૬ અને પૃષ્ટ ૫ લીટિ ૧૨ મતલબ કે એવી બીજી અનેક વહેમભરી વાતો જેવી કે મનુષ્ય, માટી, મુર્તિ, કાગળ, પાણી અને વાસણની પુજા તેમનામાં પ્રચલિત છે (જુઓ ઘટપાટનું પુસ્તક પૃષ્ટ ૧૬ લીટિ ૮ માં ખુલ્લા

રીતે લખ્યું છે કે, ઘટપાટના પાણીથી જે માટીનો ઘડો ભર્યો હોય છે તેમાં ખુદા રહે છે. તેજ ઘટપાટના પુસ્તકના પૃષ્ટ ૨૩ લીટિ ૧ ૬ સુધીમાં લખેલું છે કે, જે કોઇ આ ઘટપાટના વાસણોની પુજા કરશે, તે મુક્તિ પામશે. સો ગીનાનની ચોપડી ભા. ૨ જાના પૃષ્ટ ૩૧ લીટિ ૨ જી થી ૫ મી સુધીમાં લખ્યું છે કે, જ્યાં ખુદા આગાખાન પગ રાખે ત્યાંની માંટી લઇ, ગોળીઓ બનાવવી જોઇએ અને તે માટીને નુર સમજીને પીવી જોઇએ. તેમ કર્યા વિના પાપ નષ્ટ થઇ શકતાં નથી. તેવું જોશે તથા સાંભળશે ત્યારે શું મોમિન મુસલમાનો હજરત મોહુંમદ સ૦ ના ફરમાનો અને કુરાનના હુકમોના અમલનો તજી, આપ લોકોની તેવી વ્હેમ ભરી વાતોમાં સહાયતા કરશે? અથવા દીકરીઓની આપ લે

---

કરશે ? હરગીજ નહિ હરગીજ નહિ; બલ્કે કદીપણ નહિ. અમૃતસરના અખબાર અલ હદીસના તા. ૨૨ માર્ચ ૧૯૧૨ ના અંકમાં જુઓ કે, મોલવી સનાઉલ્લા સાહેબ, જે ઇસલામી આલમમાં ખાસ રીતે પ્રખ્યાત, ફાઝીલ લેકચરાર અને ઘણી ઇસલામી કીતાબોના કર્તા છે. તે પોતાના અલહદીસ અખબારમાં તેવી વ્હેમ ભરેલી વાતો, અને તેવા અકાયદોના પ્રચારક તથા મનાવવા વાળાને કુફ્ર તથા શીર્કનો ફતવો આપે છે. તેવીજ રીતે ખલીફ-ઉલ-ઇસલામ·શેખુલ ઇસલામ ઇરાન પણ આગાખાનને તેમના ખુદાઇ દાવા માટે કાફરનો ખેતાબ આપી ચુકયા છે જે વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઇ ચુકયો છે.

જવાબ:—

ઉપલા પેરેગ્રાફમાં પંડિતજીએ ઇસમાઇલી ધર્મ વિષે તેમના સિદ્ધાંતો વિષે જે જે વાતો લખી છે તેના અમોએ, તેમના પચીસ સવાલોના જવાબો આફતાબે હકીકત નામના પુસ્તકમાં સવિસ્તાર આપેલા હોવાથી તે ફરી વાંચી જોવા ભલામણ કરીએ છીએ કે જેમાં ઇસ્માઇલી મહાન પીરોનો ચમત્કાર તરીકે:—

૧. ખુદા અને ઇશ્વરનું અવિચ્છન નુર.
૨. હિન્દુશાસ્ત્રની હરીફાઇ.
૩. વેદ શાસ્ત્ર ઉપર કુરાને શરીફની શ્રેષ્ટતા.
૪. મુર્તિપૂજા વિરૂદ્ધ ઇસમાઇલી શાસ્ત્ર.

5. ઇશ્કે હકીકીનું રહસ્ય.
6. અહં બ્રહ્માસ્મિ અને અનલહક્કનો પાવર
7. પીર શમ્શ તબરેઝ—પીર સદરદીન અને પીર હસન કબીરદીનનું મહાત્મય જીવન.
8. ચાર વેદને ચાર યુગનાં ચાર ગુરૂમાં હઝરત પેગંબર સાહેબની વેદના આધારે મહત્તા
9. ઇસલામના ઉંચ ધોરણે તથા અથર્વ વેદ પ્રમાણે નકલંકી અવતારનું અદ્દભુત વર્ણન.
10. આર્ય સમાજીયોની અવદશા.
11. કુરઆને શરીફની અજાયબી?
12. એહલેબૈત રસૂલના સાથે ના૦ આગાખાનનો સિધો સંબંધ.
13. નુરે ખુદા ને નુરે પંજતનનો જાહેર ઝળકાટ.
14. હિંદુ મુસલમાનનો મતભેદ તોડનાર ઇસમાલીયા પીરોના પ્રત્યક્ષ સિદ્ધાંતો.
15. ખુદાનો અવતાર એટલે શું? તેની સાચી સમજ.
16. ના૦ આગાખાનને માનનારા હિન્દુસ્તાન, ઇરાન, રશિયા, અરબસ્તાન તથા બદખશાન વિગેરે દેશના મુરીદોનો એતેકાદ.

૧૭. ઇમામ શાહી વિગેરે પીરો વિષે ઇસમાઇલીયા માનીનતા

૧૮. ૪૦૦ વરસ ઉપર થએલા તથા હાલ ભળેલા નવા ખોજાઓ.

એ ઉપરાંત પંડીતજીના સવાલોના જુદા જુદા જવાબોમાં રજુ થએલી દલીલો, હકીકતી ઇસ્લામના મોહકમ સિદ્ધાંતો, રહસ્યો જરૂર જેટલા આફતાબે હકીકતના ગ્રંથમાં જાહેર આલમ માટે કે, જેઓ તરેહ તરેહનાં જુઠાણાંથી અને આર્ય સમાજીયો ઉપરાંત પવિત્ર ઇસ્લામનો આદર્શ જાણ્યા વગર ઇસ્માઇલીયા ફીરકાના ઉત્તમ સિદ્ધાંતો માટે વૃથા કલ્પના કરે છે; તેમને સત્ય સમજાય તેવા હેતુથી દરજ કરેલા છે. તે તમો ફરી વાંચશો, અને ફરી વખત ઇસમાઇલીયા ધર્મ વિશે ખોટો મત ઉચ્ચારતા અચકાશો, જો તમોને આર્ય સમાજીના કોઇ સિદ્ધાંતમાંથી તેમ શિખવાનું મળ્યું હોય તો તે સાથે, અમારા નામદાર આગાખાન સાહેબ માટે ફતવાની બાબતનો ખુલાસો વાંચવો હોય તો અમૃતસરના વકીલ પત્રના તા. ૩૦-૩-૧૯૧૨ નો રિવ્યુ વાંચશો, અને તેથી વધુ ઉમેદ હોય તો "ફિતુરી ફતવાને ફટકો" જે અમારા તરફથી તમારા જેવા ઇસ્નાશરી એદલજી ધનજી કાબાને આપેલા ખોજા પંથ દરપણના આઠમા ભાગના જવાબનું નાનકડું પુસ્તક "**દુઆના દુશ્મનને ઝટકો**" વાંચી અભ્યાસ કરશો એટલે અર્ધદગ્ધપણે ઉડતી અફવાનો હવાઈ આધાર ઉપર મહેલ બાંધવા પહેલાં લટકી મરતાં બચશો.

## પંડિતજીએ ખોદેલા ખાડામાં પંડિતજીનોજ પગ.

**વળી પંડિતજી જણાવે છે કેઃ—**

**"મક્કાર હમેશાં નદામત ઉઠાવે છે."**

મારા વ્હાલા ભાઇઓ! વિચારો અને જણાવો કે, આપ તેવા અકાયદો ધરાવતાં, મુસલમાન ભાઇઓ આપની સાથે મઝહબી મીલાપ તથા કન્યાની આપલેનો ભાઇચારા ભર્યો સંબંધ કેવી રીતે ચાલુ કરી શકશે? હા જો તમારા ખુદા આગાખાન અને તેના એજન્ટોને તમોએ એમ શીખવાડી આપ્યું હોય, તકીયાની પેરવીમાં ઉપર ઉપર મુસલમાનોને ખુશ રાખવા માટે, મુસલમાની રીતભાતો અખ્તેયાર કરી લો, અને અંદરખાનેથી આગાખાની બંદા એટલે આગાખાન પરસ્ત બની રહો, કે જેમ કરવું ઇસમાઇલીઓની મોતેબર કીતાબ સીયા સત પ્રમાણે ઇસમાઇલી મઝહબની ઉત્પતીના મુળ તત્વ, તથા પ્રથમથીજ તેનો તેનો તે રવઇયો રહેલો છે. તો આ દોરંગી મકકારી આપના ખુદા સર આગાખાન અને તેના સ્વાર્થી એજન્ટો તથા આપને ઘણીજ ધાસ્તી ભરી થઇ પડશે; કેમકે જેવી રીતે હવે તમારા ખુદા તથા તમારી **દોરંગી અને મક્કારીનો ભાંડો ફુટી ગયો છે. અને તેમાં જે ફજેતી તથા શરમીંદગીની** દુર્ગંધ, જે આપને ફાળે આવી છે, તે આપને તથા આપના ખુદા સર આગાખાનને ખુબી સાથે સોસવી પડી છે તેવીજ રીતે બહુ

દુર નહિ; પણ બહુજ જલદી, આ બીજી દોરંગી તથા ફરેબ બાજીનો પરદો પણ બહુજ જલદીથી ઉપડી જશે. કહેવત છે કે, લાકડાંનું હાંડેલું એકજ વખત ચુલે ચડે છે. તેટલા માટે આ દોરંગી તથા દગલબાજીથી, બીજી વખત આપને મુસલમાનો આગળ પણ ફજેતી, બદનામી અને બે ઇજ્જતી ઉઠાવવી પડશે. કેમકે હવે આપના ખુદા અને આપના ખુદા અને આપના પુસ્તકોના હેવાલો લોકપર જાહેર થઇ ગયા છે અને હજુ પણ બરાબર જાહેર થતા રહેશે. શેઅરઃ—

દોરંગી છોડ દો યકરંગ હો જાઓ,
સરાસર મોમ યા કે સંગ હો જાઓ.

× × × ×

હવે જો કુરાનને અથર્વવેદ માનવામાં આવે તો, આપનો ખુદા તથા આપની ખુદાઈ કીતાબો જુઠી સિદ્ધ થાય છે; કેમકે ચાર વેદો જેના નામો ઉપર આપવામાં આવ્યા છે, તે પ્રથમથીજ મોજુદ હતા. તો એ હીસાબે કુરાન પાંચમો વેદ થાય છે; પણ પાંચમો વેદ તથા પાંચમો જુગ તો છેજ નહિ. વળી કુરાન હજરત મોહમદ સ૦ ના વખતમાં બનાવવામાં આવ્યું છે જેને ૧૩૩૩ વર્ષ થયાં છે. તેટલા માટે કુરાન અથર્વવેદ નથી. હવે કુરાનજ અથર્વવેદ નથી, તો તેના વિભાગોનું વર્ણન કરવું નિરર્થક છે હવે અથર્વવેદ તો એજ છે કે જે આપની ખુદાઇ કીતાબો પ્રમાણે સૃષ્ટિની શરૂઆતમાંજ ઉત્પન્ન થયો છે.

**વ્હાલા ભાઈઓ ! અહીં એક ગુંચવણને ઉકેલી હું આગળ જણાવીશ કે, વેદ કયાંથી ઉત્પન્ન થયો છે ? તે શી વસ્તુ છે ? તેમાં કઈ સીફાતો તે તેની પીછાણ શું છે ?**

**જવાબ—**

ઉપલા પેરેગ્રાફના તમામ લખાણનો જવાબ **આફતાબે હકીકત** તથા **"ખુલ્લી ચીઠીનું ભોપાળુ"** નામના બે પુસ્તકોમાંથી મળી શકે તેમ હોવાથી તે બેઉ પુસ્તકો વાંચી મનન કરવા ફરી ભલામણ કરીશું, કે જેથી પંડિતજીને ઇસમાઇલીયા ધર્મ અથવા આગાખાન પરસ્તીનો અર્થ શુ છે, અને તે વેદ પ્રમાણેજ છે કે નહિ તેનો ખ્યાલ આવશે, પરંતુ ઉપલા મથાળા ઉપરથી અમોને એક દલીલ યાદ આવે છે તે એ કેઃ—મુસલમીન. શાસ્ત્રમાં છે કે સૃષ્ટિની શરૂઆત અગાઉ જ્યારે અઝાઝીલ ફરીસ્તો (શેતાન) જ્યારે આકાશી ગમનમાં સર્વોપરીપણું પોતાના ઇલ્મવડે મેળવી ચુકયો હતો, તે વખતે અર્શ ઉપર તેણે એક વાકય વાંચ્યું કે "મગરૂરી કરનાર હંમેશા ખુદાની રહેમતથી દુર થાય છે." આ વાકય વાંચતા અજાઝીલ (શેતાન)ને પણ તે ફકરા ઉપર વિચાર આવ્યો. અને પોતાની વિદ્વતાથી તે વાકય ઉપરથી ભડકી ઉઠયો કે, ખરેખર મગરૂરી કરનાર ખુદાની રહેમતથી દુર થાય છે, અને અઝાઝીલે (શેતાન) પોતે પણ મગરૂરી કરનાર ઉપર વિકકાર નાંખ્યો અને ચાલતો થયો, અંજામકાર—આદમને સિઝદો કરવા ખુદાનું ફરમાન થયું ત્યારે તે અટકયો, અને બધા ફિરસ્તાઓ આદમને સિઝદો

(નમન) કર્યું, પણ અઝાઝીલે (શેતાન) એમ ધારીને ન કર્યું કે, સિઝદો (નમન)તો ઇશ્વરને–ખુદાને હોય, પણ આ આદમ કે, જેના કરતાં હું શ્રેષ્ઠ (વિદ્વાન) છું, તેને કેમ નમન કરૂં! આ મગરૂરીના ખ્યાલે તેને ભમાવ્યો, અને ખુદાના હુકમને માન ન આપતાં વિમુખ થયો, અને ખુદાએ પુછયું ત્યારે એજ મગરૂરી આદમ સામે બતાવી, અને તે ઉપરથી ખુદાએ તેને (લાનત) પોતાની રહેમતથી દુર કીધો અને આ વખતે અઝાઝીલે (શેતાને) અર્શ ઉપર વાંચેલ વાકય નજરે પડયું કે 'મગરૂરી કરનાર ખુદાની રહેમતથી દુર થાય છે." તે પોતે ન સમજી શકવા માટે પસ્તાયો અને રડયો. ટુંકમાં. "મકકાર હંમેશા નદામત ઉઠાવે છે," એ વાકયની હુબહુ અસર પંડિતજી પોતાનુ મોઢુ આરીસામાં જોવે તો જણાશે કે ઠેર ઠેર ઇસમાઇલીયો વિરૂદ્ધ વાતો કરતાં હડધુત થયા, અને ખુદ આર્યસમાજીયો પણ મિશનમાંથી નિકળી જવા કહે. તેથી બીજી કંઇ નદામત પંડિતજીને પોતાની મકકારી પણા માટે બાકી છે, પરંતુ જ્યાં સુધી ભ્રમજાળ નીકળતી નથી, ત્યાં સુધી કંઇજ સમજાતું નથી, અફશોસ! બીચારા પંડિતજીમાટે!

**પંડિતજી લખે છે કેઃ—**

**ઇસમાઇલી ધર્મના સ્થાપકોએ પુરાણોના અનેક મસાએલો લઇ, પોતાની મરજી પ્રમાણે ફેરફારો કરી, તેને વેદો નામ આપી અજ્ઞાન વર્ગને પોતાના ફરેબી ફંદામાં ફસાવ્યા, ચુનાંચે તેવીજ રીતે આગાખાનીઓએ પોતાના પુરાણોના શિક્ષણ પ્રમાણે વેદોનો રચનાર બ્રહ્માને ઠરાવ્યો. જે કે બીલકુલ જુઠું છે. જુઓ કે ઇશ્વર પવિત્ર વેદદ્વારા શું ફરમાવે છે. યજુરવેદ અધ્યાય ૩૧ તે પરમાત્માથી કે જેનો કદી નાશ થતો નથી અને જે સઘળા મનુષ્યોને ઉપાસના કરવા યોગ્ય**

છે તે, ઇશ્વરથી રીગવેદ, યજુરવેદ, શામ તથા અથર્વવેદ ઉત્પન્ન થયા, બીજું જુઓ અથર્વ કાંડ ૧૦ પ્રવાઠક ૨૩ અનુયાક ૪ મંત્ર ૨ જે સર્વ શક્તિવાન ઇશ્વર છે તેણે રીગ, યજુર, શામ તથા અથર્વવેદ ઉત્પન્ન કીધા, અને તે દરેક ચાર વેદોના પલ્હામો નીચે પ્રમાણેના રૂષીઓ પર થયાં. રીગવેદ શ્રી અગ્નિ રૂષીપર, યજુરવેદ શ્રી વાયુ રૂષીપર, શામવેદ શ્રી અવિતા રૂષીપર અને અથર્વવેદ શ્રી અંગ્ર રૂષીપર.

## આગાખાની મજહબ તેજ વેદીક ધર્મ છે !

**જવાબ—**

વાહવા. પંડિતજી આગાખાની મજહબ પુરાણોમાનો એક ભાગ છે એમ લખ્યા પછી આગાખાનીઓ જો એ ને માનતા હોય તો તે પછી મુસલમાન થાય છે એમ કહો છો, તેના કરતાં, તેને માનનારાઓ એ હિન્દુ ધર્મ પ્રમાણજ છે એમ કાં નથી કહેતા આવડતું જો પુરાણુના અનેક મસાલાથી આગાખાની ધર્મ બન્યો હોય એમ માનો છો, તો તમો વેદના કયા સુત્ર મુજબ ધેરઘેર વિરૂદ્ધ બતાવો છો ! શું વેદમાં મતભેદ કે જાતિભેદ વરણવ્યો છે ! અરે પંડિતજી તમોએ વેદોના રચનાર બ્રાહ્મણ છે એ જુઠું છે ! એમ કહીને વળી પાછા ઋષીઓપર ઇલ્હામ થયા એમ કહી કઇ સાચી વાત કરો છો ! તેનો જરા તોલ કરો. ઋષીને માનવા ને બ્રહ્માને ન માનવા એ કઇ હિન્દુ ધર્મનીરીતી છે, એ તો તમારૂં આર્યા ( તુટી જનાર સમાજી ) પણું છે.

# આગાખાની ખુદાઈના ઝળકાટ.

## યાને

## શમ્શી (ઇસમાઇલીયા) ફીરકાનો ભેદ.

## વેદોની અઝમત અને સતપંથ શાસ્ત્ર.

પરીશીષ્ટ ડ.

### વળી પંડીતજી ફર્યાદ કરતા જણાવે છે કેઃ--

### વેદોની અજમત.



વેદ શી વસ્તુ છે? વેદ ઇશ્વરનું જ્ઞાન છે. આ પુસ્તક સત્યતામાં મહાન છે સર્વ વિદ્યાઓની ખાણ છે અને જે સૃષ્ટિની આદથી લઇ, સારાં માઠાં સાધનો બતાવનાર મનુષ્યનું વાકય ન હોય. અને બ્રહ્મનું પ્રતિપાદક તો હોય કોઇપણ મનુષ્યનું બનાવેલું ન હોય, અને ઇશ્વરને રોશન કરનાર તથા જાહેર કરનાર હોય અને જુઠી તથા વિરોધી વાતોથી રહિત હોય. અને તેમાં વગર કારણે એકજ હેતુને બે વખતે

વર્ણવામાં ન આવ્યો હોય. તેમાં સ્વાર્થી અને વડાઇની વાતો વીગેરે કીસ્સા કહાણીઓ ન હોય અને સૃષ્ટિ કર્મ યાને કુદરતના કાનુનથી ઉલટું ન હોય.

× × × ×

વ્હાલા ભાઇઓ! હવે જોવું જોઇએ કે, વેદોમાં તેવી સીફાતો છે કે નહિ? અને શું આગાખાની પુસ્તકોમાં કોઈ તેવી સીફાતો છે? એ અમો ઇશ્વરની રચેલી તથા મનુષ્યોની બનાવેલી વસ્તુઓની પરખ કરવા માગીએ તો, અમારે તે બંને પ્રકારની વસ્તુઓનો મુકાબલો કરી, તેના દ્રષ્ટાન્તો કાઢવા જોઇએ. દાખલા તરીકે અમો જોઇએ છીએ કે, વડના વૃક્ષનું એક નાનું બીજ છે. અને તેના મુકાબલામાં મનુષ્યનો બનાવેલો એક બીલોરી ગોળો રાખો? ઉપરના દેખાવમાં આ બીલોરી ગોળો તે બીજથી ઉમદા, સુંદર, મોટાઇ રંગ વીગેરેમાં વધી જાય છે, પરંતુ જો વિચાર પુર્વક જોવામાં આવે તો, જણાઇ આવશે કે, આ બીલોરી ગોળો પોતાના કર્તાની નિર્બતાને કોઇ જેટલી જાહેરની સીફાતો રાખે છે, તેનો હજારમો હીસ્સો પણ અંતરની સીફાતો ધરાવતો નથી; બલ્કે તે બીજના મુકાબલામાં તે કોઇપણ રીતે, ઉભો રહીજ શકતો નથી; કેમકે બીજમાં તેનો કર્તા સૃષ્ટિ કર્તા હોવાને લઇ, એટલી તો છુપી શકિતઓ છે કે એક બીજ, જો ચાહે

તો, આખી સૃષ્ટિમાં વડના વૃક્ષો ફેલાવી શકે છે, તે નાના સરખાં બીજમાં ફળ થવાની શક્તિ, પાતરાં, ડાળ, વૃક્ષ મતલબ કે, તેનો અંદરનો ભાગ પોતાના કર્તાના જ્ઞાન તથા શક્તિનો પુર્ણ જાહેર કરનાર છે.

× × × ×

વ્હાલા ભાઇઓ ! તો ઇશ્વરની બનાવેલી કીતાબમાં પણ એવીજ સીફાતો હોવી જોઇએ; કે શબ્દ તો બહુ થોડા હોય; પરંતુ મતલબ અતિ ઘણો હોય. ન કે આગાખાની પુસ્તકોની જેમ, કે મતલબ તો માત્ર હીન્દુઓને મુસલમાન બનાવવાનો, અને તેમનાથી ટકા બટોરવાનો હોય; પણ તે સાછે ધડ પુછડાં વિનાની, નિરર્થક કીસ્સા કહાણીઓ હોય કે, કોઇપણ મનુષ્યનું, તે વાંચવાને મન ન થાય અને નાહકનો વખત બરબાદ થઇ, સરાસર મગજ પાશી થાય.

જવાબ:—

ઉપલા પેરેગ્રાફમાં **વેદોની અઝમત** બતાવતાં પંડિતજીએ કેવું લખ્યું છે, તે વાંચનારને એમ લાગ્યા વગર રહેજ નહિ કે, વેદ માટે પંડિતજી લખવાને તો ઠીક પરંતુ વેદનું નામ ઉચ્ચારવાને પણ લાયકાત ધરાવતા હોય, તેવું લાગે નહિ, અને આ તો સ્પષ્ટ છે કે, વેદ વાંચનાર અથવા તેનું જ્ઞાન ગૃહણ કરનાર કદીપણ મતભેદ, જાતિભેદ, કે ધર્મભેદ ઉપર રહેજ નહિ, તેના બદલામાં

પંડિતજી ધર્મભેદી વલણથીજ વેદ માટે અઝમત ( મોટાઇ ) બતાવતાં ઇસમાઇલી શાસ્ત્રની નિંદા કરવા મંડી ગયા છે. વેદ કે જે, સૃષ્ટિની શરૂઆતથી અંતપરિયંત જગતને ઇશ્વરી કાનુનો સમજાવી મુક્તિ આપનારા છે, તેના માટે પંડિતજીએ કરેલા ભેદી વિવેચન અને વૃથાવાદ ઉપરથી પંડિતજી કેટલા વેદ ભણ્યા છે, અથવા ખાલી વેદનું નામ લઇને પેટ ભરવાના સાધનની ઓથ સિવાય કંઇ પણ આવડતુંજ નથી. જેવી રીતે પેટના ગુજરાન અર્થે કાઠીયાવાડમાં ભવાઇ કરતાં બ્રાહ્મણનો વેશ ભજવે છે. અને તે વખતે જે વેદના નામે ગપાષ્ટક હાંકે છે, તેજ માફક પંડિતજીએ વેદની મહત્તા બતાવવાના કરેલા આડંબર પેલા ભવાઇ જેવોજ ફારસ માત્ર કરે છે, એ ઉપરથી ખાત્રી થાય છે. પંડિતજીને સંસ્કૃત વાંચતા પણ આવડતું હોય, એમ માની શકાતું નથી, અને તે ઉપરથી પંડિતજીની હાલત નીચેની કહાણી જેવી થઇ પડે છે :—

એક ગામડામાં એક ગામડીઆએ ચાર વેદ ભણાવી ચાર બ્રાહ્મણોને જમાડવાની માનતા કરેલી, તે ઉપરથી વેદના ઝુંડાના નામે વાતો કરતાં બગમહાત્મા જેવા એક આર્યસમાજી ભેટી પડયા, અને તેમને ચાર વેદ ભણાવવાની તથા જમાડવાની પોતાની વાત કરી, તે ઉપરથી પેલા બગ મહાત્મા આર્યસમાજીએ એ નિમંત્રણ સ્વીકાર્યું કે, તારૂં કાર્ય અમો પુરૂ કરીશું. આ ઉપરથી એક દિવસ મુકરર થયો. પેલા ગામડીયાએ બગમહાત્માને પૂછીને વેદ ભણવાના ચાર સ્થાન મુકરર કર્યા, અને રસોઇ પણ તૈયાર કરાવી.

બગમહાત્મા જે બ્રાહ્મણ સ્વરૂપમાં જ્યાં ત્યાં વેદનો ઝુંડો ઉપાડી વેદનું મહાત્મ ગાતા હતા, તેણે વિચાર્યું કે, આ ગામડીયો છે, તેને વેદની ખબર શું હશે? માટે આપણે જેમ ચલાવશું તેમ ચાલશે, એમ વિચાર કરીને બીજા ત્રણ ભાડુતી આર્યસમાજીમાં ભળેલાઓને બ્રાહ્મણ સ્વરૂપમાં તેડી આવ્યો, પેલા ત્રણ જણા પણ આર્યસમાજી મંડળીમાંથી વેદના નામે ગપાષ્ટક હાંકવા શિખેલા હતા, તેથી હીંમત કરીને પેલાના ઘેર આવ્યા, રસ્તામાં સંકેત કર્યો કે, આપણે વેદ ભણવા કેમ!–તે વખતે પેલા નંબરનો બગમહાત્માએ યુકિત બતાવી કે. તમારે ફીકર કરવી નહિ, હું એમ બોલતો રહીશ કે :— (શ્લોક.)

(૧) **"બ્રાહ્મણ બેઠો વેદ ભણે છે"**

ત્યારે બીજા નંબરને શિખવ્યું કે, તારે એમ બોલવું કે :—

(૨) **"તું ભણે તેમ હું ભણું છું"**

અને ત્રીજા તથા ચોથાને પણ એ પ્રમાણે પેલાની પાછલ પાછલ બોલવા શિખવ્યું.

ઠરાવ કરેલા દિવસે પેલા ગામડયાને ઘેર ગયા, વેદ ભણવાના આસન ઉપર ચારે જણા ગોઠવાયા, પેલા ગામડીયાના સગા વહાલાઓ તથા આડોશી પાડોશીઓ બિચારા આ ચારે મહાત્માને વંદન કરવા અને વેદ સાંભળવા પેલા ગામડીયાના ઘરમાં ભરાણા. ટાઇમ થયો ને વેદ ભણવા શરૂ થયા:—

પેલો બોલ્યો :— **"બ્રાહ્મણ બેઠો વેદ ભણે છે,"**

**"બ્રાહ્મણ બેઠો વેદ ભણે છે,"**

તે ઉપરથી બીજો બોલ્યો કેઃ—"તું ભણે તે હું ભણું છું,"
"તું ભણે તે હું ભણું છું,"

એ મુજબ ત્રીજો ને ચોથો પણ બુમ બરાડા પાડી વેદોચ્ચારણનો ઘોંઘાટ કરી મુકયો.

એક કલાક પછી ત્રીજો મહાત્મા થાકયો, ભુખ્યો થયો, તેથી તેણે પેલા જે બોલતા હતા કે,

૧.—"બ્રાહ્મણ બેઠો વેદ ભણે છે,"
૨.—"તું ભણે તે હું ભણું છું."

એ બેના જવાબમાં મોટે અવાજે માથું માથું ડોલાવતાં ડોલાવતાં વેદ ભણવાની ઢપે ઉમેર્યું કે,

"આમ તે કયાંક સુધી ચાલશે,"
"આમ તે કયાંક સુધી ચાલશે."

આ ઉપરથી ચોથો મહાત્મા ઠડે પેટે બોલ્યો કેઃ—

"ચાલે ત્યાં સુધી ચાલવા દે,"
"ચાલે ત્યાં સુધી ચાલવા દે."

આ આપસઆપસના ઇશારાથી પેલો બગમહાત્મા ચેત્યો, ને છેવટે ધબાય નમ! જેમ કરીને વેદ ભણી રહેવાયા એમ જાહેર કર્યું; ને બીચારા આસ્થીકની રસોઇનું નખ્ખોદ વાળી ચાલતા થયા."

આ દાખલા ઉપરથી પંડિતજી **વેદોની અઝમતનું** વ્યાખ્યાન કેવા પ્રકારનું છે, તે સમજાઇ જશે, કે માત્ર વેદનું નામ લેવું અને આસ્થીક લોકોની આસ્થા ઉપર પાણી ફેરવવું, એને વેદિક જ્ઞાન

અને પોતાનો ધર્મ સમજે છે. **વેદની અઝમત**ના વિષયમાં ઇસિમાઇલી શાસ્ત્રના ગ્રંથો ગુરૂ ઉપરની શ્રદ્ધા વગર કેવી અસર કરે છે, તે પંડિતજીના વડના દ્રષ્ટાંત અને બીલોરી ગોળાના દાખલા ઉપરથી પણ ખ્યાલ આપે છે કે, કેમ જાણે વેદ અથવા ઇસમાઇલી શાસ્ત્ર પંડિતજીના તે અડભંગ દ્રષ્ટાંત વગર અધુરા હોય ! પંડિતજી વેદને સમજવા પ્રથમ અધિકારની જરૂરત છે, તેમ ઇસમાઇલી શાસ્ત્ર માટે પણ અધિકારની આવસ્યકતા છે, અને વેદ જેમ અધીકાર વગરનાને શિખવવામાં તેના નેતા તરફથી અટકાયત કરવામાં આવે છે, તેજ મુજબ અપાત્રને ઇસમાઇલી શાસ્ત્ર બતાવવું પણ ગુનાહ છે. વિચાર કરો, તમારા જેવા તુચ્છ બુદ્ધિ વાળાએ ઇસિમાયલી શાસ્ત્ર વાંચીને શું ઉકાળ્યું, પણ જો જેમ તમોએ અનુભવ મેળવ્યો છે કે, એક ગરીબમાં ગરીબ કે જેણે ઇશમાઇલીયા શાસ્ત્રનું તત્વ ગુરૂમુખથી મેળવ્યું છે, તે પોતાના પ્રાણ જતાં સુધી તેને મુકતો નથી, એવું તમે તમારાજ આ પુસ્તકમાં ઘણે ઠેકાણે વરણાયું છે. તમોએ હઝારો આજેજી કરી છતાં તેની દરકાર કરી નહિ, અને તેવીજ રીતે તમોને પેશાવર વગેરેનાં ઇશમાઇલી જમાતના લીડરોએ જેવી રીતે ધુતકાર્યાં, તે ઉપરથી પણ તમોએ ધડો લેવાનો છે. પછી મુમન ચેતામણીના દાખલા ઉપર ટીકકા કરવા જોઇએ. વળી જો ઇસમાઇલીયા શાસ્ત્ર જ્યારે અમો કહીએ છીએ કે, વેદ અને ચોથા કલજુગનો ચોથો વેદ અથવે છે, તો પછી તેને ગુપ્ત રાખવાને બીજા ત્રણ વેદ માફકજ તેનો અધિકાર છે, પણ અફસોસ તમો આર્ય સમાજી

ટાળીને તે અધીકારની વાતજ નશીબ નથી, અને તેથીજ વેદના નામે વેદતા ધરાવો છો, છતાં તમારો હિન્દુસ્તાનનો કોઇ પણ હિન્દુ સંપ્રદાયમાં તમારો સ્વિકાર થતો નથી, બલ્કે હિન્દુ ધર્મ પાળનારા ઢેડો પણ તમારાથી ત્રાસે છે, તેનો વિચાર કરો, તો એ વેદનાજ શ્રાપ છે કે જે વેદ ઇશ્વરી ઇલ્હામથી બ્રહ્માજી અથવા ઋષીઓ ઉપર વરણવ્યા છે.

અક્ષરો થોડા ને વધુ મતલબ થાય, એવા ઇશ્વરી વચનોની કીંમત તમો તમારીજ કીંમત અંકાઇ જાય છે.

---

સૃષ્ટિનિયંતાના શબ્દો સૃષ્ટિક્રમને જાળવનારા હોય છે, એ તમારી ગણત્રી છતાં હાલના જમાના માટે અને ગયલા જમાના માટે સરખામણી કરો, અને અગાઉ કરતાં હાલ જે પ્રગતી જગતની ઇશ્વરી ઇચ્છા વડે થાય છે, તેમાંના શા માટે ત્રણ વેદોના સુત્રો અત્યારે નિરઉપયોગી થયા છે, અને તેરસો વરસ ઉપર અથર્વ વેદના સિદ્ધાંતો જોતજોતામાં આખી દુનીયામાં પથરાયા છે. તે ઉપર કાં વિચાર નથી કરતા? કે તે સૃષ્ટિક્રમ પ્રમાણેજ હોવા જોઇએ. ત્યારે ત્રણ વેદોનું હિન્દુસ્તાન સિવાય બીજા કયા ભાગમાં પરીપાલન થતું હતું? તે બતાવશો કે, ખાલી કલ્પીત મોટાઇ ધારણ કરવાજ શિખ્યા છો. અમો ચોથા વેદ **અથર્વ** (કુરકાન) નેજ વેદ પ્રમાણે માનીએ છીએ. તે (કુરકાન) અને તેના માનનારાઓના પ્રદેશ વગર કયો ભાગ ખાલી છે? તે બતાવશો? વૈરભાવથી તમારા **ગુરૂ દયાનંદે** લખેલા **સત્યાર્થ પ્રકાશમાં** અને તેથી વિશેશ વૈરભાવથી તમારા જેવાના ભેજામાં પણ ઇસમાઇલી શાસ્ત્રની વાતો રમી રહી છે. નકલંક અવતાર સિવાઇ અમારા નામદાર આગાખાન માટે ગાંડના ભાતા બાંધી ઘેરઘેર ભટકો છો, હડધુત થાઓ છો! તે અમો એજ અકળીત ઇશ્વરી નિયમથી એમ સમજીએ છીએ કે, ઇસમાઇલીઓના મક્કમ અંતકરણને તમો કસો છો! અને જ્યાં પણ પુરી આસ્થા ન હોય, ત્યાં સત્ય પૂર્વક તપાસ કરાવવા અને ચુસ્ત ઇસમાઇલી થવા જાણે વૈરભાવે પ્રગટ નકલંક અવતારને ભજો છો. જુવો, તમારી કોશેશથી એક પણ ઇસમાઇલીએ હજી સુધી પોતાનો ધર્મ તજ્યો નથી એ એક ચમ-

ત્કાર છે ! ત્યારે તેના જવાબ તરીકે મુંબઈ, સુરત વિગેરે શહેરો ખાતે લગભગ દોઢસો હિન્દુના ઉચ્ચ કુટુંબો, જેમાં વકીલો, ડાકટરો, ઝવેરીઓ અને તે વળી વિલાયત અને ફ્રાન્સમાં ધંધો કરી ગ્રહસ્થો હોઇને ઈ૦ સ૦ ૧૯૧૪ના જુલાઇ માસમાં જાહેર રીતે હિન્દુ નામો બદલાવી ઇસ્લામી નામ ધારણ કર્યાં. જો વિચારો તો આ એક કુદરતી જવાબ છે. અને એજ માફક આ ચોથા જુગમાં ચોથા વેદ અથર્વ (કુરકાન)ની જાહેરાત થતી જાય છે. અને થતી રહેશે. તમારા સરખા જવાસાનો સદ્દગુણ ધરાવનારા બગ મહાત્માઓની વધુને વધુ વિરૂદ્ધતાના જવાબમાં ઇસમાઇલીયા મહાન પીરોના સિદ્ધાંતોનો ઝળકાટ કેવો ચળકતો જાય છે. તે જોજો.

## ત્યાર પછી પંડિતજી જણાવે છે કેઃ—

વ્હાલા ભાંઇઓ ! કયાં રામ રામ અને કયાં ટેં ટેં ! કયાં પવિત્ર ઇશ્વરી જ્ઞાનવેદ અને કયાં મનુષ્ય કૃત કીસ્સા કહાણીઓ. ઉપર જણાવેલા સર્વોત્તમ લક્ષણો, જે દરેક ઇશ્વરી કીતાબ માટે ફરજીઆત છે અને એક બીજી વાતનો પણ ખ્યાલ રાખવો જોઇએ. ઇશ્વરી કીતાબ આપવાનો હેતુ માત્ર મનુષ્યોને, અજ્ઞાનતા દુર કરવી, તેને દરેક પ્રકારની અકલી સહાયતા આપવાનો છે; કે જેથી મનુષ્ય ઇશ્વરના ફરમાનોને સમજી બુજી, તે પ્રમાણે પોતાની જીંદગી પુરી કરે. માટે જે પુસ્તક જ્ઞાન તથા બુદ્ધિથી ખિલાફ હોય, તે ઇનસાની પુસ્તક ગણાશે. અને જે પુસ્ત-

કનો મજમુન તદન બુદ્ધિની ખાણ હોય, અને જેને દલીલથી કોઈપણ પ્રકારની ધાસ્તી ન હોય, તે ઇશ્વરી કીતાબ કહે-વડાવવાનો હક રાખે છે. માટે અમો જગતમાં ઇશ્વરી પ્રકાશ તથા ઇનસાની પ્રકાશને જ્યારે એઇએ છીએ, ત્યારે અમોને માલુમ પડે છે કે, ઇનસાની પ્રકાશ તથા ઇનસાની પ્રકાશને જ્યારે જોઇએ છીએ, ત્યારે અમોને માલુમ પડે છે કે, ઇનસાની પ્રકાશ જેવો કે દીવો લેમ્પ વીગેરે, જેને હમેશાં હવાની ધાસ્તી રહે છે અને જ્યાં થોડી હવા લાગે છે કે, દીવો તથા લેમ્પ બુઝાઇ જાય છે; પરંતુ સર્વ શકિતવાન ઇશ્વરના બનાવેલા સુર્યને, હવાની જરાપણ ધાસ્તી રહેતી નથી; બલ્કે સુર્યની સામે વગર હવાએ મનુષ્ય ઉભો રહી શકતો નથી. આ દ્રષ્ટાંતથી ઇશ્વર અમોને એમ જણાવ્યું છે કે, તેની બનાવેલી કીતાબ વેદને દલીલની કાંઇપણ ધાસ્તી નથી; બલ્કે વેદ વગર દલીલે અને પુર્ણ બુદ્ધિ વિના બરાબર રીતે સમજવો મુશકેલ છે; પરંતુ જેટલી જેટલી મનુષ્ય કૃત કીતાબો છે, તે સઘળીઓ દલીલથી ડરે તથા મુખ છુપાવે છે. તેને માનનારા જ્યારે દલીલ પુર્વક જોશે ત્યારે તેમનું ઇમાન તથા વિશ્વાસ નિર્બળ થઇ જશે. તેટલા માટે આગાખાન આગાખાની ધર્મશાસ્ર અને આ-એજંટો, પોતાના મુરીદોને બુરખાપોશ રાખી, કોઇની સાથે વાદ વિવાદ કે વાતચીત કરવા દેતા નથી. પ્રત્યેક મનુષ્ય કુદરતી રીતે સત્યનો શોધક હોય છે. જ્યારે તેમને સત્ય-

તા જણાઇ આવશે, ત્યારે તે ગપોડી ધર્મ છોડી ભાગી નીકળશે. તો તેવાં પુસ્તકો; કે જેમાં દલીલ કરવી કુફર જણાવી હોય અને પોતાના ધર્મની હાલતને જણાવવી ઇમાન ખોવા સમાન લખ્યું હોય, અથવા ધર્મમાં અકલને દખલ નથી તેમ જણાવ્યું હોય, તે કીતાબો તદન મનુષ્ય કૃત છે. તેવી કીતાબોથી હેતુની મંજીલ દુર, એટલે ઇશ્વરને પહોંચવું અશકય છે.

× × × ×

વ્હાલા ભાઇઓ ! એક બીજી વાતનો પણ વિચાર રાખો કે, જ્યારે જગતમાં સુર્યના કીર્ણો આવવા માંડે છે ત્યારે અંધારૂં સદંતર નાશ પામે છે; પરંતુ ફાનસના પ્રકાશથી બહુજ થોડું અંધારૂં ઓછું થાય છે અને તેનો પ્રકાશ વધુ છેટે પહોંચી શકતો નથી. તેટલા માટે જે કીતાબથી જગતની અજ્ઞાનતા નાશ પામે અને અફરા તફરી દુર થઇ, મનુષ્યોમાં ઇત્તેફાક ઉતપન્ન થાય, તે ઇશ્વરી કીતાબ છે. માટે અમો વેદોમાં તે લાયકાતની તપાસ કરીશું. આ વખતે દેશમાં જોવામાં આવે છે કે, કેટલી બધી એવી માન્યતાઓ છે, કે જેના કારણે અન્યોઅન્ય ભાઇ ભાઇ તથા બુદ્ધિ હોવા છતાં પણ એક બીજાના જાતી શતરૂઓ બની બેઠા છે. જ્યારે અમો લક્ષ પુર્વક વિચારીએ છીએ ત્યારે જણાઇ આવે છે કે-

**જવાબ:—**

આ પેરેગ્રાફમાં પંડીતજી વેદની મહત્તા વિશે લખે છે, પણ તેમનું સંબોધય ઇસમાઇલીઓ પ્રત્યે એવા પ્રકારનું પોતે માની લીધું છે કે, ઇસમાઇલીયો વેદને જાણે કેમ માનતાજ ન હોય. ભલા પંડિતજી તમો વેદની જે જે તારીફ કરો તે અમો ઇસમાઇલીઓ દરેક સ્વીકારતાર છીએ. બલ્કે ખરી તારીફજ અમે કરવાનો દાવો રાખીએ છીએ, પણ તમો વેદમાં બતાવેલા વિકેકથી વેગળા છો, એટલે ઉગતા સુર્ય—બપોર, સાંજ અને રાત, એમાં જે વિવેક છે, તે તમો સમજ્યા વગર વદો છો. પ્રભાત ઉગતા સુર્ય પ્રસંગે હોય, તેને તમો રાત્રીના વખતે ગાવાની જે ભુલ કરો છો અને સમયનો ખ્યાલ રાખતા નથી, તો તે મુજબ આ ચોથો સમય (જુગ) એ કળીયુગનો છે, તેની ભ્રમજાળના અંધારામાં કાંતો તમો રતાંધળા છો. તેથી સવાર સમજીને પ્રભાતી ગાવાનું પ્રસંદ કરો છો, પણ કુદરતી સવારના પ્રાણીયોને તે દુઃખરૂપ થઇ પડે છે તેનો ખ્યાલ કરો. આ કળીયુગની રાત્રીના અંધારામાં ઇશ્વરી જ્યોતીનાં ચકોરા અમો ઇસમાઇલીયો અડગ ધ્યાનનું તપ કંઇપણ દ્રષ્ટિ ફેરવ્યા વગર કરનારને, ચોરોના પગની આહટ દુઃખરૂપ લાગે છે, અથવા પ્રકરતી વિરૂદ્ધના પ્રાણીયો માફક તમારે અત્યારે અલોપ થઇ જવું (સુઇ રહેવું) સારૂં છે, પરંતુ તેને બદલે ભટકવાની આદત અને ચકોર વૃત્તિના પ્રેમી ઇસમાઇલીયોની દ્રષ્ટિ ફેરવવાનો બોધ તેના શ્રાપનો ભોગ બનાવશે. તમો એ ઉપરથી ધડો લીઓ કે. અત્યારે જે જુગ છે, અને જે વેદનો વારો છે, તેના ગુરૂ વગર બીજું સ્મરણ—તપ—

ધ્યાન, લાભદાયી નથી, અથવા તેના વિરૂદ્ધ જવું, તે એજ વેદમાં બતાવેલા વિવેક વિરૂદ્ધ વરતન છે, અને જો તેમ હોય તો પછી તમારે હડધુત થવું પડે, એ સિવાય કંઇ પરીણામ હોઇ શકે નહિ.

પ્રેમ અને બુદ્ધિના પરોળીઆની દલીલ તમો ગીતામાંથી પણ જોઇ શકતા નથી, તો પછી તમારા હિન્દુપણાનો ધખારો કેટલો બધો અસત્ય છે, તે વિચારશો, અથવા પ્રેમની પ્રબળતા આગળ અક્કલનું ગજું કંઇ નથી, એમ સ્વીકારવાના બદલે અક્કલની વાતોની મનાઇ છે, એમ લખીને પંડિતજીના નામને એબ લગાડો છો, જ્યારે તમારી અકલી દલીલો ઉપર કે વૃથા કલ્પનાયુક્ત વચનો ઉપર, તમારા આર્યસમાજીઓને પણ વિશ્વાસ નથી તો પછી બીજાઓનો શું વાંક ?

## વળી પંડીતજી જણાવે છે કેઃ—

**પહેલો મસલો**—જેણે જગતમાં તફરકો ફેલાવ્યો, તે ઇશ્વરની હસ્તી તથા તેનો અનાદર છે. જે લોકો નાસ્તિક છે, તે ઇશ્વરની હસ્તીના મુનકર છે.

**જવાબઃ—**

પંડીતજી ત્યાર પછી તમારા પ્રશ્નો ઉપર ક્રમવાર લખતાં કહીશું કે, જેના અંતઃકરણો ઇસમાઇલીયા શાસ્ત્રને અનુકુળ છે, તે એમ સિદ્ધ કરે છે કે, હિન્દુ સત્ય અંતઃકરણને ઇસમાઇલીયા શાસ્ત્રી લાયક છે, અને એ લાયકાત વેદ વગર હોયજ નહિ. ત્યારે ઇસમાઇલીયા શાસ્ત્રનું બંધારણ ચોથા વેદ અથર્વ ઉપરજ છે, એમ સિદ્ધ થાય

છે, અને તે ઉપરથી તેના માનનારના મનમાં તફરકો નાખવાનું તમારી કોશેશ વેદ વિરૂદ્ધ તફરકો નાખનારી હોઇને ઇશ્વરની સત્ય હસ્તીનો અનાદર કરનાર તમો નાસ્તીકતા કરો છો.

## પંડીતજીનો બીજો મસલોઃ—

ઇશ્વરની સંખ્યાનો છે, એટલે તે એક છે કે અનેક? ખ્રીસ્તીઓ ત્રણ માને છે. પીતા, પુત્ર તથા પવિત્રાત્મા. મુસલમાન એક માને છે. હિન્દુઓ પણ ત્રણ બ્રહ્મા, વિષ્ણુ, શીવ, જો આ ત્રણુને એકજ માનવામાં આવે; તો પણ બેજ મનાય છે એક નીરાકાર અને બીજો સાકાર જૈનીઓ ચોવીશ; બલ્કે તેથી પણ વિશેષ આંગાખાનીઓ પ્રથમ તો સેંકડો; પરંતુ જો તે સેંકડોને એકજ માનીએ, તોપણ બે મનાય છે. સાકાર તથા નિરાકાર આર્યો એક માને છે મતલબ કે આ સંબંધમાં પણ હદ ઉપરાંતનો મત ભેદ છે.

જવાબઃ—

ઇશ્વરની સંખ્યાનો સવાલ ખ્રીસ્તી, મુસલમાન કે હિન્દુ કે જૈન કોઇ શાસ્ત્રમાં એક સિવાય નથી. ખ્રીસ્તી જે ત્રણ માને છે તેમાં પણ એકનીજ ઘટના છે કે જેને પવિત્રાત્મા કહે છે, તો પછી બીજા બે તો દુન્યાના બંધારણના કારણરૂપ ગણાય છે, કે જેમ હિન્દુઓ પણ બ્રહ્મા, વિષ્ણુ અને શીવ માને છે, પણ તેમાં વિષ્ણુ સ્વરૂપની મહત્તા અને બ્રહ્માને શીવ ઉત્પત્તિના કારણ તથા નાશરૂપ છે. ત્યારે વિષ્ણુ સ્વરૂપની મહત્તા તેઃ—

"एकोहं बहुस्थायं प्रजायां."
**એટલે હું એક છું એ બહુ થાઉં.**

ના વેદના સુત્રરૂપ છે મુસલમાન **વહદહુલા શરીક** એટલે એક ખુદા માને છે. જૈનો પણ વેદનેજ માને છે, તે ચોવીસ ઇશ્વર નથી માનતા કે જેને તીર્થંકર કહે છે. પરંતુ તેમના માનવંત ગણે છે, પણ ઇશ્વર તો એકજ માને છે, બીજા તેના સ્વરૂપ ગણે છે, જેમ હિન્દુઓ દસ અવતારને ઇશ્વરના ક્રમવાર તેમના જમાનામાં માનતા આવે છે, પણ એક સાથે દસને કોઇ માનતા નથી, પરંતુ ઇશ્વરી જ્યોતી એક પછી એક નિયમિત રીતે જુદા જુદા સ્વરૂપમાં પ્રકાશતી ગઇ તેમ તેને ભજતા ગયા. જેમ કૃષ્ણાઅવતારમાં અર્જુનને કહ્યું હતું કેઃ—

**सर्व धर्मान परितज्य मामेकं शरणं व्रजः ॥**

**અર્થ**:—બીજી માનીનતા મુકી દઇને મારા આ વખતના સ્વરૂપના એકપણાને શરણ આવ !

અને તેજ મુજબ આગાખાનીઓ તે દશમ અવતાર નકલંક સ્વરૂપમાં ઇશ્વરી નીયમીત જ્યોતીનેજ ભજે છે, અને તેના ક્રમવાર પાત્રોમાં જેમ અગાઉના અવતારોના પાત્રો હિન્દુઓ શાસ્ત્ર મુજબ માને છે. તેજ મુજબ આગાખાની નકલંકના પાત્ર કે જે વખતે જેનામાં ઇશ્વરી જ્યોતિ પ્રગટ હોય તેને નમે છે, અને તે ઉપરથી દુનિયામાં મનાતા કોઇપણ ધર્મમાં ઇશ્વરને એક સિવાય વધુ માનવાની વાત પંડિતજીના આંખનો કમળો છે, જેમકે દલપતરામે કહ્યું છે કેઃ—

"ભલે હોય હિન્દુ, ચીના કે યાહુદી,
નથી જેમકે માતની રીત જુદી;
જુદા કયાં જશો એક ગુંથાંણા,
તમો વૃથા વાદ તાણો."

આ ઉપરથી કોઇને પણ જુદા માન્યા વગર, ઐકયભાવના સિદ્ધાંતો ચાલુ જમાના માટેના મતભેદ વગરના હોય, તેજ પુજ્ય ગણાય, અને તે રીતે ઇસમાઇલી શાસ્ત્ર વેદ મુજબ વેદને માનતા હોઇને અને સાચા મુસલમીન તરીકે હકીકતી ઇસ્લામના તત્વોવાળા હોઇને એ મહાન માનીનતાને એકત્ર કરનાર હોય તો પછી શા માટે તેની વિરૂદ્ધતા કરવી ? એ સીવાયનો મતભેદ તે મતભેદીયામાંજ છાજે.

## પંડીતજીનો ત્રીજો મસલોઃ—

ઇશ્વરના રહેવાના સ્થળનો છે. એટલે ઇશ્વર કયાં રહે છે. કોઇ સાતમા આસ્માન પર, કોઇ ચોથા આકાશપર, કોઇ મોક્ષ શીલાપર, કોઇ વૈકુંઠ, કોઇ ક્ષીરસાગર, કોઇ ગઉલોક અને કોઇ કૈલાસમાં માને છે. અને આગાખાની હીન્દુસ્તાનમાં; જો કે તેનો ખુદા હીન્દુસ્તાન કરતાં યુરોપમાં વધુ રહે છે. હવે તેમણે પોતાના પુસ્તકોમાં હીન્દુસ્તાનને બદલે, યુરોપ કરી દેવું જોઇએ. આર્યો સર્વ-વ્યાપક પ્રત્યેક જગોએ, પ્રત્યેક સમયે મોજુદ માને છે. આ મસલાના સંબંધમાં પણ વિરૂદ્ધતા છે.

જવાબ:—

આ પ્રશ્નમાં પંડિતજી ઇશ્વર કયાં રહે છે, તેના માટે ખોટારૂ ઘડે છે. આ ઇશ્વર સર્વવ્યાપક છે, સુર્યનો પ્રકાશ જેમ બધા ભાગોમાં અજવાળુ નાખે છે, તેજ મુજબ ઇશ્વરી જ્યોતી સર્વત્ર હોય છે, પણઃ-

**રહેમ ખુદાની સર્વપર, પાપે જન પીડાય;**
**સુર્ય પ્રકાશ સર્વપર, છાંપર નીચે છાંય.**

## પંડીતજીનો ચોથો મસલો:—

આ મસલાનો ઝઘડો એ છે કે, ઇશ્વર કર્મોનું ફળ કેવું અને કેવી રીતે આપે છે? જૈની લોકો તો ઇશ્વરને ફળદાતા માનતાજ નથી. મુસલમાન કહે છે કે, મુનકર નકીર કબરમાં આવી મુરદાંને સવાલ કરે છે અને કીયામતને દહાડે તેનો હિસાબ પણ થાય છે. ઇસાઇઓ પણ કીયામતને માનવાવાળા છે. હીન્દુઓનું માનવું છે કે, યમરાજના દુતો તેને યમલોકમાં લઇ જાય છે. ત્યાં ચંદ્રગુપ્ત નામનો યમરાજનો વડો મેહતો, જમા ઉધારનું ખાતું લખે છે. અને તેમાં લખ્યા પ્રમાણે હીસાબ ગણી કર્મનું ફળ આપ્યા કરે છે. આગાખાનીઓનો પણ કીયામતને દહાડે હીસાબ થશે. કીયામતનો દહાડો પચાસ હજાર વર્ષનો થશે, સો કરોડ સુર્ય ત્યાં તપશે. અને પોતાની ચાલુ ગરમીથી હજાર ગણી વધુ ગરમી ત્યાં વધારશે અને સુર્ય આસમાનથી નીચે ઉતરીને નવ નેજાપર આવી જશે. જેથી જમીન ત્રાંબા જેવી

તપીને લાલ થઇ જશે. ખુદા ઇનસાફ કરવા માટે તખ્ત ઉપર બિરાજમાન થશે. ખુદાની રૂબરૂમાં એક કાંટો પડેલો હશે. હસન કબીરૂદ્દીન નામે ઇસ્માઇલી પ્રચારક કાંટો ઉચકનારના રૂપમાં ખુદાની રૂબરૂમાં કાંટાની પાસે ઉભો હશે. દરેક માણસના હાથમાં કાગળનું નામે આમાલ હશે. દરેક માણસના પાપ પુન કાંટામાં નાંખી તોળવામાં આવશે. જો કોઈ આગાખાની બંદાના ગુનાહ વધારે અને નેકી ઓછી હશે તો, ઇસમાઇલી પ્રચારક હસન કબીરૂદીન નેકીના પલ્લાંને દબાવી નેકી વધારે અને ગુનાહ ઓછા કરી દેખાડશે. અને ઇસમાઇલીઓનો ખુદા જે ન્યાય કરવાને તખ્ત ઉપર બેઠો હશે તે ખુલ્લી રીતે પોતાના ત્રાજુ ઉચકનારની તેવી ચાલાકી તથા છેતર પંડી જોઇ, અને હંસી પડીને મુખ ફેરવી લેશે જેથી એમ માલુમ પડે કે, જાણે ખુદાએ જોયુંજ નથી. અને તે મુરીદ ગુનાહો વધુ હોવા છતાં પણ સ્વર્ગમાં ચાલ્યો જશે, અને કીયામતને દહાડે આગાખાનના સઘળા મુરીદોના માથાપર, વાદળ છાંયડો કરી ઉભું રહેશે. બાકીના લોકો તડકામાં બળશે. જુઓ દસ અવતારની ચોપડી. પૃષ્ટ ૧૫૫ લીટ ૨ થી ૬ સુધી તથા સો ગીનાનની ચોપડી ભા. ૨ જો પૃષ્ટ ૨૫ લીટિ ૭ થી ૧૭ મતલબ કે આ સબંધમાં પણ ઘણો મતભેદ છે.

**જવાબ:—**

ઇસમાઇલીયોની માનીનતા મ્હાદન (કયામત) વિશે અને તે જેમ મુસલમીન ઉસુલ પ્રમાણે તેજ મુજબ હિન્દુ શાસ્ત્ર

પ્રમાણે છે. એમ તો પંડિતજી પોતેજ લખે છે. ત્યારે છેવટ **"મતભેદ એમાં પણ છે"** એમ લખીને શું વાઘ માર્યો. આ મ્હાદન અથવા પુનરજન્મ એ બેઉની માનીનતા વીશે ખરૂં અજવાળું ઇસમાઇલી શાસ્ત્ર મુજબ આપવા સરખું છે. તે પાછળ આપીશું કે જેથી સાફ જણાઇ આવશે કે પુનરજન્મથી સાથેજ મ્હાદનની માનીનતા ઇસ્લામ પ્રમાણે છે, તેમ વેદ મુજબ છે, અને વેદ અને કુરાન એ બે વચ્ચેનો દેખીતો ભેટ ઇસમાઇલી પીરોએ કેવી રીતે તોડી નાખ્યો છે તે ખાત્રી થશે. પંડિતજી માત્ર **"મતભેદ"** છે એમ લખી કેવો "મતભેદ" છે એ બતાવી શકતા નથી, ત્યારે તે નબળાઇનો આરોપ ઇસમાઇલીઓ ઉપર ઢોળે છે. પણ પંડિતજીના નામને છાજતો અર્થ કરી ચરચાનું પાણી બતાવતે તો એમનાં ચુલબુલપણા માટે અમોને માન ઉપજતે પરંતુ પંડિતજી માટે અફસોસ છે કે પુનરજન્મ કે મ્હાદન એમાંથી એકે બદલો મળવાની શાસ્ત્રીય વાતને સ્વિકાર્યા વગર પીર કબીરદીન પોતાના મુરીદોને બક્ષાવશે, એવી ટીકા ગીતા વિરૂધ્ધ કરે છે. કારણ કે ગીતાજીમાં શ્રીકૃષ્ણે અરજુનને પણ હથીયાર ઉંચકવા વખતે કરેલા બોધના અંતે ખાત્રી આપતાં કહ્યું છે કેઃ—

**सर्व धर्मान्परितज्य मामेकं शरण वज्रः।**
**अहंत्वा सर्व पापेभ्यो मोक्षविष्यामि मा सुचः॥**

**અર્થ**—બધા ધર્મ મુકી દે ને મારા એકલાને શરણે આવ તો હું તારા બધા પાપ ટાળીને ધારેલી મુકિત આપીશ, બી મા.

આ મુજબ ઇશ્વરી નુર સ્વરૂપનાં શરણે આવતાં પાપ કાપવા-ની ને મુક્તિ આપવાની દલીલ ધાર્મીક શાસ્ત્રો મુજબ છે, અને તેના ઉપર આસ્થા રાખનારી પંડિતજી જેવા પોતાના ધર્મનિંદક-પણાના પાપના પોટલા બાંધી કયા પ્રકારની મુકિત ઇચ્છે ને બીજાને શીખાવે છે, તે જણાવશે તો ઠીક,

## પંડીતજીનો પાંચમો મસલોઃ—

ઝઘડો એ છે કે, જગતને ઇશ્વરે કઇ વસ્તુથી પેદા કીધું છે? મુસલમાનો કહે છે કે, નફીમાંથી અસ્બાતને પેદા કીધું; એટલે કે કુન કહેતાજ સઘળું જગત બની ગયું. ખ્રીસ્તીઓ પણ નફીમાંથી. હીન્દુઓમાં પણ આ મસલામાં મત ભેદ છે કોઈ અવિદ્યા તથા કોઈ પંચ ભુતથી જગતની ઉતપત્તીનો સ્વીકાર કરે છે. નકલંકી ગીતા તથા ધુવા નામે આગાખાની ધર્મના પુસ્તકો કહે છે કે, ખુદાને જ્યારે જગત ઉતપન્ન કરવાની ઇચ્છા થઇ, ત્યારે મુખનું થુક હાથની હથેળીમાં નાંખ્યું. અને તેનું ઇંડું બનાવ્યું અને તે ઇંડું તોડીને ચઉદ ભુવન એટલે સમગ્ર જગત બનાવી લીધું. સો ગીનાનની ચોપડી ભા. ૨ જો પૃષ્ટ ૪૩ માં લખ્યું છે કે, ખુદાએ છ દહાડામાં જગતને સરજ્યું. (૧) સૌથી પહેલાં ખુદાએ ચંદ્રમાં તથા સુર્ય બનાવ્યા રવીવારને દહાડે ખુદાએ ચઉદ ભુવન પેદા કીધાં સોમવારને દહાડે સાત સાયર તથા નવસો નવાણું નદીઓ ઉતપન્ન કીધી. મંગળ-

વારને દહાડે આઠ લાખ પહાડ ચાર લાખ મેઘ, નવલાખ તારાનું તેજ એટલે પ્રકાશ પેદા કીધો. બુધવારને દહાડે ખુદાએ નવખંડ પૃથમીનો બંધ બાંધ્યો. ગુરૂવારને દહાડે નવાણું કરોડ જખ, છપન કરોડ મેઘ, બત્રીસ કરોડ કીનર અને તેત્રીશ કરોડ દેવો ઉતપન્ન કીધા શુક્રને દહાડે ચાર ખાણુ ચાર વાંણુ તથા ચાર રંગ પેદા કીધા. મુળ ગાવત્રીની ચોપડીના પૃષ્ટ ૮ લીટિ ૧૩ થી ૨૧ સુધી તથા પૃષ્ઠ ૯ લીટિ ૧ થી ૮ સુધીમાં લખ્યું છે કે બ્રહ્માએ પુર્ણ જ્ઞાન જગતપર પ્રકાશ કીધું. શુક્રને દહાડે ખુદાએ ચાર ખાણુ, ચાર વાંણુ, ચોર્યાંશી લાખ જખ, આત્મા, ચંદ્ર, સુર્ય, હવા, પાણી. (૨) શનીવારને દહાડે પૃથ્વી તથા દસ આકાશો. (૩) રવીવારને દહાડે ચાર દેશને ચઉદ ભુવન. (૪) સોમવારને દહાડે સાત સાયર, નવસો નવાણું નદીઓ, અષ્ટ કરોડ પર્વત, નવ કુળ નાગ, ચોસઠ લાખ દેવીઓ પેદા કીધી, (૫) મંગળ તથા બુધને દહાડે નવાણું કરોડ જખ છપન કરોડ મેઘ. બત્રીસ કરોડ કીનર, ને ત્રીશ કરોડ દેવતા. (૬) બ્રહસ્પત વારને દહાડે ચતુર ખાણુ પેદા કીધી.

જવાબ:—

પાંચમાં સવાલમાં જગતની ઉત્પત્તી ઇશ્વરે કર્યાનું શાસ્ત્રીય વર્ણન માટે લખેલ છે, અને જેમ ઇસમાઇલી શાસ્ત્રમાં છે, તેજ હિન્દુ અને મુસલમીન શાસ્ત્રોમાં છે, પણ પંડિતજી હિન્દુ શાસ્ત્ર

કાંતો જાણતા નથી (કારણ કે તે અગાઉ ઇસ્માઇલી હતા) તેથી કાંતો આસ્થા જેવું નથી, તેથો ટીકા કરે છે, પણ મુસલમીન અને હિન્દુ શાસ્ત્રો તે માત્ર પંડિતજી જેવા વેદીયાના મનનો ધખારો અને ખોટો મતભેદ છે, પરંતુ બેઉની અસલ સ્થીતી એકજ છે, અને એક ઇશ્વરી રચનાની દુનીયામાં, એ પણું આર્યસમાજી જેવા વિરોધીને દેખાય છે ત્યારે ઇસમાઇલી શાસ્ત્રને વરણવનારા અમારા પીરોએ મહતા દેખાડી છે કે. હિન્દુ કે મુસલમીન પણાનો મતભેદ ખોટો છે અને પંડિતજીના અભ્યાસ માટે આ સ્થળે એ બાબદમાં સમજ પડે, તેટલા માટે કહીશું કે—

**કલેમા** વિરદર હે. ઔર **બેદ** મેં ધ્યાન રહે!

હમ સતપંથી હે ખોજે ન હિન્દુ ન મુસલમાન રહે;

વેદનું સુત્ર—**एकोहं बहु स्थायं प्रजायां.**

એટલે—હું **એક છું અને બહુ થાઉં!**

અને—**કુનફ યકુન**

એટલે—**થા, અને થઇ ગયું.**

એ બેઉની માનીનતાવાળા ઇસમાઇલીયા શાસ્ત્રની વાતોની આડે આવનાર આર્ય સમાજના સત્યા સત્ય વિચારવાળા ગ્રંથના મંગળાચરણમાં પણ.

## કલ્પિતા ધ્રિસ્ત લોકમં •

કલ્પના વડે જગત ઉત્પન્ન કરનાર ઇશ્વિરની શકિત કહિ છે, તેમાં પણ એજ રહસ્ય છે પછી કયા હિસાબે પંડિતજી ઉંચુ મોઢું લઇ લાજવાને બદલે ગાજે છે.

આ સ્થળે પંડિતજી ઇશ્વરે જગત (ઇસમાઇલી શાસ્ત્ર પ્રમાણે) રચ્યું, તેથી ઇશ્વર ઉપર ગુસ્સે થઈ ગયા લાગે છે, કે મોઢામાંથી ફીણને તેમાંથી દુનીઆ રચી એમ શાં માટે કર્યું, શું એ વગર જગતને ન સરજી શકને!

અમો ઇશ્વરી નિયમનાં એ હિસાબે પંડિતજીને પ્રશ્ન કરીશું કે, તમો તમારા માતા પિતાના વીર્યમાંથી પેદા થયા, તેના કરતા એવા ગંદા વીર્યના ટીપાં કે ટીપું શરીરના બીજા ભાગમાં કે કપડાપર પડે તો લોકો હાંશી કરે, અને તરતજ ધોઇ નાખવા તૈયાર થાય,

---

તેવા મેલા ટીપામાંથી શું કામ ઉત્પન્ન થયા અથવા ઇશ્વરે એ નિયમ રાખ્યો છે શું કામ ? તે વિષે ઇશ્વરને કાં ઠપકો આપતા નથી? જો તમારા જેવા સલાહકારોની ગેરહાજરીમાં વડને સાકરકોળા જેવા મોટા ફળ ન આપ્યા, ને વેલામાંજ ઉત્પન્ન કર્યાં ! એ બધું કુદરતી નીયમને ફેરવવા તમો તમારા માનેલા ઇશ્વરને સલાહ કેમ નથી આપતા ? અમો તો આધીન રહી તે બાબદમાં આસ્થા રાખી ચુંચાં કરવાનું શિખ્યાજ નથી, ત્યારે તમો આસ્થીક છો, એવું બિલકુલ ઠરતુંજ નથી, કારણ કે કુદરતની કળામાં હાથ નાખવા માંગો છો, અને વળી કારણ કાર્યની દલીલ મોટા વેદાંતી

---

માફક આપવા ઢોંગ કરો છો. પંડિતજી કારણ કાર્ય વિષે તમારૂં ભેજું ફરી કોઇ વેદાંતીના ઘરમાં ઘડાવા પુનર જન્મ લેવો પડશે અને તેટલા માટે પણ તમારે આવી અનારથીક વાતો મુકી ચુપ રહેવું સજાવાર છે. નહિ તો પછી તે બાબતમાં તમો મુખત્યાર હો તો અત્યારેજ તમારો પુરૂષાર્થ અજમાવો, અને તમારા ડાચામાં છુપાયલી જીભને નાકે લટકતી રાખો, જેથી તમોને બીજી વખત બોલતાં અટકાવવા નડતર થાય નહિ.

પંડિતજી ના૦ આગાખાનને ઇશ્વરી અવતાર હોવા વિષે કટાક્ષ કરી કહે છે કે, જો આગાખાન મારા સામે હાથમાં થુંક નાંખી ઇંડુ બનાવી આપે, અને પીર સદરદીન અને કુહાર બુઢામલને પાછા જીવતા કરી આપે, તો તેમને ખુદાઇ શક્તિ ઉપર વિશ્વાસ લાવવાનું

---

લખે છે, પંડિતજીની આ માંગણી એમ બતાવે છે કે, જે કોઇ ઇશ્વરી અવતાર સનાતન ધર્મ મુજબ હોય, તેમણે તેમની માંગણી મુજબં પંડિતજી જેવાને સૃષ્ટિ સૃજનાર તરીકે બધી વાતો નજર સામે કરી આપીને પછી મનાવવા જોઇએ. શું આ માંગણી ઇશ્વરી અવતારને ઓળખવા માટે આર્યસમાજ અને તેના જેવા અનાસ્થિકો સિવાય બીજા કોઇએ મુકરર કરી છે ? કદી નહિ. કારણ કે ઇશ્વરી અવતારને ઓળખવું એ શ્રીકૃષ્ણે અર્જુનને પાંડવોમાંથી એકલાનેજ, અને એવી ગણત્રીથી કે તે પોતાને ઘણોજ વ્હાલો હતો, ત્યારે એવી રીતે વિરોધ્ધીઓને તો ઇશ્વરી અવતારની ઓળખનો સવાલ પણ તેઓ ઇશ્વરી અવતારની નિંદા કરતા હોઇને ગુહ્ય મંત્ર ગીતામાં બતાવેલો કહેવાની પણ મના કરી છે. જેમકે:-

इदं ते नातपस्काय नाभक्तकाय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽयसूयति.

---

# સુચના.



અમરેલીમાં રહેતા અલીભાઇ દેવરાજ ચીચોડાવાળાએ અમરેલીના વારસ સાહેબને મુડદાળ વિચારોથી લખેલા પત્રનો ઇ૦ જુ૦ વરતેજીએ આપેલો જવાબ આ મજકુર પુસ્તકમાં જોડી દેવામાં આવ્યો છે.

**અર્થ**:—આ રહસ્ય તારે, તપશ્ચર્યા ન કરનારને, ભક્તિ રહિત જનને, તથા સાંભળવાની ઇચ્છા રહિતને, અને જે મારો દ્વેષ કરે છે તેને, કદી પણ કહેવું નહીં.

( ભગવત ગીતા અધ્યાય ૧૮ મો શ્લોક ૬૭ મો. )

વળી એકાદશસ્કંધ, અધ્યાય ૨૧ ના ૩૪ મા શ્લોકમાં સનાતન આસ્થીકનાઃ ઇશ્વરી અવતારના વિરોધીઓ આર્ય સમાજીઓનેજ માટે કહ્યું લાગે છે કેઃ—

**एवं पुष्पितया वाचा व्याक्षिप्तमनसां नृणाम् ।**
**मानिनां चातिस्तब्धानां मद्वार्तापि न रोचते ॥**

**અર્થ**:—આ રીતે વેદની મધુરી વાણીથી જેઓના મન વિક્ષિપ્ત થયાં હોય છે, તે પુરૂષો માની અને અત્યંત સ્તબ્ધ થઇ પડે છે, તેઓને મારી વાત પણ ગમતી નથી.

( એકાદશસ્કંધ અધ્યાય ૨૧ શ્લોક ૩૪ )

આવી રીતે ઇશ્વરી અવતાર શ્રીકૃષ્ણે જે ખુલાસો કર્યો છે, તેના દશમ અવતારના ચારિત્રમાં પણ તેજ ખુલાસો પંડિતજીની માંગણીને જવાબ રૂપે અમો રજુ કરીએ છીએ, તોપણ વેદની ધુનમાં લીન થવાનો દંભ કરનારા આર્યસમાજીના સિદ્ધાંતોથી પણ અજ્ઞાન પંડિતજીને વેદના રહસ્ય વર્ણવનાર ઉપનિષદમાં **ઐતરેય ઉપનિષદનો** ભાગ ઈશ્વરે સૃષ્ટિની ઉત્પત્તિ કેમ કરી• તે હકીકત ઇશ્વરી અવતારના ભક્તોની સમજ સાથે સરખાવતાં જુદા પડતા નથી, એમ બતાવવા આ બાજુમાં આપવામાં આવે છે, તે વાંચી પંડિતજી જ્ઞાન પકડે એમ સુચના કરીએ છીએ.

अथ

# ऐतरेय उपनिषद्.

वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि ॥ वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाऽहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु तद्वक्तारमवतु अवतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरिः ॐ ॥ आत्मा वा इदमेक एवाग्र आसीत्, नान्यत् किंचन मिषत् । स ईक्षत—लोकान् नु सृजा—इति ॥ १ ॥ स इमांल्लोकानसृजत—अम्भो मरीचीर्मरमापः । अदोऽम्भः परेण दिवम्, द्यौः प्रतिष्ठा; अंतरिक्षं मरीचयः, पृथिवी मरः; या अधरतात्, ता आपः ॥ २ ॥ स ईक्षत-इमे नु लोकाः, लोकपालान नु सृजा—इति । सोऽद्भ्य एव पुरुषं समुद्धृत्याऽमूर्च्छयत् ॥ ३ ॥ तमभ्यतपत् तस्याभितप्तस्य मुखं निरभिद्यत, यथाऽण्डम् , मुखाद् वाक् वाचोऽग्निः; नासिके निरभिद्येताम् , नासिकाभ्यां प्राणः, प्राणाद् वायुः, अक्षिणी

**निरभिद्यताम्, अक्षिभ्यां चक्षुश्चक्षुष आदित्यः, कर्णौ निरभिद्येताम्, कर्णाभ्यां श्रोत्रम्, श्रोत्राद् दिशः, त्वङ्निरभिद्यत, त्वचो लोमानि, लोमभ्य ओषधिवनस्पतयः; हृदयं निरभिद्यत; हृदयान्मनः मनसश्चन्द्रमाः; नाभिर्निरभिद्यत, नाभ्या अपानः अपानान्मृत्युः; शिश्नं निरभिद्यत, शिश्नाद् रेतः, रेतस आपः ॥ ४ ॥**

इति प्रथमः खंडः

मेरी वाणी मेरे अन्तःकरणमें है। मेरा अन्तःकरण वाणीद्वारा प्रकट होता है। इस लिये तूं मुझको दर्शन दे। मेरे ज्ञानका तूं ही आधार है। तूं मेरे ज्ञानकी घृणा न कर। इस अध्ययनमें निमग्न रहते हुए मेरे हाथसे दिनकी रात होती है और रातका दिन होता है। मुझे जो यथार्थ मालुम होगा वही मैं बोलूंगा और जो सत्य होगा वही कहूंगा। उसीके निमित्तसे मेरी रक्षा हो। व्याख्याताकामी रक्षा हो! [ मैं फिर कहता हूं की ] मेरा रक्षण होना चाहिये। वक्ताका रक्षण होना चाहिये। वक्ताका रक्षण अवश्य हो। सर्वत्र शान्तता रहे। शान्ति निर्वाह करे। शान्ति निवास करे।

हरिः ॐ ( १ ) प्रथमारम्भमें यह सारा ( जगत् ) केवल आत्माही था। दूसरी कोईभी चर वस्तु ( या गति ) नहीं थी।

आत्माको यह सूझा कि 'आपन लोक तो उत्पन्न करें सही'। ( २ ) उसी प्रमाण उसने लोक निर्माण किये। वे इस विधिसे। आम्भो-लोक, मरीची लोक, मरलोक, और अबू लोक। यह अम्भो सूर्यमण्ड-लके परे है। सूर्यमण्डलही उसका आधार है। दूसरा मरीची लोक अर्थात् ( अम्भोलोक और मरलोक इन दोनोंके मध्यमें रहनेवाला तेजोमय ) प्रदेश। तीसरा मर अर्थात् मर्त्यलोक अर्थात् पृथ्वी। चौथा मरलोकके नीचेका प्रदेश अर्थात् अबूलोक। ३ ) अनन्तर आत्मा मनमें सोचने लगा, 'ये लोक तो हो चुके'। अब लोकपाल निर्माण करना चाहिये। ऐसा विचार कर अबूलोकमेंसे एक गोला उठाकर उसको वह आकृतिकी दशामें लाने लगा। ( ४ ) उसने उसको आंच दी। तब वह गोला आंचसे तपतेही जैसा उष्णताकी आंच पाया हुआ अण्डा तडककर फूटताही उसी तरह उसको मुंह फूटा। मुंहद्वारा वाणी निकली। वाणीसे अग्नि निकला और नाकको नथुने फुटे। नथुनेमेंसे प्राण अर्थात् श्वास निकला और श्वासद्वारा वायु प्रकट हुआ। आंखें बाहर निकल आई। आंखोंसें दृष्टि उत्पन्न हुई और दृष्टिसें सूर्य निकला कान खूले। कानोंके द्वारा श्रवणशक्ति और श्रवणशक्तिद्वारा दिशा उत्पन्न हुई। त्वचाभीउत्पन्न हुई और त्वचाद्वारा केश और केशद्वारा हरेक प्रकारकी

छोटीबडी औषधि—वनस्पाति—उत्पन्न हुई। हृदय उत्पन्न हुआ। हृदयसे मन और मनसे चन्द्रमा निकला। नाभी फूटी। नाभीसे अपानवायु और अपानवायुसे मृत्यु बाहर आई। शिस्न फूटा। शिस्नद्वारा वीर्य और वीर्यद्वारा पानी उत्पन्न हुआ।

इति प्रथमः खंड



॥ ता एता देवताः सृष्टा अस्मिन् महत्यर्णवे प्रापतन्; तमशनायापिपासाभ्यामन्ववार्जत्। ता एनमब्रुवन्आयतनं नः प्रजानीहि, यस्मिन् प्रतिष्ठिता अन्नमदाम--इति ॥ १ ॥ ताभ्यो गामानयत्; ता अब्रुवन्--न वै नोऽयमलम्—इति। ताभ्योऽश्वमानयत्; ता अब्रुवन्-न वै नोऽयमलम्—इति ॥ २ ॥ ताभ्यः पुरुषमानयत्। ता अब्रुवन्-सुकृतं बत-इति; पुरुषो वाव सुकृतम्। ता अब्रवीत्—यथाऽऽयतनं प्रविशत-इति ॥ ३ ॥ अग्निर्वाग्भू त्वा मुखं प्राविशत्, वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्, आदित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशत्, दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्, ओषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशन्, चंद्रमा मनो भूत्वा हृदयं प्राविशत् मृत्युरपानो भूत्वा नाभिं प्राविशत्, आपो रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥ ४ ॥

**तमशनायापिपासे अब्रूताम् आवाभ्यामभिप्रजानीहि—इति । स ते अब्रवीत्—एतास्वेव वां देवतास्वाभजामि, एतासु भागिन्यौ करोमि—इति तस्माद् यस्यै कस्यै च देवतायै हविर्गृह्यते, भागिन्यावेवास्यामशनायापिपासे भवतः ॥ ५ ॥**

इति द्वितीयः खंड

उपरिनिर्दिष्ट आठ देवता उत्पन्न होनेके उपरान्त वे महासागरमें गिर पडी । आत्माने उसी महासागरमें भूक और प्यासको डाल दिया । तब वे देवता उसको पूछने लगी । हमको रहनेके लिये स्थान बतलाइये । उनके लिये आत्माने बैल लाया । तब देवताओंने उत्तर दिया ये हमारे पसन्द नहीं । तब उसने घोढा लाया । वे कहने लगी । 'यह भी हमारे योग्य नहीं' । पश्चात् उसने मनुष्य लाया । उसको देखतेही वे कहने लगी । 'यही स्थान हमारे लिये अत्युत्तम है' । आत्माने उनको कहा । 'जो जिसके योग्य स्थान हो वहां वह प्रवेश करे' । अग्नि वाणीके रूपसे मुंहमे घूसा । वायु श्वासका रूप धारण कर नथुनोंमें घूसा । सूर्य दृष्टिरूपसे आंखोंमे प्रविष्ट हुआ । दिशा श्रवणशक्तिका रूप धारण कर कानोंमें प्रविष्ट हुई । औषधि—वनस्पति बालोंका रूप धारण कर त्वचाके अन्दर जा बैठी । चन्द्रमा मनका रूप ले हृदयनें विराजमान हुआ । मृत्यु अपानवायु बन नाभीके

बीचमें जा बैठा और पानी वीर्यका रूप धारण कर शिश्नमें जा पधारा। (५) आत्माको भूक और प्यास कहने लगी 'हमारीभी व्यवस्था करिये'। उसने कहा 'तुमकोभी इन्ही आठ देवताओंके समान भाग देता हूं; तुमको इनकी बहिन बनाकर छोडता हूं।' इसी लिये जब किसी देवताको हविर्भाग दिया जाता है तब वे दोनों भूक और प्यास उसके साक्षीदार बनते हैं।

इति द्वितीयः खंड



॥ स ईक्षत—इमे नु लोकाश्च लोकपालाश्च, अन्नमेभ्यः सृजा—इति ॥ १ ॥ सोऽपोऽभ्यतपत्, ताभ्योऽभितप्ताभ्यो मूर्तिरजायत; या वै सा मूर्तिरजायत, अन्नं वै तत् ॥ २ ॥ तदेतदभिसृष्टं नदत् पराङत्यजिघांसत्। तद् वाचाऽजिघृक्षत्, तन्नाशक्नोद् वाचा ग्रहीतुम्; स यद् हैनद् वाचाऽग्रहैष्यत्, अभिव्याहृत्य हैवान्नमत्रप्स्यत् ॥ ३ ॥ तत् प्राणेनाऽजिघृक्षत्, तन्नाशक्नोत् प्राणेन ग्रहीतुम्; स यद् हैनत् प्राणेनाऽग्रहैष्यत्, अभिप्राण्य हैवान्नमत्रप्स्यत् ॥ ४ ॥ तच्चक्षुषाऽजिघृक्षत्, तन्नाशक्नोच्चक्षुषा ग्रहीतुम्; स यद् हैनच्चक्षुषाऽग्रहैष्यत्, दृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ५ ॥ तच्छ्रोत्रेणाऽजिघृक्षत्, तन्नाशक्नोच्छ्रोत्रेण ग्रहीतुम्; स

यद् हैनच्छ्रोत्रेणाऽग्रहैष्यत्, श्रुत्वा हैवान्नमत्रप्स्यत् ॥ ६ ॥ तत् त्वचाऽजिघृक्षत्, तन्नाशक्नोत् त्वचा ग्रहीतुम्; स यद् हैनत् त्वचाऽग्रहैष्हत्, स्पृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ७॥ तन्मनसाऽजिघृक्षत्, तन्नाशक्नोन्मनसा ग्रहीतुम्; स यद् हैनन्मनसाऽग्रहैष्यत्, ध्यात्वा हैवान्नमत्रप्स्यत् ॥ ८ ॥ तच्छिश्नेनाऽजिघृक्षत्, तन्ना शक्नोच्छिश्नेन ग्रहीतुम्; स यद्हैनच्छिश्नेनाऽग्रहैष्यत्. विसृज्य हैवान्नमत्रप्स्यत् ॥ ९ ॥ तदपानेनाऽजिघृक्षत्, तदाऽऽवयत्; स एषोऽन्नस्य ग्रहो यद् वायुः, अन्नायुर्वा एष यद् वायुः ॥१०॥ स ईक्षत—कथं न्विदं मदृते स्यात्—इति । स ईक्षत कतरेण प्रपद्या—इति । स ईक्षत—यदि वाचाऽभिव्याहृतम्, यदि प्राणेनाभिप्राणितम्, यदि चक्षुपा दृष्टम्, यदि श्रोत्रेण श्रुतम्, यदि त्वचा स्पृष्टम्, यदि मनसा ध्यातम, यद्यपानेनाऽभ्यपानितम्, यदि शिश्नेन विसृष्टम्, कोऽहम्?—इति ॥ ११ ॥ स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत, सैषा विदृतिर्नाम द्वाः. तदेतन्नान्दनम् । तस्यत्रय आवसथास्त्रयः स्वप्नाः; अयमावसथोऽयमावसथोऽयमावसय इति ॥ १२ ॥ स जातो भूतान्यभिव्यैख्यत्,किमिहान्यं वावदिषत्—इति । सएतमेव पुरुष ब्रह्म ततममपश्यत्—इदमदर्शम्-इति ॥ १३ ॥ तस्मादिदंद्रो;

**नामेदंद्रो ह वै नाम; तमिदंद्रं संतमिंद्रमित्याचक्षते परोक्षेण; परोक्षप्रिया इव हि देवाः, परोक्षप्रिया इव हि देवाः ॥ १४ ॥**

इति तृतीय खंड

( १ ) आत्माके मनमें आया कि लोक और लोकपालोंके लिये अन्न उत्पन्न करना चाहिये। ( २ ) उसीने अबूलोक बहुत तपाया। उसके तपतेही उसमेंसे एक मूर्ति पैदा हुई। वही मूर्ति जो पैदा हुई अन्न था। वह अन्न चिल्लाकर पीछे हटा और भागनेके इरादेपरा तत्पर हुआ। वह उसको जिह्वासे पकडने लगा पर न पकड़ सका। यदि वह उसको जिन्हासे पकड़सकता 'अन्न' कहतेही उसकी तृप्ति हो जाती। वह उसको श्वाससे पकड़ने लगा किन्तु न पकड़ सका। यदि वह उसको श्वाससे पकड सकता श्वास लेनेसेही उसकी तृप्ति हो जाती। वह उसको आंखसे पकडने लगा किन्तु न पकड सका। यदि वह उसको आंखसे पकड सकता अन्नको देखनेसेही उसकी तृप्ति हो जाती। वह उसको कानसे पकड़ने लगा किन्तु न पकड़ सका। यदि वह उसको कानसे पकड सकता अन्नकी बात सुनकरही उसकी तृप्ति हो जाती। वह उसको त्वचासे पकडने लगा किन्तु न पकड़ सका यदि वह उसको त्वचासे पकड़ सकता अन्नको स्पर्श करतेही उसकी तृप्ति होजाती। वह उसको मनसे पकडने लगा किन्तु

न पकड सका। यदि वह उसको मनसे पकड सकता अन्नका ध्यान करतेही उसकी तृप्ति होजाती। वह उसको शिस्नने पकडने लगा किन्तु न पकड सका। यदि वह उसको शिस्नसे पकड सकता अन्नको शिस्नसे बाहर छोड देनेसे उसकी तृप्ति हो जाती। वह उसको मुंहसे उठाने लगा और उसको पकडनेमें विजयी हुआ। जो मुंहसे अन्दर और बाहर जाता है वही अन्न लेनेवाला वायु है। वही अन्न चौकीदारी करता है। आत्मा मनमें सोचने लगा। "यह मेरे सिवाय कैसा रहेगा ?' वह कहने लगा कि 'कौन द्वारसे इसमे घूसें'। उसने सोच किया 'यदि मुक्तको वाणी वर्णन कर सकेगी, श्वास ग्रहण कर सकेगा, आंख देख सकेगा, कान सुन सकेगा. त्वचा स्पर्श करेगी, मन चिन्तन कर सकेगा, मुंह भक्षण करेगा, मेरा क्या महत्व है' ? । वह वही मर्यादा विदीर्ण कर उस राहसे अन्दर प्रविष्ठ हुआ। बह 'विदृति' नामका द्वार है। वही आन्ददायक निवासस्थान है। उसके रहनेके तीन स्थान थे। उसकी तीन सुप्तवस्था थी। यह एक; यह दूसरी; यह तीसरी; ऐसा ऐश्वर्यसम्पन्न होनेपर उसने भूतोको देखा। और कहा 'मेरे सिवाय औरभी भूत अधिकारी है ऐसे कौन कहेगा' ? उसको यही पुरुष उत्तम ब्रह्म दिखाई दिया। 'इसको मैं देखा' ('इदं अदर्शम्) ऐसा उसने कहा। (१४)

इस लिये इसको देखनेवाला ( इदद्रं इदं द्रष्टा ) प्रत्यक्षमें 'इदन्द्र' हुआ वह इदन्द्र होते उसका सच्चा नाम छुपाकर उससो 'इन्द्र' के नामसे सम्बोधन करते हैं। क्यों कि देव परोक्षप्रिय हैं। उनको गुह्य नाम प्रिय होता है। देव परोक्षप्रिय है। देव परोक्षप्रिय है।

इति तृतीयः खंडः.

॥ इति ऐतरेये द्वितीयारण्यके चतुर्थोऽध्यायः उपनिषत्सु प्रथमोऽध्यायः हरिः ॐ ॥ पुरुषे ह वा अयमादितो गर्भो भवति। यदेतद् रेतस्तदेतत् सर्वेभ्योऽगेभ्यस्तेजः संभृतमात्मन्येवात्मानं बिभर्ति। तद् यदा स्त्रियां सिंचति, अथैतज्जनयति, तदस्य प्रथमं जन्म ॥ १ ॥ तत् स्त्रिया आत्मभूयं गच्छति, यथा स्वमंगं तथा; तस्मादेनां न हिनस्ति, साऽस्यैतमात्मानमत्र गत भावयति ॥ २ ॥ सा भावयित्री भावयितव्या भवति; तं स्त्री गर्भं बिभर्ति। सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेऽधिभाव यात। स यत् कुमारं जन्मनोऽग्रेऽधिभावयति, आत्मानमेव तद् भावयत्येषां लोकानां संतत्यै। एवं सन्तता हीमे लोकाः; तदस्य द्वितीयं जन्म ॥ ३ ॥ ऽसोस्याऽयमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते अथाऽस्याऽयमितर। अथाऽस्याऽयमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति, स इतः प्रयन्नेव पुनर जायते; तदस्य तृतीयं

**जन्म ॥ ४ ॥ तदुक्तमृषिणा–गर्भे नु सन् नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा। शतं मा पुर आयसीररक्षन्नधः श्येनो जवसा निरदीयम्—इति। गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच ॥५॥ स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्याऽमुष्मिन् स्वर्गे लोके सर्वान् कामनाप्त्वाऽमृतः समभवत् समभवत् ॥ ६ ॥**

प्रथम अध्यायका तृतीय खण्ड समाप्त।

हरिः ॐ प्रथम पुरुषके शरीरमें गर्भ उत्पन्न होता है। सारे अङ्गमें जमा हुआ तेज वही वीर्य है और उसको पुरुष अपने शरीरमें धारण करता है। वह वीर्य जब स्त्रीके देहमें छिडका जाता है तब गर्भरूपसे उसकोही पुरुष फिर उत्पन्न करता है। वही उसका पहला जन्म है। वह स्त्रीके देहमें उसके अङ्गके भागके समान मिल जाता है इसी कारण स्त्रीको उसकी बाधा नहीं होती। स्त्री ऐसा समझती है कि पुरुषका आत्माही मेरे शरीरमें प्रविष्ट हुआ है ऐसा समझनेसे वह सन्मान पाती है। बच्चेके जन्मके प्रथम और पश्चात्भी वह पुरुष बच्चेपर प्यार करता है। अपने प्राणपर जितना उसका प्रेम रहता है उतनाही प्रेम बच्चेपरभी करनेसे सृष्टिकी परम्परा जारी रहती है। इस प्रकार इस सृष्टिका विस्तार होता है। यही विस्तार

इसका दूसरा जन्म। बालकका आत्मा पुण्य कर्मोंके लिये अपने पिताके शरीरमें अधिष्ठित होता है। और उसका खास आत्मा अपने जन्मकर्मको समाप्त कर और वृद्ध होकर मृत होता है. यहांसे निकल जानेवाला--अर्थात् मरनेवाला—वही आत्मा जब फिर जन्म लेता है वही उसका तीसरा जन्म। यही ऋषिने (वेदोंमें) कहा है। "मैं गर्भमें रहतेही इस देवके सब जन्म जान लिये। लोहके सौ किलोंने मेरी रक्षा की। मैं चील बनकर वेगसे बाहर निकल भागा"। गर्भमें शयन करनेवाले वामदेवने ऐसा कहा। इस प्रकारका ज्ञानी वामदेव शरीरका अन्त होनेपर स्वर्गमें गया और वहां अपनी सब इच्छा पूर्ण करके अमर हो चुका।

इति प्रथमः खंडः

**इति ऐतरेये द्वितीयारण्यके पंचमोऽध्यायः उपनिषत्सु द्वितीयोऽध्यायः ॥ हरिः ॐ ॥ कोऽयमात्मेति वयमुपास्महे;—कतरः स आत्मा!—येन वा रूपं पश्यति, येन वा शब्दं शृणोति, येन वा गन्धानाजिघ्रति, येन वा वाचं व्याकरोति,**

येन वा स्वादु चाऽस्वादु च विजानाति ॥ १ ॥ यदेतद् हृदयं मनश्चैतत् संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः संकल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवंति ॥ २ ॥ एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पंच महाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणिव बीजानीतराणि चांडजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः पुरुषा हस्तिनो यत् किंचेदं प्राणि जंगमं च पतत्रि च यच्च स्थावरं सर्वं तत् प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितम् । प्रज्ञानेत्रो लोकः, प्रज्ञा प्रतिष्ठा; प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥ स एतेन प्रज्ञेनात्मनाऽस्माल्लोकादुत्क्रम्याऽमुष्मिन् स्वर्गे लोकेसर्वान् कामानाप्त्वाऽमृतः समभवत् समभवत्; इत्योम् ॥ ४ ॥

## द्वितीय अध्याय समाप्त

हम ऐसे विचारमें चक्कर खा रहे हैं कि "यह आत्मा कौन है"?

वह आत्मा कौन है जिससे मनुष्य वस्तुमात्रको देखता है, अवाजको सुनता है, जिससे मनुष्य वास लेता है, जिससे वाणीद्वारा वह स्पष्ट उच्चार कर सकता है और जिससे उसको मीठा या कडवा स्वाद मालुम होता है। हृदय, मन, संज्ञान, अज्ञान, बुद्धि, धारणाशक्ति, चातुर्य, धैर्य, विचारशक्ति, स्वतन्त्र विचार, सत्त्वशीलता (जूति), स्मृति, सङ्कल्प, ऋतु, असु, कामना और सत्ता ये सब प्रज्ञानके नाम हैं। ब्रह्मा, इन्द्र, प्रजापति इत्यादि सब देव, पृथिवी, वायु, आकाश, पानी और तेज यह पञ्च महाभूतगण, क्षुद्र भूतोंके साथ मिले हुए अन्य बीज; अण्डोंसे तथा गर्भसे या पसीनेसे उत्पन्न होनेवाले सब जीव, जमीन फोडकर बाहर निकलेवाले 'उद्भिज्ज' पदार्थ, घोडे, धेनु, मनुष्य, हाथी, श्वासोच्छ्वास करनेवाले, पंखसे उडनेवाले, चलनयुक्त होनेवाले, स्थिर रहनेवाले और बुद्धिके जोरसे चलनेवाले सब प्राणी इन्होंका प्रज्ञानही आधार है। प्रज्ञानका प्रारम्भ वही ब्रह्म। वह प्रज्ञावान् ऋषि आत्माके साहाय्यसे स्वर्गलोकको गया और वहां अपनी सब इच्छा पूर्ण करके अमर हो चुका। अमर हो चुका। ॐ

**છઠ્ઠા મસલા**—નો ઝઘડો એ છે કે, જીવ તથા ઇશ્વરમાં ફરક છે કે નહિ? મુસલમાનો તો સઘળું ખુદાથીજ માને છે હીન્દુઓમાં વશિષ્ટા અદ્વૈત તથા કેવળ અદ્વૈત તથા દ્વૈત વિગેરે બાબતનો મતભેદ છે આગાખાની ધર્મશાસ્ત્રે આ સંબંધમાં કાંઇપણુ ખુલાસાથી લખ્યું નથી; પરંતુ લગભગ સઘળું ઇશ્વરથીજ હોવાના કાયલ છે.

**જવાબ:—**

છઠ્ઠા પ્રશ્નમાં જીવ તથા ઇશ્વરમાં ફરક છે કે નહી? એમ હિન્દુ શાસ્ત્ર પ્રમાણે મતભેદ છે, એમ કોઇને પુછીને લખતા લાગે છે, ત્યારે ઠોકીમારે છે કે, ઇસ્માઇલી શાસ્ત્રમાં આ બાબતમા કાંઇ નથી.

પંડિતજી સુઝમાં રોઝા ખોલો છો, તમોને ઇસ્માઇલીયા શાસ્ત્રનો ખ્યાલ હતે તો ખાત્રી થતે કે, ઇસમાઇલીયા પીરોનું મહાત્મ આ અઘરા વિષય માટે ખાસ ભંડારરૂપ છે. સંસ્કૃત કે અરબી ગ્રંથોમાં હોઇ જે ગુજરાતી વિગેરે જાણુનારને દુર્ઘટ છે. એવા શાસ્ત્ર મથનમાં ઇસમાઇલીયા પીરોએ અવધી કરી સરળતાથી જીવ અને શિવની એકતાનો પાઠ શિખવ્યો છે, જે સમજણની છેલ્લી ડીગ્રી છે. **પીર શમ્સ**ના વૃતાંત તથા **મનસુર**ની હકીકત અને એવા પુષ્કળ સિદ્ધાંતો સમજાવનારજ ઇસમાઇલી શાસ્ત્ર આશીરવાદરૂપ છે, અને "તે વસ્તુની પ્રાપ્તી માટેજ ઇસમાઇલીયો તમારા ગમે તેવા ભાષણોની કે વિરૂદ્ધતાની દરકાર કરતા નથી. ઇસમાઇલી શાસ્ત્ર દુન્યાની સપાટી ઉપરના ધર્મોમાં જ્ઞાનના ચાર તબકકામાંથી ત્રીજા તબકકાથી શરૂઆત

કરે છે, અને ચોથા તબક્કામાં જીવ–શીવની એકતા એવી અસરકારક રીતે સિદ્ધ કરે છે કે, જેના નાટે દુન્યાભરના ડાહ્યા પુરૂષો તેનાં શિક્ષણના દાખલા લીયે છે, **મૌલાના રૂમી, નાસર ખુશરૂ** વિગેરે ફારસી ગ્રંથોનું ચલણ બંગાળામાં થયલા સ્વામી **રામતીર્થ**નાં હિમાલયની ટેકરીપરનાં એકાંતવાસના અભ્યાસમાં જળવાયા હતા, તે ઇસમાઇલી મહાત્માઓના હાથે લખાયેલા જગત શિક્ષણના મહાન અને પુજ્ય ગ્રંથો છે, ત્યારે ગુજરાતી ભાષા જાણનાર માટે **પીર સદરદીન, હસન કબીરદીન, પીર તાજદીન, પીર શમ્સના** નુરવાણુ, ગુરવાણુ, જોગવાણુ, મન સમજ્નણી વિગેરે ગ્રંથોનો અભ્યાસ કરો તો પછી વેદનો ઝુંડો ઉપાડવાને બદલે સતપંથ શાસ્ત્રો માટેજ મગરૂરી મેળવશો, જો તમોને સત્ય પસંદ હોય તો, જો તમો બીજાની નહિ પણ તમારીજ મુક્તિ માંગતા હો તો.

**સાતમો મસલો**—અનાદી પદાર્થો કેટલા છે તેનો છે. મુસલમાનો એક. હીન્દુ ત્રણ (એટલે ઇશ્વર, જીવ તથા પ્રકૃતિ) ખ્રીસ્તીઓ ત્રણ જૈનીઓ સઘળા જગતને અનાદી માને છે. આગાખાનીઓને આ મસલા સંબંધે કાંઇ જ્ઞાન નથી તેમ તેમણે આ મસલા સંબંધમાં કાંઇ લખ્યું પણ નથી; પરંતુ તેઓ એક ખુદાને અનાદી માને છે, પણ તેમની કોઇ કોઇ કીતાબોમાં ખુદાની પણ હદ રાખી છે.

**જવાબ:—**

સાતમા પ્રશ્નની બાબતમાં, **અનાદિ** શું છે. તેમાં પોતાનું આર્યસમાજીપણું હિન્દુ શાસ્ત્રના નામે લખે છે, અને અનાદી પદા-

થોમાં, ઇશ્વર, જીવ, પ્રકૃતિ, એમ ત્રણની માનીનતા બતાવે છે. પણ હિન્દુ શાસ્ત્ર મુજબ નહિ! પણ પાછળથી આર્યસમાજીઓએ એકેશ્વર વાદનાં વિરૂદ્ધ માથું ઉચકવાના હથીયાર રૂપ ઉભું કરેલું છે, અને આવી માનીનતાના બાહ્ય સ્વરૂપ ઉપર પોતાને ભુલાવામાં નાંખી બીજાને ઇશ્વરનું એકેશ્વરવાદપણું ભુલાવાનું મથે છે.

જો કે જ્યાં જ્યાં ઇશ્વરનું એકેશ્વરપણું માનવામાં આવે છે, ત્યાં પછી હિન્દુ કે મુસલમીન એવો મતભેદ રહી શકતો નથી, અને વેદનાં સુત્રમાં સ્પષ્ટ એકેશ્વરવાદનું સુત્ર એ છે કેઃ—

**एकोऽहं बहुस्थाये प्रजायां.**

**અર્થ**:—હું એક છું અને બહુ થાઉં, એ રીતે ઇશ્વર એક છે અને બહુ થવાપણું તે એ પણું નહીં, અને મુસલમાન શાસ્ત્ર પણ એમ સમજાવે છે કેઃ—

**વાહદહુ લાશરીક.**

**અર્થ**:—ખુદા એક છે, પણ બેપણું નથી.

આ માનીનતાઓની વિરૂદ્ધ જનારા આર્યસમાજી, બાબી પંથવાળા, ખ્રીસ્તીઓ પણ છે, અને જ્યાં જ્યાં એકેશ્વરપણા વિરૂદ્ધ ત્રણને માને છે, તેઓ બધા હિન્દુ અને મુસલમીનની વિરૂદ્ધ જનારાઓ છે, અને એ બાબતમાં ઇશ્વરના સર્વ શક્તિમાનપણાને માનનારા નથી, એટલે ઇશ્વરમાં ખામી જોનારા છે. મુસલમીન શાસ્ત્રમાં એવી આસ્થા રાખનારાને કાફુર અથવા મુશરીક ગણે છે, અને ખુદાના કામમાં ખામી ગોતનારા શેતાનના દાખલાથી તેમ માનતા

શેકે છે. ત્યારે ઇસમાઇલી શાસ્ત્રે એ બાબતમાં વિશાળ સમજ પુરવાર કરી છે, અને તે ઉપરથી ત્રણ શકિત માનનારા કયાં ભુલે છે તે સમજાઇ જાય છે, અને તેટલા માટે નીચે થોડુંક વિવેચન આ પ્રસંગે આપવું ઉચીત સમજીએ છીએ



# ત્રિગુણી શક્તિનું અનાદિપણામાં એકતા.

જેમ ઇશ્વર, જીવ અને પ્રકૃતિ એ ત્રણ શકિત આ જગત ઉત્તપતિનું મંડાણ છે, એમ તો આપણને પહેલે સ્વીકારવુંજ જોઇએ. આ બાબદના દ્રષ્ટાંતમાં કુંભાર, ચાકડા અને માટીનો પીંડો, એમ એની માન્યતા પુર્ણ કરનારા લાવે છે, અને ખુલાસો કરે છે કે, ચાક અને માટીના પીંડ વગર ઇશ્વર કાંઇ કરી શકતો નથી, એ ઉપરથી ઇશ્વર ( કુંભાર ), જીવ (ચાક), અને પ્રકૃતિ (પીંડ) એ ત્રણ વસ્તુ અનાદી છે એમ માને છે.

હવે જો એજ દાખલો પુર્ણોપમા માનતા હોય તો એમાં ચૈતન્ય તો એક ઇશ્વર કુંભારમાંજ સિદ્ધ છે, કારણ કે માટીનો પીંડો કે ચાકમાં કુંભારને લાવવાનું ચૈતન્ય નથી, પણ કુંભાર બીજી બે વસ્તુ લાવી શકે એ માનવા યોગ્ય છે, તો પછી કુંભાર, ચાક, ને પીંડો (મીટી) જો જગત (આકાર)ની ઉતપત્તિના મંડાણ પ્રસંગે તો

હોવાજ જોઇએ, પણ તેથી તે અનાદીપણું આદિ (શરૂઆત) છે. પણ આ વિના આદિ (અનાદિ) એકલો કુંભાર કહેવો પડશે, કારણ કે ચૈતન્ય એમાંજ છે, તેમ કુંભાર પોતાના કાર્યની શરૂઆત વખતે ચાક અને પીંડ તૈયાર (આદી) રાખ્યા વગર પોતાનું કાર્ય કરી શકતો નથી, અને એ તેની અશક્તિ ગણવી એ એક મતમતાંતર અથવા કુતર્ક છે, પરંતુ તેના કાર્યના સાધન હોવા છતાં, અને તે વગર નથી કરી શકતો એમ માનવા છતાં પણ આપણે દીર્ઘદ્રષ્ટિ કરીશું તો પોતામાં રહેલા ચૈતન્યવડે એક કુંભાર ચાક અને પીંડ વગર તેને બદલે બીજા સાધનથી પોતાનું કાર્ય કરવાની શકિત છે, અને એ ઉપરથી એટલુંજ સિધ કરી શકાએ કે કૂંભારે પોતે ધારણ કરેલા સાધનથી તેના વગર તેને નથી કરી શકતો એમ ખામી ગણીએ તેના કરતા તે સાધનો વગર બીજા સાધનોથી પોતાનું ધારેલું કામ કરી શકે છે, એવા ચૈતન્યવડે તે શકતીમાન છે, અથવા તે સ્વાય સ્વતંત્ર છે, એવી તેની સ્થીતિ કોઈ પણ રીતે ઘટતી નથી. દાખલા તરીકે એક માણુસ પગ અને હાથ વગર પણ બીજા પાસેથી પોતાનું કાર્ય કરી શકે એવો હોય, તેને હાથ, પગ વગરની ખામીવાળો ગણતાં કાર્ય સાધવાની અશકિતવાળો ગણતાં આંચકો ખાવો પડે તેવીજ રીતે પોતેજ મુકરર કરેલા સાધનો વિના તે કાર્ય કરી શકે એવી શકિત ધરાવનારને સાધનની જરૂરતથી તકત માનવો તે તેની શકિતને ગેરઇન્સાફ કરનારૂં છે, તાતપર્ય એ છે કે, ઇશ્વરે પોતાની સ્વતંત્ર સતાવડે જીવ અને પ્રકૃતિના સાધનો ઉત્પતિના મંડાણ માટે મુકરર કર્યાં છે, અને તેની એક લીલા માત્ર

છે, જેમાં ભૂલવા કરતાં તેની રચના વડે તે વધુ વખાણ અને શકતીવંત સાબેત થાય છે.

નીચેના આકાર વડે તે દ્રષ્ટાંત સહેલું થઈ પડશે, કે, વચલી અખંડ લીટી તે ઇશ્વરનું અનાદીપણું બતાવનારી છે. ત્યારે આદી
મંડળના સાધન તરીકે જીવ અને પ્રકૃતીનાં
સાધનો છે ક જેના ઉપરથી જગતની
તમામ ઉત્પતિ કરી છે છતા તે ત્રણનું આ-
દી વખતે એક સરખુ સમજાવવાથી ઇશ્વર-
નું અનાદીપણું ખંડી ત થતું નથી.




આ મુજબ હવે એક વૃક્ષનું દ્રષ્ટાંત લો કે, મુળમાં એ, તત્વ પોષણ કરનારૂં ચૈતન્ય ઇશ્વર. ને થડથી શરૂઆત (આદી) ગણતાં તેના સાથે મળેલા બે તત્વો વડે તે વૃક્ષ દરેક રંગરૂપમાં આગળ વધતું દેખાય છે અને આ વખતે થડમાં સમાયલા બાહ્ય તત્વો વગર મુળમાંથી પોષાતું એ બધાનું જીવન માત્ર એકજ ચૈતન્ય તત્વ છે કે જે બહાર દેખાતું પણ નથી, ત્યારે તેનો સળંગ વ્યવહાર વૃક્ષની ટોચે ફુટતાં કુમળાં અર્ધ ખીલેલાં પાત્રાની વચોવચ બારીક નજરે જોતાં હોય છે, અને આ રીતે આખાં વૃક્ષની બાહ્ય શરૂઆત

જમીનથી બહાર દેખાતા થડ ઉપરાંત જમીનમાં જીવનતત્વ પોષનારા મુળને મુકી દઇ જે થડમાં રહેલા સામટા તત્વોનેજ ઝાડ કહીયે તો કહી શકાય છે, પણ તેથી અંતરમાં રહેલી મુળની જીવન તત્વ પોષનાદી શક્તિ ખામીવાળી છે એમ કહેનારને અર્ધદગ્ધ સિવાય તત્વજ્ઞાનીઓ ખરૂ કહેનાર છે એમ ગણશે નહિ જો કે આ વિષય ઘણોજ સુક્ષ્મ છે, અને શાંત ચિત્તે તે તદન સરળ છે, ત્યારે ટુંકા વિચારથી તે માની લેનારાઓને પોતાના પેદા કરનારની અનંત અને **સર્વ** શક્તિમાન સ્વતંત્રતાને ભુલી જવાના કારણરૂપ ન નિવડે તેટલા માટે વધુ વિચાર અને ધીરજથી અવલોકન કરી ચકમ બનવાની જરૂર છે, કારણકે **ઇશ્વર, જીવ,** અને **પ્રકૃતિ** એ ત્રીપુટીની માનીનતા અનાદી માનવી કે આદી એ દરેક વ્યક્તિની સમજનેજ આભારી છે, ત્યારે વધુ વિચારશીલપણાથી જોતાં ઇશ્વરની અનંત સત્તા આગળ વેદ જ્યાં **નેતિજોતિ** એટલે તેના આગળ શું તે જાણતો નથી. એમ કહે છે. એ અનંત સત્તાને **એક** માનવી તે જેમ વેદના **અધીયાવાદ** તથા કુરાને શરીફના **વહદહુ લાશરીક** જેવા મહા વાકયને અનુસરતા હોઇને ઉચ્ચતા પ્રાપ્ત કરાવનારા છે, કારણકે **ઇશ્વર** એક સર્વ શક્તિમાન, અનંત અને સર્વવ્યાપક માનવાથી જે શાસ્ત્રો મુક્તિ આપનારા મનાયા છે, તેના ઉપર શ્રદ્ધા બેસાડે છે, અને તેમાંથી યોજેલે રસ્તે સદગુણી મનુષ્ય હતકત થાય છે, ત્યારે ત્રિપુટી માનનારાઓની હાલત આર્યસમાજી જેવી વેદનાં આડંબરવાળી પણ વેદ વિરૂદ્ધ બાબી અને કાદયાની જેવી મુસલમીન છતાં પેગમ્બર અને કુરાન વિરૂદ્ધ, તેમજ ઇસાઇ (ખ્રીસ્તી) જેવી

પણ ઇસાનાજ વિરૂદ્ધ વર્તન પ્રાપ્ત કરાવનારી થાય છે, એટલે કે ઇશ્વરની એકતા એ એક મનુષ્ય અને પ્રાણી માત્રમાં રહેલી ધોરી નસ જેવી છે કે જેમાંથી જીવન પ્રાપ્ત થતું જાય છે, ત્યારે અમુક જાતનાં પ્રથક પ્રથક કુવ્વતને શ્રેષ્ટ ગણનારની માફક તે પરિણામે અનાસ્થા ઉપર દોરવે છે. **વેદ, કુરઆન** અને જુના કરારી બાઇબલોના ગ્રંથો લોકોને ઇશ્વરની એકતા સમજાવી આસ્થીક બનાવી મુક્તિને ખરે રસ્તે લઇ જાય છે, ત્યારે તે ગ્રંથોના ઉપર વિશ્વાસ નહિ રાખી તેનાથી વિરૂદ્ધ પોતાની મુન્સફી પ્રમાણેની ગણત્રી અચોક્કસપણે ડહાપણના ગુમાનમાં અટકાવનારી થઇ પડે છે ઇશ્વર, ખુદા અને યહોવાહ એ એકજ છે, અને તે પોતાની જ્યોતિ, નુર, કે રોશની વડે આ દુન્યામાં લોકોને હિદાયત, બોધ કે ઉપદેશ કરવા ખાસ ગુરૂઓ, પેગમ્બર, કે પીર મુકરર કરે છે, એવી અમો સતપંથીઓની ખરી આસ્થા દરેક શાસ્ત્રનાં સારરૂપ છે અથવા ઇશ્વર, ખુદા, કે યહોવાહને ઓળખનારા છે, ત્યારે તેના વિરૂદ્ધ દ્રષ્ટાંત લાવવું, લખવું કે ઉપદેશ કરવો તે વેદ વિરૂદ્ધ, કુરઆન શરીફ કે જુના કરાર (બાઇબલ) વિરૂદ્ધ છે, અને એવી ગણત્રીમાં પંડિતજીની ત્રણ શક્તિની અનાદીની ગણત્રી હવે કયે રસ્તે દોડાદોડ કરે છે તે જોવાનું છે.

**આઠમો મસલો**—જે સઘળા ઝઘડાની જડ છે તે એ છે કે, મુક્તિ કેવી રીતે થઇ શકે છે? જૈનીઓ કર્મથી, મુસલમાન સફાઅતથી, ખ્રીસ્તીઓ કપ્ફારાથી, હીન્દુઓ ઉપાસના, જ્ઞાન, કર્મ વીગેરે ધોરણે, આગાખાની લોકો ની-

ચેની રસમોના ટેકસો આપવાથી; દસોંદ, સમર, ધુવા, નાંદી, હાથનો ચુંબન, કાંગવો. કંગવા, છાંટો, મોટું કામ વીગેરે અદા કરવાથી; એટલે મુકરર કરેલા રૂપીઆ દેવાથી. જુઓ સો ગીનાનની ચોપડી ભાગ ૨ જો પૃષ્ટ ૪૭ લીટિ ૮ થી ૧૪ સુધીમાં લખ્યું છે કે, જે પુરીદ સોંદ આપશે અને તન, મન, ધન ગુરૂના હુકમ પ્રમાણે જેણે સદક દીલથી આપ્યું હોય, તે સ્વર્ગ પામશે. મુમન ચેતવણીની ચોપડી પૃષ્ટ ૨ લીટિ ૧૩ પાઠ ૧૧ માં લખ્યું છે કે, લક્ષ ચોર્યાસી યોનીઓથી ત્યારેજ મુક્તિ મળશે, કે જ્યાં ખુદા સર આગાખાનના હુકમ પ્રમાણે અમલ કરશો; એટલે દસોંદ પોતાના ખુદાના મુખમાં આપો. દસોંદ આપશો ત્યારેજ સ્વર્ગ પામશો સો ગીનાનની ચોપડી ભાગ ૧ લો પૃષ્ટ ૮૯ લીટિ ૮ પાઠ ૩ અલીના ખાનદાનમાં દસોંદ આપશો એટલે આગાખાનને આપશો; ત્યારે સ્વર્ગ પામશો. સો ગીનાનની ચોપડી ભાગ ૨ જો પૃષ્ટ ૨૯ લીટિ ૧૬ થી ૧૮ સુધીમાં લખ્યું છે કે, ધર્મ તથા ધર્મનો ભેદ માત્ર દસોંદ આપવામાં સમાએલો છે. દસોંદ વિના મુક્તિ નથી. દસ અવતારના પુસ્તકના પૃષ્ટ ૧૫૨ લીટિ ૨૦ માં લખ્યું છે કે, જે પુરી દસોંદ દેનાર હશે; તે બાદશાહી કરી લેશે. સ્વર્ગમાં જશે. જન્નતપુરી નામના પુસ્તકના પૃષ્ટ ૧૫ લીટિ ૧૧ પાઠ ૭૮ માં લખ્યું છે કે, જે મુરીદ ખુદાની દસોંદ દેશે, તે સુખે સ્વર્ગ પામશે બુધ કથાના પૃષ્ટ ૧૬ લીટિ ૧૪ પાઠ ૨૩૮ માં લખ્યું છે કે, જે ખુદા તથા પી-

રને દસોંદ દેશે, તે સતી જતી જોગી છે અને સ્વર્ગ મેળવી શકે છે. સો ગીનાનની ચોપડી ભાગ ૧ લો પૃષ્ટ ૫૬ લીટિ ૧ થી ૨ પાઠ ૧૪ લખ્યું છે કે, સુક્રીત વિના મુક્તિ તથા સ્વર્ગ નહિ મળે. વાચક વર્ગ સુક્રીત શું છે? તે જુદી જુદી રસમો દ્વારા રૂપીઆ આગાખાની ખજાનામાં આપવા તે છે.

જવાબ:—

આઠમા પ્રશ્નની બાબદમાં પંડિતજીની આસ્થા ધર્મ ઉપર કે વેદ ઉપર નથી. તે સિદ્ધ કરે છે. કારણ કે તેઓ દસોંદ આપવાની બાબતમાં ટીકા કરે છે જો કે આ વિષે અમો **"ઇસમાઈલી ચાબુક નં. ૧ લો."** તથા **"આફતાબે હકીકત"** માં તથા **"ખુલ્લી ચીઠીનું ભોપાળું"** નામની બુકોમાં સવિસ્તાર જવાબ આપી ચુકયા છીએ તો પણ કહીશું કે, કોઇ ધર્મમાં ગુરૂને તન, મન, ધનથી પુજ્યા વગર મુક્તિ નથી એવું લખાયલું છે. વેદમાં પણ પાત્રને દાન આપવાનું, અને મુસલમીન શાસ્ત્રોમાં ખુમ્સ આ-પવાનું છે, અને તેજ મુજબ દસોંદ પણ, એક ધર્મગુરૂને આપવાની ફરજ જેઓ વેદ કે કુરઆને શરીફ ઉપર શ્રદ્ધા રાખનારા છે, તેઓ સમજે છે, પરંતુ જેઓ પંડિતજી માફક અનાસ્થિક છે, તેઓ પણ ધર્મની સંસ્થાને બહાને લોકોનું ભલું કરવાને બહાને પરમાર્થને બહાને પૈસો આપવામાં શું સારૂં કે મુક્તિ નથી માનતા? અને જો ન માનતા હોય તો શા માટે પોતાના ચીથળા જેવા

નીંદક પુસ્તકો છપાવવામાં મદદ ન કરનારાઓને વગોવે છે? માટે પંડિતજી એ તો કહેવત છે તેમઃ—

**વદાવ્યું વદે ને અણવદાડયું ફોક,**
**જે ચામડાના જોડા તે ચામડાની બોખ.**

મુજબ માનીનતા ઉપર આધાર છે, પરંતુ પૈસાની કે રૂપ્યાની જરૂર તો પછી, પરંતુ આર્યસમાજીના ગુરૂકુળમાં "**એક પાઇનું પણ દાન કરતી વખત**" ધ્યાન આપવાની તમારાજ આર્યસમાજીયોની જાહેર ખબરો વાંચો, અને પછી **દસોંદને** ગુરૂમુખે શાસ્ત્ર મુજબ અપાય છે, તેની નિંદા કરી પોતાને ઓળખાવો. ગમે તે રીતે દુનીયામાં તમારી ધારણા મુજબ આગાખાનીઓ ભોળા ભોળા છે, તેથીજ આગાખાનને પૈસો આપે છે એમ માનો છો, ને દયા ખાવ છો, પણ દુન્યામાં અણુસમજુ બાળક પણ પોતાની શ્રદ્ધા વગર એક પાઇ પણ આપતું નથી. જુઓને તમોએ ધર્મ દાન ઉપરથી આસ્થા ઉઠાડવા છતાં આર્યસમાજીઓની આસ્થા માટે એક પાઇ પણ મુકવા ગમતું નથી, ત્યારે "એતો ભુખના વડચકા" ની કહેવત જેવું છે. તમો લોકોને ભોળા ભોળા કરી પરમારથી દેખાવા કોશેશ કરો છો, પણ દીલગીરી છે કે, તમો તમારૂં મોઢું આર્યસમાજી આરસીમાં જોતા નથી?

•

પંડિતજી વેદીક વૃક્ષની ચોથા જમાનાની ટોચે પહોંચેલી શાખાઓ અથરવેદના વાતાવરણમાં ઝુલતી ફુલતી ફાલતી પોતાનો લાભ ફુરકાન વાટે ફેલાવતી જાય છે, ત્યારે તમો વેદનાં થડને બાઝી પડી

ફળ મેળવવાનાં વલખાં સમજાવવા નીકળ્યા છો, પણ તેમાં જીંદગીના છેડા સુધી, બીજાને તો પછી, પણ પોતાને પણ કંઇ ફાયદો કરી શકવાના નથી, એ સિદ્ધ છે:—

**"સતપંથ તજી ન સનાતની થયાં,**
**ન અહીંના રહ્યા ન તહીંના રહ્યા."**

ત્યાર પછી સતપંથ ધર્મનો તમાસો દેખાડનાર ખેલાડી તરીકે પ્રેક્ષકો સનમુખ પોતાની કેવી હાંસી કરાવે છે. તે પેરેગ્રાફ વાંચકો વાંચશો તો સમજાશે કે **સતપંથ**ના સિદ્ધાંતો કોઇપણ ધર્મના સત્ય સિદ્ધાંતના વિરૂદ્ધ નથી એજ તેની સત્યતા છે, ત્યારે દરેક ધર્મનાં સમજફેરના હિસાબે જે લોકો જમાનાના ગુરૂ (બ્રહ્મા) મહમદ સાહેબના સિદ્ધાંત ઉપરથી દાન આપનારા નથી, તે હિન્દુ હો કે મુસલમાન બધા નુકશાન ખમનારા છે, કારણકે વેદ અથવા હિન્દુ **ધર્મ મુજબ ચોથા જુગમાં ચોથા ગુરૂ (મંમ્) મહમદ સાહેબે ફરમાવેલ હદીશ મુજબ એહલેએત એટલે હ૦ અલીથી સીધી નસલે** અમારા નામદાર આગાખાન સાહેબની બૈત કબુલ કર્યા વગર મુક્તિ મળે નહિ કે જેને ચોથા જુગના અવતાર **નકલંક હ૦ મૌલાઅલી** ને અને તેના ૪૮ મા પાત્ર તરીકે પણ અમારા મુરશીદ ના. આગાખાનને માન્યા વગર વેદ અથવા કુરઆને શરીફ કંઇપણ લાભ આપે નહી એ અમારી માનીનતા છે અને તેજ મુજબ વેદ અથવા પુરાણથી અને કુરઆને શરીફ તથા હદીસથી પણ સિદ્ધ છે. પછી તેની યાદ ઇસમાઇલીયા શાસ્ત્રોમાં આપી હોય, તેને વખોડનાર પંડિત-

જીનો કયો ધર્મ છે, તે સમજાઇ જાય છે? હા, પંડિતજી અમારા નામદારને હ. મૌલાઅલીની સિધી નસલે ઉતરી આવનાર તરીકે ગણવામાં વાંધો ધરાવતા હોય તો તે તેમણે રજુ કરીને પછી કંઇ પણ કહેવું ઉચીત છે, પરંતુ વેદ,, પુરાણ, કુરઆન **અને બાઇબલ** એ ત્રણે મહાન ધારમીક માનીનતા પ્રબળ ગ્રંથોની સત્યત્તા, ઇસમાઇલીયા શાસ્ત્રોવડે જ્યારે અમારા ના. આગાખાન માટેજ સિદ્ધ કરે તો પછી પંડિતજીનો માત્ર બકબકારો નકામો અથવા દોશી છે.

બાઇબલમાં ઉતપતિ પ્રકરણમાં આદમના વંશમાં **નુર** પછી ઇબ્રામ (હ. ઇબ્રાહીમ પેગમ્બર) થયા તેને યહોવાહે કહ્યું છે કે, તારાજ પેટના દીકરાના વંશને હું દુનીયાના તમામ ભાગોમાં ઉત્તમ બનાવીશ, અને તેનાપર મારો આશીરવાદ છે. વિગેરે કે જે ઇબ્રામના પેટના દીકરા ઇસમાઇલના **વંશમાં અલી** થયા, અને તેના વંશમાં અમારા નામદાર આગાખાન યહોવાહના નુર રૂપે યાહુદી અને ખ્રીસ્તીઓને પણ પુજ્ય સિદ્ધ થાય છે, ત્યારે વેદીક ગણત્રી પ્રમાણે હાલના ચોથા કળીયુગમાં નકલંકી અવતાર કે જે રામના વંશથી કૃષ્ણ અને કૃષ્ણથી બુધ અને બુદ્ધના વંશથી **અલી નકલંકી** પણ સિદ્ધ છે, અને તેથી સ્પષ્ટ ગણત્રી ઇસમાઇલીયા શાસ્ત્રમાં **વિષ્ણુપુરી**માં દરશાવેલી પુડીઓમાં મૌજુદ છે, જે વેદીકરીતે પુરવાર છે. તે હિસાબે પણ નકલંકી મૌલા અલીની સીધી નસલે અમારા નામદાર સિવાય બીજો એવો એક પણ હૈયાત દાવેદાર ઇમામ (પાત્ર) નથી, ત્યારે કઇ રીતે પંડિતજી અમારા નામદાર વિરૂદ્ધ બોલવું દુરસ્ત સમજે છે. હા, શાસ્ત્ર ઉપર તો આસ્થા નથી, અને

તે એક ઇશ્વરની માનીનતાવાળા પણ નથી, પણ ઇશ્વર, જીવ અને પ્રકૃતી એ ત્રણને અનાદિ માનનારા હોવાથીજ તે સત્ય વસ્તુથી હદ બહાર વિરૂધ્ધ જવામાંજ જ્ઞાની માને છે, અને પોતાનેજ ડાહ્યા માનનારા આત્મશ્લાઘી આર્યસમાજીયોની ઇસિમાઇલી શાસ્ત્રમાં બતાવેલી ચોરાસીના ફેરામાં પડવાની સ્થીતી પંડિતજીની જીંદગીમાં કેવી પ્રાપ્ત થઇ છે, તે એમનાં પરમાર્થના સાહ્યા તળે ભટકવાની બાબત ઉપરથી અને ઠેકાણે ઠેકાણેથી હડધુત થયાની હકીકત ઉપરથી પણ પંડિતજી સમજતા નથી, ને ઇસમાઇલી શાસ્ત્રની સત્યતા ઉપર વિચાર કરવા મોઢું ફેરવી પીઠ જોતાં નથી.

પંડીતજી પોતાની લંબાણ અને અયોગ્ય લાહેરી પછી કેટલીક હકીકત તે ભાગોમાં જાહેરમાં આની છે, અને તેનો સંબંધ મુસલમીન વર્તમાન પત્રકારોના લખાણો સાથે છે, તેમાં કેટલુંક માથું મારે છે. હિન્દુ આગાખાનીઓને આર્ય સમાજી જેવા અનારથીક બનાવવા તથા વેદ વિરૂદ્ધ તોફાની બનાવવા બની શકી એટલી ચારે બાજુથી કોશેશ કરીને થાકેલા ને કંટાળેલાના હાથ હેઠા પડેલા સમજી મુસલમીન ભાઇઓને ફુગેલા દેડકા માફક પોતાની મહત્તા દેખાડે છે, અને મુસલમીનોનો હમદર્દીનો દાવો બતાવે છે, અને તેમ હકીકત લખતાં હિન્દુ આગાખાનીઓ માફક મુસલમાનોને પણ ભોળા સમજતા લાગે છે, પણ પંડિતજીના ગુરૂ દયાનંદે કુરઆન શરીફ વિરૂધ્ધ પ્રત્યક્ષ બાજરીઉ બાળી મુક્યુ હોવાથી પંડિજીના ફાંફાં કામે લાગે નહીં, એમ પંડિતજીએ પોતાના લેખ પછી પણ જોઇ લીધું હશે, છતાં અમો અજબ થઇએ છીએ કે મુંબઇમાં ૧૯૧૩ માં ના. આગાખાની વિરૂધ્ધ અંજુમને ઝીયા-

ઉક્ત ઇસ્લામના સુજ્ઞ આગેવાનોએ જે ચેલેંજ ઇસમાઇલી ફીરકાની હીમાયતમાં કરી હતી, ને મોઢું દેખાડયા વગર જે શરમીંદગી સાથે પંડિતજીને નાશી જવું પડયું હતું, તે પછી પંજાબ તરફના મુસલમાનોને ઠગવાનો ધંધો ચાલુ કરવો કેવળ પોતાનીજ નિર્બળતા સિવાય કંઇ નથી એમ નહિ સમજ્યા માટે પંડિતજી માટે અફસોસ ! **મૌલવી સનાઉલ્લા સાહેબ**નો પ્રગટ કરેલ પત્રની બાબતો પંડિતજીના ઇસ્લામના કોઇ પણ ફીરકા વિરૂધ્ધ જવા માટે એક તમાચો છે, છતાં પોતાનું મોઢું લાલમલાલ રાખયા જાવાં ફીકા પડી જતા હોઠથી ઉચ્ચરાતા શબ્દોમાં કંઇપણ ઇત નથી. એમ છતાં પંડિતજીની કોશેશ માટે દયા.

તા. ૧૨-૫-૧૯૧૧ નું જૈન શિયાળ પત્ર, તા. ૨૬-૫-૧૧ નું અલાહબાદ પત્રમાં કે હિંદુસ્તાન પત્રમાં આવેલી વિગતો પંડિતજી જેવા બળતરાખોરે કરેલી કોશેશનુંજ પરિણામ સિવાય કંઇ વધુ લાગતું નથી અને જો એવી પોતાને હાથે લખી મોકલાવેલી કાકલુદીની વીગતો બહાર લાવી. બહારથી જાણે તે પત્રકારો તરફની વિગત છે ને બધાને આગાખાની વિરૂધ્ધ લાગણી છે એમ દેખાડી કયાં ભોળા આગાખાનીઓને છેતરવા અથવા મુસલમીન ભાઇઓને ઉશ્કેરવા પંડિતજી મથે છે, તે સમજી શકાતું નથી. જો તે બાબતો પત્રકારો પોતા તરફથી લખે તો તેમાં લીડીંગ આરટીકલમાં હોવી જોઇએ પણ મળેલી વિગતોના તરીકેની પ્રસિધ્ધીજ તેની કીંમત અંકાવે છે, અને જાણે કેમ પંજાબના બધા પેપરો ના૦ આગાખાનના વિરોધી હોય, તેવો દેખાવ કર્યો છે, તે પંડિતજીને

પેપરે તમારા લખાણુને છાપવા જગા દીધી તેનેજ તમો જાહેરમાં અલાહેદા પુસ્તક વાટે વગોવવા નીકળો છો! તમારૂં કચરાની ટોપલીમાં પણ ગંધાઇ ઉઠે એવું આ પુસ્તકમાં તેવા પેપરોના નામને બટ્ટો લાગે અને એ હીસાબે **પ્રકાશ પત્ર** કે **ખ્રિસ્તી પત્રકારે** તટસ્થ થવા પકડેલી વાજબી વલણની પણ કીંમત-સુકા પાછળ લીલા-જેમ ધટી જવાનો ભય રહે છે, પરંતુ **કરઝન ગેઝેટ** પત્રની બાબતને નિર્લજ કાં ગણી છે! શું તેમાં તમારો પક્ષપાત છુપો રહેશે? માટે રહેવા દો પંડિતજી પક્ષપાતીપણે લખવું, તેના કરતાં ઘરમાં ગોદડું ઓઢીને સુઈ રહેવાથી તમારી શરમીંદગીભરી સીકલને સંતાડવાનું વધુ ઉત્તમ છે, પણ અમારી એ સલાહ તમો પક્ષપાતી નહીં રહો ત્યારેજ ગમશે, કારણ કે તમો તમારા આર્યસમાજીઓના દપકાથી પણ છાનામાના રહો! તેવા નથી.



## વળી પંડીતજી તમો જ્યારે પારકા ધર્મ માટે નીંદા કરો છો ત્યારે જુવો કે તમારી આર્ય સમાજી તોફાની ટોળી માટે વેદીક સનાતની હીંદુ કેવા ઉદગાર કાઢે છે તેના નમુનાઓ.

### નંબર પહેલો.

શાસ્ત્રાર્થ અને આર્યસમાજનો જય એ તો જાણે સમાજી પત્રો અને પંડિતોને લખવા તથા બોલવાં સહેલાં અને સોંઘાંસપરાંજ થઇ પડયાં છે, પણ કોઇ ઠેકાણે સીધી

રીતે સામા આવી વ્યવસ્થાપૂર્વક આર્યસમાજ તરફથી શાસ્ત્રાર્થ થયો હોય અને તેમાં સમાજનો જય થયો હોય એ તો આકાશ કુસુમવતજ છે.

**દયાનંદ-જીવન ચરિત્ર**-ઉર્દુમાં દલપતરાય સંકલિત છે, તેમાં પાને ૫૮, ૫૯ તથા ૬૦ મે લખેલું છે કે-દુર્ભાગ્યે અહીં મને એક મોટી એબ લાગી ગઈ-મને ભાંગ પીવાની આદત પડી ગઇ. કોઇ કોઇવાર એથી હું સર્વથા બેહોશ થઇ જતો હતો. તે એટલે સુધી કે ભાંગની નીશોમાં મદોન્મત અને બેહોશ થઇ આખી રાત કાઢી બેઠો હતો, સવારે એક સ્ત્રીએ મને દહીં આપ્યું તે હું ખાઈ ગયો, દહીં બહુ ખાટું હતું તેથી ભાંગની કેફ ઉતરવાની એક સારી દવા થઇ પડી " આગલે દિવસે ભાંગ પીધેલી તે બીજે દહાડે દહીં ખાધું ત્યારે નિશો ઉતરવાથી ભાનમાં આવ્યા; આવી રીતે ભાંગની નીશોમાં બહુધા બેભાન થઇ જનારાની બુદ્ધિ ભ્રાંતિથી અને દ્વેષાદિનની પ્રેરણાથી કેવા અનર્થ કરી બેઠી હશે, તે વિચારવાને સ્પષ્ટ સમજાય તેમ છે. વળી એજ જીવનચરિત્રના પાને ૨૭ મે દયાનંદ કહે છે કેઃ—" મને પૂરેપૂરો નિશ્ચય થઇ ગયો કે બ્રહ્મ હુંજ છું. " વળી પાને ૩૭-૩૮ મેં લેખ છે કેઃ—જે લોકોને પોતાની નજરે ગોવધ કરતાં અને ગોમાંસ ખાતા જોયા હતા, તેમની પાસેથી સીધું વગેરે લઇને પોતાના બ્રહ્મચારી પાસે રંધાવીને સ્વામીજીએ ખાધું. પાને

૬૪-૬૫ મેં લખેલું છે કેઃ—" હું એક ભયંકર જગામાં ઘુસી ગયો અને એક ઝાડ નીચે પડી રહ્યો, ત્યાં બે પહાડીઓ મને પોતાની ઝુંપડીમાં તેડી જવા માટે પોતાના એક સરદાર સાથે આવ્યા, પરંતુ તે બધા મૂર્ત્તિપૂજક હોવાથી તેમના ભોજનાદિ સત્કારનો મેં સ્વીકાર કર્યો નહિ. " વાહરે સત્કાર અને તિરસ્કારનો વિવેક અને વિચાર રાખનાર મહર્ષિજી ! ! ગોઘાતક અને ગોમાંસભક્ષક લોકોનું અન્ન સન્યાસીને ખપે નહિ, તે લેવા અને ખાવામાં બાધ ગણ્યો નહિ, અને મુશ્કેલીના વખતમાં પ્રેમપૂર્વક આદરસત્કાર કરનારા મૂર્ત્તિપૂજક હોવાથી તેમનો અનાદર કરવામાં આવ્યો; એ તો ખરેખર બુદ્ધિની ભ્રાંતિનો અંધકાર અને દ્વેષાગ્નિની પ્રેરણાનો ચમત્કારજ છે ! ! !

## નંબર ૨ જો.

**દયાનંદ કે રાક્ષસ ?**—વળી એ જીવનચરિત્રના ૫૬ મેં પાને દયાનંદ કહે છે કેઃ-" મને એક લાશ દરિયામાંથી તરતી મળી, હું તે મુડદું પકડીને કિનારે લાવ્યો. એ લાસ એક તેજ ચાકુથી મેં કાપવા માંડી. મેં કાળજું તેમાંથી કાઢી લીધું અને શરીર નાભિથી પાંસળી સુધી કાપ્યું; એવી રીતે શિર અને ગરદનનો પણ એક ભાગ કાપીને મારી સામે રાખ્યો. " બ્રહ્મચારી સન્યાસી અને મહર્ષિજી મહારાજ પોતાની પાસે તીક્ષ્ણ ધારના ચાકુ રાખે, અને દરિયામાં તણાતું

મુડદું પકડી તેને કાપે ચીરે; એ શું વેદવિહિત કર્મ છે ? આ ખટપટ, લીલા અને કુચેષ્ટા કરવા કરતાં તો સારી વાત એ હતી કે તે સબને દરિયામાં વહી જવા દેવું હતું.

## નંબર ત્રીજો.

૧૯૪ મે પાને ઈશ્વરને ત્રિકાલદર્શી કહેવો એ મૂર્ખતાનું કામ છે એમ લખ્યું છે. પણ ઈશ્વરને ત્રિકાલદર્શી ન માનવો, એ તો ખરે નાસ્તીકતાનું પરિણામ છે. આર્યાભિવિનયના ૭૬ મે પાને સ્વામીજીએ પોતેજ ઈશ્વરને ત્રિકાલદર્શી લખેલો છે. આવો પરસ્પર વિરોધ બે લેખોમાં આવવાથી અવશ્ય એક જગ્યાએ તેની ભૂલ અને મૂર્ખતાજ હોવી જોઇએ.

## નંબર ચોથો.

એવું સત્યાર્થ પ્રકાશના ૩૩૬ મે પાને લખનારાનું તો હૈયુંજ પુટેલું હોવું જોઇએ. મહર્ષિશ્રી ભગવાન વેદવ્યાસે ઉતરમીમાંસામાં જે જાનશ્રુતિને ક્ષત્રિય હોવાનું સારી પેઠે સિદ્ધ કરેલું છે, તેને શુદ્ર કહેનાર નામધારી મહર્ષિ દયાનંદ પોતેજ શુદ્રથી પણ નીચ કાપડી જાતનો હોવાથી તેને આવું ખોટું સુજ્યું છે.

## નંબર પાંચમો.

લ્યો વળી ન જાણતા હો તો જાણો, કે એ દયાનંદ ઋષી મહર્ષિ કે બ્રાહ્મણ તો નથીજ, પણ ચાતુર્વર્ણમાંયે

નથી; પરંતુ તે વર્ણશંકર જાતિનો છે. કહી દઉં છું કે તે કાપડી જાતનો છે.

## નંબર છ ઠો.

તથા પંડિત જીયાલાલજીએ પોતાના '**દયાનંદ છલ કપટ દર્પણમાં**' પણ લખ્યું છે કે:–' સ્વામીજી કીસી કાપડીકે પુત્ર થે ઔર ઇનકો બચપનમેં નાચનેકા અભ્યાસ થા'

## નંબર સાતમો.

દયાનંદ ભંગી હતો, દલપતરાયે છપાવેલા જીવનચરિત્રના ૫૮ મે પાને ચાંડાલગઢના વર્ણનમાં લખેલું છે કે—" માઠા નસીબે અહીં મને ભાંગ પીવાની ટેવ પડી ગઇ અને કોઇ કોઇવાર તો ભાંગ પીવાથી સર્વથા બેહોશ થઇ જતો હતો. " આવા ભંગીના લેખ અને કથનપર વિશ્વાસ રાખવો એ ડહાપણ નથી.

## નંબર ૮ મો.

સત્યાર્થપ્રકાશની ૧૮૭૫ ની આવૃત્તિમાંની ઘણી ખરી બાબતો ત્યાર પછીની આવૃત્તિઓમાં નથી અને ઘણો ફેરફાર સુધારો વધારો કરી નાંખ્યો છે, છતાપિ ભૂમિકામાં તો જણાવ્યા કર્યું છે કે ભાષાની શુદ્ધિ સિવાય કંઇ ફેરફાર કર્યો નથી, એ તે કેવી લબાડી અને નરાતાલ જૂઠાણું ? ! કબાડી વિના આવી લબાડી અને જૂઠનું તૂત મહર્ષિ હોય તો કરી શકે ?

## નંબર ૯ મો.

ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાના ૨૪ મે પાને લખ્યું છે કેઃ-પુરૂષને વેદની એવી આજ્ઞા છે કે, એ વિવાહિત વા નિયોજિત સ્ત્રીમાં દશ સંતાન સુધી ઉત્પન્ન કરે. એના પછીની બે લીટી ઉપરાંત લખે છે કેઃ—વિવાહિત પતિના મરવા કે રોગી થવાથી બીજા પુરૂષ વા સ્ત્રી સાથે સંતાનોના અભાવે નિયોગ કરે, અને બીજાના મરવા કે રોગી થવાથી વળી ત્રીજાની સાથે કરી લે; એ રીતે દશમા સુધી કરવાની આજ્ઞા છે. અહીં વિચારવાનું તો એ છે કે, પ્રથમ તો વેદની એ આજ્ઞા પ્રકટ કરી, કે જે સ્ત્રી સાથે નિયોગ કરે. તેમાં દશ સંતાન સુધી ઉત્પન્ન કરે. પછી એમ કહ્યું કે સંતાનોના અભાવમાં નિયોગ કરે. જ્યારે નિયોગની આજ્ઞા સંતાનોના અભાવમાં છે, તો પછી નિયોગથી દશ સંતાન સુધી ઉત્પન્ન કરવાં એ સર્વથા બુદ્ધિથી વિરૂદ્ધ છે. કેમકે એક છોકરો કે છોડી થવાથી માણસ સંતાન રહિત નથી થઇ શકતો, તો દશ સંતાન સુધી ઉત્પન્ન કરવાનું રહ્યું કયાં ! ! આવી રીતે નિરંકુશિત અને અબાધિત વ્યભિચાર અને સ્વેચ્છાચારની પ્રવૃત્તિની વેદ આજ્ઞા બતાવનારા દાંભિક દયાનંદને કોણુ મહર્ષિ કહેશે ? !

સત્યાર્થપ્રકાશના ૯૭ મે પાને લખેલું છે કેઃ-ઉત્તમ સ્ત્રી સર્વ દેશ તથા સવ જાતના મનુષ્યો પાસેથી ગ્રહણ

કરવી. આ આજ્ઞાનુસાર મુસલમાન, ખ્રીસ્તી, ઢેડ, ભંગી, ચમાર સુદ્ધાંતની રૂપાળી સ્ત્રી હોય તો તે પણ લેવી, એમ ઠર્યું. પરંતુ ખેદની વાત છે કે ડોળઘાલું દયાનંદીઓ જાહેર રીતે તેવો રોટીબેટીનો વ્યવહાર બધે ચલાવી ગુરૂની આજ્ઞાનું ગૌરવ વધારતા નથી. જો કે નાતજાતની નિંદા કરે છે, છતાંપિ નાતજાતમાંજ પરણવા પરણાવવાની દરકાર રાખે છે, તે કેટલી નાલાસીની વાત છે. માટે સાચા સુધારક આર્યસમાજીઓએ તો બેટાબેટી ઢેડ ભંગી ઇસાઇ કશાઇ વગેરેમાંથી ગુણકર્માનુસાર ઉત્તમ સ્ત્રી પુરૂષ જોઇનેજ પરણાવવાં એજ ઠીક છે.

## નંબર ૧૦ મો.

વળી પાને ૧૧૮ મેં લખ્યું છે કેઃ—પતિ સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય. તો પોતાની સ્ત્રીને રજા આપે કેઃ— “ હે સુભગે ! સૌભાગ્યની ઇચ્છા કરનારી સ્ત્રી ! તું મારાથી બીજા પતિની ઇચ્છા કર. કેમકે હુવે મારાથી સંતાનોત્પત્તિની આશા ન કરતી ” તેમજ સ્ત્રી પણ રોગાદિ દોષોથી ગ્રસ્ત હોઇ સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય, ત્યારે પે-તાના પતિને આજ્ઞા દે કેઃ-હે સ્વામિન ! આપ સંતાનોત્પત્તિની ઇચ્છા મારાથી છોડી દઇ કોઇ બીજી વિધવા સ્ત્રી સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરો. ફરી પાને ૧૧૯ મે લખ્યું છે કેઃ— વિવાહિત સ્ત્રી જો વિવાહિત પતિ ધર્મને માટે પરદેશ ગયો હોય તો આઠ વર્ષ, વિદ્યા અને કીર્ત્તિ સારૂ ગયો હોય તો

છ વર્ષ, અને ધનાદિ કામના માટે ગયો હોય તો ત્રણ વર્ષ વાટ દેખે, પછી નિયોગ કરી સંતોનોત્પત્તિ કરી લે, વિવાહિત પતિ આવે ત્યારે નિયુક્ત પતિ છુટી જાય. જો પુરૂષ અત્યંત દુ:ખદાયક હોય, તો સ્રીનેઉચિત છે કે તેને છોડીને બીજા પુરૂષ સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી એ વિવાહિત પતિનાં દાયભાગી (વારસ) સંતાન ઉત્પન્ન કરી લે. પાને ૧૨૦ મેં લખ્યું છે કે:-ગર્ભવતી સ્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરૂષ કે સ્રીથી ન રહી શકાય, તો કોઇની સાથે નિયોગ કરી એને માટે પુત્રોત્પત્તિ કરી દે.

જે દયાનંદની બુદ્ધિ, વિદ્યા, જ્ઞાન અને શક્તિ પર આર્યસમાજીઓ ગાજે છે, તે મહર્ષિની શિક્ષા અને ઉપદેશનો સંક્ષેપ અને નમુના ઉપર આપ્યા છે. વળી ખાતરી છે કે આવી વાહિયાત વાતોપર શ્રેષ્ઠ લોકો તો શું પણ નીચ લોકો પણ જરૂર ધિક્કાર અને ફીટકારની વૃષ્ટિ કરશે. ગર્ભવતી સાથે નિયોગ કરી તેને બીજો ગર્ભ ધારણ કરાવવાની તો આ અશ્રુતપૂર્વ અદ્ભુત વાત છે.

## નંબર ૧૧ મો.

**નમસ્તે=ન+મસ્તે** મસ્તક (માથા)માં કંઇ નથી, ખાલી શૂન્યકપાળી છે, એવું પરસ્પર એક બીજાને દયાનંદીઓ કહે છે તો યથાર્થ માથામાં નથી બુદ્ધિ, જ્ઞાન કે સારાસાર

વિચારશક્તિ; કે નથી કપાળમાં ગંધ, અક્ષત, કુકુંમ, ચંદન ભસ્મ કે તિલક; ખાલી શૂન્ય કપાળીજ છે, માથામાં ભુસુંજ ભરેલું છે.

## નંબર ૧૨ મો.

વળી યજુર્વેદ અ૦ ૨૧ મંત્ર ૬૦ માં દયાનંદજી પોતાના શિષ્યોને માટે લખે છે કેઃ–" પ્રાણ અપાનને માટે (**छागस्य**) બકરા સાથે અને વાણીને માટે મેંઢા સાથે તથા પરમ ઐશ્વર્યને સારૂ બેલની સાથે ભોગ કરો. " વાહ વાહ ! શી દયાળુતા, કેવી અદ્ભુત ફિલોસોફી ? ! હવે દયાનંદીઓને તો ખર્ચ પણ નહિ કરવો પડે ! અને લગ્ન કરવાની પણ જરૂર ન રહી. કેમકે પોતાના વેદની વિધિ વિરૂધ સ્ત્રીની સાથે ભોગજ નહિ કરે ઇચ્છા થશે કે બકરા ઘેટા યા બેલની સાથે ભોગ કર્યા કરશે ! ! !

## નંબર ૧૩ મો.

પોતે અસ્થિર મનના હોઇ ભાંગ પી ચકચુર થઇ બેહોશીમાં પડી રહેતા અને તરંગમાં આવે તેમ '**કહાંકી ઇંટ કહીંકા રોડા, ભાનમતીને કુનબા જોડા**' એની પેઠે વેદ, સ્મૃતિ કે પુરાણમાંના કોઇ પણ શ્લોકના પહેલા છેલ્લા કે વચલા ગમે તે ચરણનો હવાલો આપી તેની નીચે મનમાની ટીકા અને અર્થ લખી ઓઠવી દેશે કે, અમુક

વેદમાં ફલાણી સ્મૃતિમાં કે ફલાણા પુરાણમાં અમુક આ બાબત વિષે આમ કહ્યું છે.

## નંબર ૧૪ મો.

પાને ૨૮ મેઃ-ધન્ય એ માતા છે કે જે ગર્ભાધાનથી માંડીને પૂરી વિદ્યા થતાં સુધી સુશીલતાનો ઉપદેશ કરે. ગર્ભાધાનથી સંતાનને ઉપદેશ કરવો તો સર્વથા અસંભવ છે. તેનું એ ભંગડ ભાષ્યકારને ભાન નથી રહ્યુ! પાને ૨૯ મે પ્રસૂતા સ્ત્રી બાળકને ન ધવરાવે, અને દુધ રોકવા માટે સ્તનના છિદ્ર પર જેથી દૂધ સ્રવિત ન થાય તેવી ઔષધીનો લેપ કરે, સ્ત્રી યોનીસંકોચશોધન અને પુરૂષ વીર્યનું સ્તંભન કરે. મહર્ષિજી કેવો ધર્મોપદેશ કરી રહ્યા છે. ધન્ય છે નૈષ્ટિક બ્રહ્મચારી સ્વામીજીને!!! વળી પાછું યજુર્વેદભાષ્ય અધ્યાય ૮ મંત્ર ૫૧ ના પદાર્થમાં લખ્યું છે કેઃ-પુત્ર પોતાની માતાનું દૂધ પીયે કહો આ પરસ્પર વિરોધ છે કે નહિ?

ત્યાર પછી પંડીતજી **શું ઇસલામ પોતાની સફાઇ ચાહે છે?** એ મથાળા નીચે લખતાં કહે છે કેઃ—

મોહંમદી ભાઇઓ! જો આપ લોકો પોતાના પ્યારા મઝહબ અને કોમ વીગેરેથી, આ આરોપો ખસેડવા અને ડાઘો મટાડવા ચાહતા હો, અને ઈસલામને દરેક પ્રકારની ગલીચી તથા બદનામીથી પાક સાફ કરવાનું યોગ્ય ધારતા હો તો, ફાની મનુષ્યોનો આધાર તજી સર્વ શક્તિ-

માન તથા સર્વજ્ઞ ખુદાથી લાભની ખાહેશ તથા માંગણી કરો અને તેનીજ પાકજાતપર ભરૂસો કરી, ઇમાનને અગ્રપદ આપી તથા સમજી, આ નિરર્થક તથા બેહુદા ખ્યાલો ને તજી આપો; કે પાંચ સાતસો હીન્દુઓના જાહેરમાં મુસલમાન કહેવડાવવામાં, મુસલમાનો કોઇ ખાસ લાભ, માન, નામ કે ઇમાન નહિ મેળવી લેશે બલકે ખુદાને સર્વ વ્યાપક સમજી એવો નિર્ણય કરો કે જ્યારે કોઇ આગાખાની હીન્દુ મસજીદમાં મુસલમાન થવાને આવે તેની પાસેથી સ્ટામ્પ કે કોરા કાગળઉપર લેખી કબુલાત લખાવી લો. કે તેઓ ભવિષ્યમાં ખુદાને એક વાહુદહુ લાશરીક અને કુરાનના ત્રીશ સીપારાને પોતાની ધાર્મિક કીતાબ માની ઇસલામની શરીયત પ્રમાણે, શીયા કે સુન્ની જમાતમાં પોતાની જીંદગી બસર કરશે. અને આગાખાનને માણુસ સમજી ભવિષ્યમાં આગાખાન પરસ્તી નહિ કરશે તેમજ આગાખાની જમાતખાનામાં જશે નહિ અને કોઇ પણ આગાખાની રસમ અદા કરશે નહિ જો તેઓ તેવી લેખી કબુલાત આપને લખી આપે, તેને આપ વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ કરાવી આપો; તો તેને મુસલમાન થઇ ગયા એમ સમજો. અને તો આપે બેશક પોતાના ઇમાન તથા ઇસલામની બહેતરી કીધી નહિતર બીજી રીતે આપ બેશક દુન્યવી પોલિટિકલ લાભોને દ્રષ્ટિ મર્યાદામાં રાખી ઈમાન, કુરાન અને ખુદાને પીઠ પાછળ રાખો છો; કે

જેમ કરવું આપને કદીપણ લાભદાયક હોઇ શકતું નથી.

મેં હવે પાકો ઇરાદો કરી લીધો છે કે, હીન્દુ જાતી તથા હીન્દુ ધર્મને એવા દગલબાજોથી તદન ચોખી કરી નાખવામાં આવે; કે જેનું જાહેર કાંઈ અને બાતેન કાંઇ છે. તેટલા માટે આપ આગાખાનીઓએ યા તો પુરા હીન્દુ થઇ, આગાખાન પરસ્તી વીગેરે બીલકુલ તજી દેવી પડશે. અથવા તો હીન્દુઓથી જુદા થઇ, જે ચાહો તે કરો. લાસાની વેદિકધર્મ અને પવિત્ર હિંદુ જાતીને વિના કારણે બદનામ તથા ખરાબ ન કરો. મુસલમાન ભાઇઓથી આશા છે કે આપ લોકો પણ ખુદા, કુરાન તથા ઇમાનને અગ્ર ગણી મારી સાથે મળતા થઇ, તે ભોળા લોકોથી આગાખાન પરસ્તીને છોડાવી આપશો અને તેમની આગાખાન પરસ્તીમાં સહાયતા ન કરતાં, ઇસ્લામના તૌહીદના ડંકાને બદનામી તથા કાળા ડાઘથી બચાવી લેશો.

મુસલમાન ભાઇઓ ! હું ઘણાજ ખરા દીલ તથા શુદ્ધ મનથી આપને ખુલ્લેખુલું કહું છું કે, જો આપ લોકો મારા અભિપ્રાય પ્રમાણે અમલ કરી આગાખાનીઓથી, આગાખાન પરસ્તીની શીર્ક તથા કુફર ભરી ટેવને છોડાવવાનો પાકો ઇરાદો કરો અને પેપરોમાં જાહેર પ્રસિદ્ધ કરી આપો તો. હું ઇકરાર કરૂં છું કે હું આપને મુંબઇ, ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ, કરાંચી, આફ્રીકા વીગેરેના

લાખો આગાખાની ખોજાઓને સુન્ની મુસલમાન બનાવ-વામાં પુરતી સહાયતા આપીશ. તેઓની છુપી તથા જા-હેર સ્થિતિ મારી જાણમાં છે. અને તેમની કુંચી પણ મારી પાસે છે. જેથી આપ લોકો હજારો નહિ; બલકે લાખોની સંખ્યામાં મોટા મોટા તવંગર આગાખાનીઓને ઇસલામના સુન્ની ટોળામાં શામેલ કરી, દીની તથા દુન્યવી અનેક પ્રકારના લાભો પ્રાપ્ત કરી શકશો. આશા રાખ-વામાં આવે છે કે, અકલમંદ તથા દુરંદેશ મુસલમાનો મારી ભલી સલાહ તથા ઉમદા સુચનાથી લાભ મેળવી ફેઝયાબ થશે.

**જવાબ:—**

પંડિતજી **"શું ઇસ્લામ પોતાની સફાઇ ચાહે છે!"** એ હેડીંગ નીચે કેટલીક ડંફાસ મારે છે, અને બગમહાત્માપણું અથવા ઢોંગી મોલવીપણું ધારણ કરી ઇસ્લામની મશ્કરી કરે છે, કે કેમ જાણે ઇસ્લામ તેના જેવા ઢોંગીઓની મદદનો મોહતાજ હોય, અને તિરસ્કાર છુટે છે કે ઇસ્લામની રોશની તરફ કેવી બેહુદી વાતો કરે છે અને તેમ કરતાં લખે છે કે:—

"આપ બેશક દુન્યવી પોલીટીકલ લાભને દ્રષ્ટિ મર્યાદામાં રાખી ઇમાન, કુરાન અને ખુદાને પીઠ પાછળ રાખો છો?"

આ શબ્દો બેધડક રીતે ઇસ્લામી લાગણી ધરાવનારાનું અંતઃકરણ દુખાવ્યા બરોબર છે, પરંતુ અમોને આર્યસમાજીઓની સનાતની

ભાઇઓ પ્રત્યે, તથા વેદ પ્રત્યે, એવી ચાલનો અભ્યાસ હોવાથી તેઓ જે ધૃષ્ટ અવતારમાં ધક્કેલા ખાય છે, તેજ તેની સઝા સમજીને તેના શબ્દોનું ગંદાપણું તેમનાં મોઢા ઉપરજ પાછું પડે છે એમ ગણતાં કાંઇ વધુ બોલીશું નહિ બે લગામ આર્યસમાજી સિધ્ધાંતોને પંડિતજી અનુસરતા હોઇ હિન્દુ આગાખાનીઓને, સુન્ની મુસલમાન તરિકે સહી લઇ વર્તમાન પેપરોમાં પ્રસિધ્ધ કરાવવા સલાહ આપે છે, એ એમની હિન્દુપણુને પણ લજાવનારી અને કલ્પના યુક્ત ઢોંગી ધરમ ધારણ કરનાર તરીકેની ચોખી નિશાની છે, અથવા મુસલમીન એતેકાદનાં પવિત્રપણા માટે થાપમાં છે, કારણ કે ઇસલામ ધરમ સ્વીકારનારાઓ ખુદાનીજ મરજી વડે ઇમાન લાવે છે, પણ જેઓ ઇસ્લામ ઉપર ઇમાન નથી લાવતા, તેઓનાં અંતઃકરણ ઉપર ખુદાએ પોતે મહોર મારી છે, તેનું રહસ્ય સમજવાને તમારા કલ્પીત ભેજાને તોહીદનાં સમુદ્રમાં પવિત્ર કરવાની પ્રથમ જરૂર છે, જે પછી **તોહીદ** અને વેદાંત મુજબ અદ્વીતીય ખુદાની એકતાનાં હકીકતી ઇસ્લામનાં સિદ્ધાંતો સમજાય, અને તમો આર્યસમાજીઓને ઇસ્લામ માટેનો તથા કુરઆને શરીફ માટેનો રાગ દ્વેશ દુર થાય. હાલ તો તમારી મદદ તમારા મિશનને પણ અકારી થઇ પડી છે, તેવા વખતે તો તમારે ફરી અવતાર લેવા માટે તૈયાર થઇ તમારી વાંચ્છના પુરી કરવી જોઇએ. અસ્તુ

——)o(——

# આગાખાનની ચાલ.

---

વ્હાલા આગાખાની ભાઇઓ ! આગાખાન જાણે છે કે, પંજાબમાં તેના બહુજ થોડા મુરીદો છે તેના માટે તે પોતાની ખુદાઇની હંસી તથા શરમીંદગી ઉઠાવે છે. અને પછી તેમાંથી પણ કેટલાક તેની જાળમાંથી નીકળી ચુકયા છે. અને નીકળતા ચાલ્યા છે અને જે બાકી છે; તેના માટે પણ રાધાકૃષ્ણ અને વળી બીજા કેટલાક ધર્મ વીરો પ્રયાસ કરે છે. જો આવીજ સ્થિતિ ચાલુ રહી તો, કેટલીક મુદતમાં સઘળાઓ એક પછી એક હીન્દુ થઇ જશે, અને આગાખાનના કબજામાંથી નીકળી જશે. તેટલા માટે આગાખાને આ વખતે એમ મુનાસબ ધાર્યું છે કે, એકદમ જેટલા હાથમાં આવે તેટલાને હાથ કરી લેવા, અને તેમને હીન્દુઓથી જુદા કરી, જાહેરમાં મુસલમાન બનાવી, મુસલમાનોને તો ખુશ કરી આપવા, કે જેથી મુસલમાનો એમ કહે કે, તેમની દરખાસ્ત મંજુર ? તરી આગાખાને પોતાના હીન્દુ મુરીદોને મુસલમાન બનાવી દીધા છે.

વ્હાલા ભાઇઓ ! એ યાદ રાખજો કે, આપ ઇસલામમાં દાખલ થઇ કદી પણ આગાખાન પરસ્તી નથી કરી શકતા, તેમ

આગાખાન પરસ્ત પણ રહી શકતા નથી. તો જ્યારે ઇસ-લામમાં દાખલ થઇ, આગાખાની ખુદાઇ અને આગાખાની ધર્મથી અલાહેદગી અખ્તેયાર કરશો; તે કરતાં તો આપને માટે, હીન્દુ રહી આગાખાનની ખુદાઇ, આગાખાની બનાવટી કુરાન અને વેદથી મુક્તિ પામવી મુશકેલ. અને નહિ સહન થઇ શકે તેવા ટેકસોથી પોતાના પ્રાણોને છોડાવવા, અને પોતાના વડીલોના નામો નિશાન તથા ઇજ્જતને બચાવવી; કે જે સ્વાર્થી લોકો તમારાથી છોડાવી રહ્યા છે, અને છોડા-વવાનો પ્રયાસ કરે છે તેના કરતાં તે કરોડો દરજ્જે બહેતર તથા લાભદાયક છે.

**જવાબઃ—**

ત્યાર પછી પંડીતજી **"આગાખાનની ચાલ"** એ મથાળા નીચે મનમાં ઘી કેળા કરી સુકા રોટલા ઉપર ગુજરાન કરવા સરખું "કેટલાકો ઇસ્માઇલીમાંથી નીકળી ગયા ને નીકળતા જાય છે," એમ માની બાકીના માટે ઝાંઝવા સરખી આશા ઉપર પંડિતજી બગાસાં ખાય છે કે રખેને બતાસું આકાશમાંથી આવી જાય, પણ અમને ભય છે કે, મોઢું ઉઘાડી ભેંકડો તાણતાં ઉંદરડી મોઢામાં પેસીને લવારો કરતી પંડિતજીની જીભડીને બાખોડીયા ભરી ન જાય તે ધ્યાનમાં રહે.

પંડિતજી, અરે હાં તમો કઇ વેદીક આસ્થાથી ઇશ્વરની પેઠે વાતો કરો છો કે તમો આગાખાની રહેવાથી મુક્તિ મેળવી શકતા નથી, એવો કયો પરવાનો છો, કે જેથી આવું વેદથી પણ વિરૂદ્ધ ઓચરી

આર્યસમાજી સંસ્થાના કેટલાક તમારી આવી વાતોથી કંટાળેલાઓને વગોવવા કારણ આપો છો. આત્મશ્લાઘી કલ્પીત ઘેલાપણું અથવા આગાખાની હિન્દુના મક્કમપણાથી ચડેલા બુખારનો સનેપાત માત્ર છે.



# પંડિતજીની પાખંડી યોજના.



પંડિતજીએ પોતાના દ્વેશી અંતકરણ વડે જ્યાં જ્યાં જોયું, ત્યાં ત્યાં પણ "સતપંથનું સત્ય" ઝળકયા વગર રહ્યું નથી, પરંતુ પંડિતજીને તે ગમતું નહિજ હોવાથી તેણે પાડેલા તેવા સ્વભાવનું ઓસડ કરવાને અમો તેમને નવું ભેજું લઇ જન્મ લેવાને ભલામણ કર્યા વગર રહી શકતા નથી, પંડિતજીના ધખારા અને અસભ્યપણા સામે અમોને અમારી કલમ તેવાજ જવાબ તરીકે ખરડવી પડતી હોવાથી અમો જેટલા દીલગીર છીએ, તેટલાજ તેમને રોકડું પરખાવવાની ભલાઇ કરવા વગર રહી શકતા નથી. જો કે પંડિતજીને જે જે સમજુ અને સભ્ય ગૃહસ્થોએ જે જાતની પદ્ધતી વડે અણગમો દેખાડયો છે, તે છતાં ખુદ આર્યસમાજી મેમ્બરોએ વકીલો અને ગૃહસ્થોએ જે જાતના જવાબો આપી પંડિતજીના પાખંડ માટે કંટાળો બતાવ્યો છે અને મિશનમાંથી નીકળી જવા તાકીદ કરી છે, તે છતાં ઉરમળાઇ વાપરી પંડિતજીએ અમારા નામદાર આગાખાન જેવા **હિન્દુ મુસલમીની ઐકયતા** યોજનારાની વિરૂદ્ધ અને જનરલ

સામ્રાજ્ય એકયતા અને એકસંપી ચાહનારા માટે જેટલું જેટલું બોલ્યા છે, તેટલું તેટલું જાહેર સમજુ વર્ગ અને જો ખરૂં જણાવીએ તો ચાલુ જમાનાની ચળવળને ઉત્તેજન આપનારા આર્યસમાજીઓમાંના કેટલાકોની ન્યાયી નજરમાં પંડિતજીના જવાસા સરીખા વર્ષાૠતુમાં નાહક બળી મરનારા માફક જોવા વગર રહી શકયા નહિ હોય, તો પછી અમારે એટલુંજ જાણવાની જરૂરની યાદી બદલ આ જવાબ ટુંકમાં પુર્ણ કરવા પહેલાં પાછળના થોડાક સફાઓ ઉપર સરસ રીતે ધ્યાન ખેંચવા વગર રહી શકાયું નહિ.

ખરૂં કહીએ તો પંડિતજીએ ના૦ આગાખાનને માનનારા સેવકનું મન દુખાવવાની દુષ્ટ યુકિત કરવા જતાં સનાતની ભાઇઓનું, મુસલમીનભાઇઓનું અને ખુદ આર્યસમાજીઓનું પણ કેટલે દરજ્જે સુધી મન દુખાવવાનો ગંભીર ગુજરો કર્યો છે કે, જ્યારે ખુદ આર્યસમાજીઓ પણ પોતાના મંડળને વગોવવાનું જાહેર કારણ ઉત્પન્ન કરનાર પંડિતજીનું ડહાપણુ અને **કલમ** અથવા વિદ્વતા આવા જાગૃત જમાના માટે ન હોત તો દયાનંદની વિરૂદ્ધતાને તાજી કરી કોમકોમમાં પ્રીતનો બરપા કરવાનું બનતે નહિ.

ત્યારે મોલવી સનાઉલ્લા સાહેબ અને હસન નીઝામી જેવા સુન્ની સુફી માનવતોની ઇસ્લામ પ્રત્યેની બહેતરીના ખ્યાલો ફેલાવવાની ભલી કોશેશ કરનારાઓનાં ભલા ઇશારા તરફ પંડિતજી પોતાનું તોછડાપણું દેખાડવા અચકાયા નથી, એ મુસલમીન આગેવાનોને આગાખાનીઓ મુશરેક છે, અને તેને મુસલમીન બનાવવા માટે

પોતાની લાહેગીની કીંમત બીજી પજે પોતે આંકે છે, એમ સ્પષ્ટ થાય છે, એકંદરે પંડિતજીના કોઇપણ વાક્યની કે મુદ્દાની અમોએ હેઠ સુધી કોઇ લાયક ગણત્રી ન કરીં હોય તો તેમના ઉછાછળાપણા અને પોતાને એકલાને ગમે એવી મુર્ખતા ભર્યા બખાળા માટેજ મુખ્ય છે, ત્યારે તેમના લખાણુ ઉપરથી પોતે એવું માનના લાગે છે કે ઇસમાઇલીયો જવાબ દઇ શકશે નહિ તેથી ગમે તેમ લખી મારવાથી ને તે ઉતાવળે પ્રગટ કરી ફેલાવવાથી ગુપ્તી આગાખાનીઓ દબાઇ જશે અને હિન્દુ ધર્મમાં પાછા જતા રહેશે, અને એવા સમયે તે આર્યસમાજી બને તો તેથી પંડિતજીનું નામ અમર રહી જાય, અને પોતે મહાન અવતારી ગણાય આવા શેખસલ્લી જેવા સ્વપ્નાની ધુનમાં પંડિતજીને જે ઘણું નજીક દેખાતું હતું, તે ઝાંઝવા પેઠે, નજીક જતાં ગરમીના પવન (લુ) સિવાય કંઈ નહિ દેખાવાથી અને અમારા ઇસમાઇલી મઝહબના સમયને અવલંબી પાખંડીઓને ગમે તેવી વાતો કરવા અટકાવવા હેતુથી જે જે જવાબો પ્રગટ કર્યા છે. તે પછી તો પંડિતજીનાં મગજ ઉપર કેવી ચકરી આવવા લાગેલી હશે, અને તેમનું ફડકતું હૃદય કેવા ધબકારા મારતું હશે, તેની પંચાતી કરવા વગર અમો એટલુંજ કહીશું કે કોઇ પણ ધર્મ સંબંધે મત ઉચારવા અગાઉ એક પણ શબ્દથી કોઇનું દીલ ન દુખાય તેમ વરતવામાંજ પોતાના ધર્મની ઉંડી ફીલોસોફીનું યત્ન કરવું જુવે, જેમકે કહેવાય છે કેઃ—

**દરદે દિલકે વાસ્તે પૈદા કીયા ઇન્સાનકો,**
**વરના તાઅતકે લીયે કુછ કમનથે કરરો બયાં.**

પંડિતજીને આ તેમના ધખારાનો શા માટે રિવ્યું આપતાં, મૌલવી સનાઉલ્લા સાહેબ અને હસન નિઝામી સાહેબ જેવા લખાણોનાં ક્યા પ્રકારની હમદર્દી ઝગકે છે, કેવી મઝહબી ઉંચી ગણત્રી છે, અને કેવા ડહાપણ વડે ઇસમાઇલી ફીરકા માટે પોતાની ઇમાનદારી દેખાડે છે, તે જોવા ભલામણ કરીશું ત્યારે અમોને તમારા જેવા એક ઇસ્નાશરી મતના પાખંડી જબાંદરાંઝ અમરેલીવાળા એદલજી ધનજી કાબાની યાદ આપ્યા વગર રહેવાતું નથી. **ઇસ્લામ** દુન્યા ઉપર એવી નાદર ચીઝ છે કે જે પોતાના સત્ય સિદ્ધાંતો વડે કોઇને નીંદતો નથી, કોઇને જુઠા ઠેરાવવા કે તરછોડવા કહેતો નથી. ત્યારે સત્ય રસ્તા તરફ મુકિત બતાવે છે, તેવા ઇસ્લામના મુદ્દા જાણ્યા વગર સમજ્યા દોઢ ડાહ્યાપણામાં ઉન્નતી ધરાવનારા મી. કાબા ઇસ્લામ મહાનપણાના આરીસામાં કદરૂપા દેખાયા વગર રહ્યા નથી, કે જેણે તમરા લખાણોના જવાબ આપવા, ઇસમાઈલી અસલ સિધ્ધાંતનું રહસ્યનું લેશ પણ ભાન રાખ્યા વગર અને સમજ્યા વગર સુફી મહાત્મા ઉપર સુન્ની ઓલમા ઉપર અને ખુદ ઇસ્નાસરી મઝહબનાં સિધ્ધાંતો મનાવનારા મુઠ તહેદો ઉપર પોતાનો દીવો ચઢીયાતો બતાવવા ફાંફાં મારતા ઇસ્લામની પવિત્ર બુલંદી ઉપરથી પડી ગયલા તેમના લખાયલા કચરાની ટોપલી જેવા ધખારાવાળા જવાબોના પુસ્તકો ઉપરથી દેખાયા છે, તેવા ઉપર તમારો મદાર "પંડિતજી એના જેવો છે કે, પોતાના ધર્મભાઇઓની તિરસ્કારથી જેલમાં સબડતા બે મીત્રોની અરસપરસની દિલસોઝી જેવો છે, પરંતુ તેમાં પણ ઘોટાળો તો એ છે કે, જેલખાનામાં ભેળા મળેલાઓ પોતાનાં

તેટલા સમય સુધી એકબીજાની ગરજ કરે છે, ત્યારે ભુંડાઇપણાના લીધે તમો બેઉ એકબીજાને પણ નનોડ કાઢી શકાય એવા નાપસંદ થઇ પડયા છો. ગમે તેમ હો. અમોને એમ હો કે તેમ હો તેના સાથે નીસબત નથી પણ નામદાર આગાખાન અને તેના મુરીદોની મારફત વગર ફાવ્યું તેમ બોલી નાંખનારા તમો બેઉ કાબા અને ક્રીષ્ના આ કળયુગના કાળીંગા દૈત્યની ગરજ સારવા સરખી મુર્ખતા કરનાર છો એમ અમો ધર્મબંધુ જાહેર કે ગુપ્ત રહેલા દરેક ઇસમાઇલીને ચેતાવવાનું દુરસ્ત માનીએ છીએ, કારણ કે અમો સનાતની મત હિન્દુભાઇ઼ઓને કે મુસલમીન બીરાદરોને કોઇને પણ ચાહવા વગર રહી શકતા નથી, કારણ કે અમો સનાતની મત મુજબ કળીયુગના નકલંક અવતાર હ૦ મૌલાઅલી પછી તેમના વંશમાં હાલના પ.ત્ર નામદાર આગાખાન જેમ માનીએ છીએ, ત્યારે વેદો અને હિન્દુ શાસ્ત્ર વિશે અમો માન ધરાવીએ છીએ કે જેવી રીતે મુસલમાનો પણ એક લાખ ને ચોવીસ હજાર પેગમ્બરને સાચા માનવા સાથે છેલ્લા પેગમ્બર હ. મહમદ સાહેબના સિધ્ધાંતોને અને પાક કુરઆને શરીફ અગાઉની કીતાબો સત્ય હતી, પરંતુ છેલ્લા જમાના માટેની છેલ્લી કીતાબ કુરઆને શરીફના ફરમાનોને માનવાનું ઇતેકાદ રાખે છે, ત્યારે અમો પણ તેજ મુજબ માનતા હોવા સાથે હ૦ મહમદ સાહેબે ફરમાવેલી એહલેબેત હ૦ અલી અને તેમના વંશને જે કયામત સુધી રહેનાર જાહેર છે, તેનેજ માનતા હોવાથી અમો હિન્દુ સનાતની કે મુસલમાની કોઇ પણ પ્રત્યે રાગ દ્વેશ ધરાવતા નથી, બલ્કે બેઉ એકજ છે, એમ અમારા મહાત્માઓ કરેલ સિધ્ધીને

વળગી રહેનારા છીએ. પહેલી નજરે આ અજબ જેવું લાગશે, પરંતુ સુફી મહાત્માઓના મત મુજબ તથા વેદાંતીઓની સમજ મુજબ આ સમાનતાજ છે, પણ તેવું જ્યાં સુધી સમજી શકાતું નથી, ત્યાં સુધી તે સમજવા દરેક સનાતની હિન્દુભાઇને અને દરેક મુસલમીનોને માથે ગંભીર બજાવવાની ફરજ બાકી રહેલી સમજીએ છીએ, અને આટલા પછી અમો કોઇપણ ભાવીકોને ઇસમાઇલી શાસ્ત્રના સિધ્ધાંતો સમજવા મન થાય તો તેમણે મુંબઇમાં ધી ઇસમાઇલીયા સાહિત્ય ઉતેજક મંડળ, ઠે૦ નીશાનપાડા રોડના સરનામે પોતાની હકીકત લખી જણાવ્યાથી તેમના જ્ઞાનમાં ઉપયોગી થાય તેવા શાસ્ત્રની કીતાબ ફ્રી મોકલાવવા મજકુર મંડળના કારોબારીઓ આનાકાની કરશે નહિ.

જનાબ મોલવી સનાઉલ્લા સાહેબ તથા હસન નીઝામી સાહેબના લખાણો અમો પંડિતજીના પ્રગટ કરેલા પુસ્તકમાંથી આ નીચે ઉતારી જોઇએ છીએ, અને તે બાબત માટે અમો કંઇક સત્યતા સાથે અમારા ઇસમાઇલીયા ફીરકા માટે તેઓ સાહેબોએ ઉચારેલા ભલા મત માટે માનપુર્વક થોડુંક ઉમેરવાની આવશ્યકતા જોઇએ છીએ.

— * —

# મોલ્વી સનાઉલ્લાનો પત્ર.



## હશન નિઝામી સાહેબનું વિવેચન.

મોલવી સનાઉલ્લા સાહેબ પોતાના અલહદ્દીસ નામના પત્રમાં સર આગાખાનને એમ સંબોધે છેઃ—

સલામ બાદ આપની ખીદમતમાં વિનંતી જે, આપને યાદ હશે કે, કેટલાક વર્ષ પહેલાં પણ આપ અમૃતસર પધાર્યા હતા; પણ આપના ખાસ હીન્દુ મુરીદો સિવાય, કોઈપણ મુસલમાન આપની સેવામાં હાજર નહોતો થયો; બલ્કે આપની સેવામાં હાજર થવું ગુનાહ માનતો હતો. હવે મુસલમાનોને આપ નામવરથી એવી લાગણી તથા ફીદાગીરિ છે, કે ચારે તરફથી અવાજ આવી રહયો છે કેઃ—

ઉગલ્યાં સર્વ ઉઠાતે હે, કે વોહ આતે હેં,
શોક સે ગુલ ખિલે જાતે હેં કે વોહ આતે હે.

છેવટે આવી રીતની સ્થિતિ બદલાયાનું શું કારણ છે? જગતમાં કોઇ પણ કાર્ય વગર કારણે થતું નથી. અમારી માન્યતા પ્રમાણે તેનું કારણ એજ છે કે, આપના અંતઃકરણમાં જે ઇસલામ તથા ઇસલામીઓનું એક ખાનદાની દર્દ હતું; તેની જાહેરાત પ્રથમ ન થઈ હતી. હવે થઇ છે તો

મુસલમાન જેવી મોહસિન પરસ્ત કોમથી, એ બઇદ હતું કે, તે આપની સાથે એખ્લાસ મંદીથી પેશ ન આવે.

આલી જવાબ ! એ એક ખુલ્લી સચ્ચાઇ છે કે, મુસલમાનોની હાજતો હમણાં વિશેષ છે. જાહેરમાં સૌથી અગત્યની હાજત તેમને પૈસાને લગતી છે; જે માટે યોર હાઇનેસે લક્ષ આપ્યું અને ખુદાએ આપના હાથ વતી મુસલમાનોની લાંબા વખતની ઉમેદ પુરી કરાવી. જેના બદલામાં તે ગરીબ કોમની પાસે ઉપકારના ઘટતા શબ્દો નથી; પરંતુ બુદ્ધિશાળીઓની નજરમાં રૂપીઆથી પણ વિશેષ અગત્યની એક બીજી અગત્ય છે અને તે એવી અગત્યની છે કે, તેને પુરી થવામાં રૂપીયાની અગત્યતાઓ પણ સઘળી પરિપુર્ણ થઇ શકે છે; અર્થાત પરિપુર્ણ થવામાં સરળતા થઇ શકે છે. તે હાજત એવી છે કે, જેની થોડા સમય થયા ઉલ્મા વર્ગમાં પિછાણ થવા લાગી હતી; પણ હવે થોડા દહાડા થયા, તેની પોલિટિકલ મેદાનમાં પણ અગત્ય જણાવા લાગી છે: તે પ્રત્યે પણ આપ નામવરના લક્ષ મુબારકની જરૂર છે. હું લંબાણુની ધાસ્તીને લઇ. તે હાજતને ખુલ્લા શબ્દોમાં જાહેર કરૂં છું. મુસલમાનોને સૌથી વિશેષ અમત્ય સંખ્યાની છે; જેને બીજા શબ્દોમાં એમ કહેવું જોઇએ કે, મુસલમાનોની હીન્દમાં ઓછી સંખ્યા તેમના અનેક લાભો મેળવવામાં વિઘ્નકર્તા છે. આ વખતે હીન્દુઓની કેટલીક કોમો અને લાખો આબરૂદાર માણુસો, આપના

નામનો દમ ભરે છે આપ જે કાંઇ ફરમાવો, તેને માથે ચડાવવામાં નેકનામી માને છે. તેટલા માટે આપ પોતાના હીન્દુ મુરીદોને ખુલ્લમ ખુલ્લાં મુસલમાન બનાવી આપો.

---

# મોલવી સનાઉલ્લા સાહેબના પત્ર બાબત પંડિતનું પાખંડ.



આગાખાની હિન્દુઓ વિરૂધ્ધ મુસલમાનોને જે જે જાતના શબ્દોથી પાખંડ બનાવ્યું હતું, તે ઉપર અત્યારે પંડિતજી તેવા આગાખાની હિન્દુ મુસલમીન જાહેર થાય તો તે બનાવટી મુસલમીન થશે એમ કહી પંડિતજીની દાઢમાં કેવા પ્રકારની મુસલમાની હમદર્દી છે તે આખરે એમના લખાણમાં દેખાયા વગર રહી નથી, કારણ કે પોતે જેવો હોય, તેવા બીજાને ગણે, એ કહેવતે અનુસાર પંડિ-તજીને નતો વેદની દરકાર છે, નતો સનાતન ધર્મની, નતો દયાનંદની, નતો આર્ય સમાજની, નતો મુસલમાનની અને નતો આગાખાની હિન્દુઓની, કારણ કે ઉપરના કોઇપણની દરકાર હોત તો તેના સત સિધ્ધાંતો અનુસાર વરત્યા હોત, અથવા પંડિતજીની હઠીલી મતી કોઇ ધર્મને કે શાસ્ત્રને તો ઠીક પરંતુ આર્ય સમાજી મંડળને પણ અનુસરી હોત તે આપણે અગાઉ એમનાજ લખાણથી જોઇ શકયા

છીએ જ્યારે આર્ય સમાજીઓને ધર્મ સત્ય ધર્મ વખોડે છે, ત્યારે આર્ય સમાજીઓ પણ પંડિતજીને વખોડે છે! અને તે ઉપરથી આપણને નીચેના સાર ઉપર આવ્યા વગર છુટકો નથી કે, પંડિત રાધાકૃષ્ણ એક ભવાયાએ ધારણ કરેલા સન્યાસીના **વેશ** મિસાલ છે. તે એમ હતું કેઃ—

## દાખલો.

એક વખત અર્ધદગ્ધ સાધુપણામાંથી પવિત્ર નિયોગના સંયોગ વડે ગૃહસ્થાશ્રમ ધારણ કર્યા પછી એક શુદ્ર વર્ગના માણસે ભવૈયાઓના ટોળામાં ગુજરાનના સાધન માટે જોડાયો, અને તે ભવૈયાના પેડામાં તેના સામેલ થયા પછી પોતાને પડેલા અર્ધાદગ્ધ સંસ્કારી સન્યાસીનો વેશ ભજવવાનો ફણગો ફુટયો, અને એક નવા **વેશ** તરીકે ભવૈયાઓએ તેની દરખાસ્ત પસંદ કરી અને સંન્યાસીનો નવો વેશ ભજવવાનું તેને શિરે સોંપ્યું અને તે તેને પસંદ પડયું. આ રીતે ભવૈયા મંડળમાં નવો ઉત્સાહ આવ્યો અને હિન્દુ ધર્મ મુજબના વેશના બહાના તળે આ અખતરો સારા શહેરોમાં કરવાનો ઇરાદો કીધો. અને તે મુજબ એક મોટા શહેરમાં ભવૈયાનું પેડું જઇ પહોંચ્યું, અને લાગતા વળગતાઓને મોહિત કરી તેની જાહેર ખબર ફેલાવવામાં આવતાં વિજળી વેગે તે વાત રસ્પર ચઢી અને સંન્યાસીના નવા વેશની ભવાઇ જોવા સારા સારા સભ્યો પણ રમુજ તરીકે જોવા ખેંચાયા, જો કે સુધરેલા વિચાર તરીકે ભવાઇ જોવી સારા માણસની પસંદગીમાં નથી, પરંતુ સન્યાસીના વેશના નામથી મનુષ્ય સ્વભાવ અને ધારમીક ગણત્રીના દેખાવે મોહ પામ્યા.

સુકરર કરેલ રાત્રીના વખતે પેલા અર્ધદગ્ધ સંસ્કારીએ સંન્યાસીનો વેશ ધારણ કર્યો. ભગવા વસ્ત્ર ધારણ કરી દંડ કમંડળ ગૃહી ચાખડીઓપર ચડીને " **ઓઉમ, ઓઉમ, થાથૈ થૈ, ઓઉમ થાથૈ થૈ,"** ઉચારણ સાથે ભેગા થયલા લોકોના ટોળા વચ્ચે દાખલ થયા, અને તેના આબેહુબ વેશથી લોકોના મનમાં ઘણી ઘણી સારી આશાઓ અને ધન્વવાદ નીકળવા માંડયા, અને આવા આવા ખુશ ખુશ સંજોગો વચ્ચે, પેલા આડંબરી સંન્યાસીએ છેવટે **સમાધી** ચડાવવાનો પ્રયોગ શરૂ કીધો, પણ તેના પુરા સંસ્કાર નહિ હોવાથી સમાધી ચઢાવી તો ખરી પણ પાછી ઉતારતાં નહિ આવડતી હોવાથી તેમનો સંન્યાસીનો વેશ, આખી રાત ખલાસ થઇ, તોપણ ખલાસ થયો નહિ. ભવૈયાનું પેડું કંટાળ્યું, કે હવે સમાધી ઉતારે તો આપણે બીજા વેશ ભજવીએ, પણ પેલો બીચારો ધુન ધુનમાં સમાધી એવી ચઢાવી ગયો કે પાછો ઉતારવા વગર ફસાઇ પડયો, ( આ સમાધિ પાછી કેમ ઉતરે તે **પંડિતજી રાધાકૃષ્ણ** જાણતા હશે, એટલે અમો વધુ દર્શાવતા નથી. ) છેવટે ભવૈયાનું ટોળું ગભરાયું. સવાર પડતાં જોવા આવેલા લોકો કેટલાક અજબ થતા ને કેટલાક સન્યાસીના વેશ ભજવનારની થઇ પડેલી સ્થીતી માટે મજાક કરતાં કરતાં ચાલ્યા ગયા. આખરે પેલા સન્યાસી વેશના આડંબરાને સમાધીની જે હાલતમાં ત્યાંથી ઉપાડી ગયા, ને તે સમાધી ઉતરાવવાની કોશેશ માટે ગુપચુપ બારોબાર તપાસ કરી પણ કરમ સંજોગે કોઇપણ અખતરો ફળ્યો નહિ. છેવટે પોતાનો ધંધો ચાલુ રાખવા માટે તેને કોઇ મકાન ભાડે લઇ અંદર પુરીને તાળું મારી ભવાયાઓ

ચાલી નીકળ્યા. થોડા વખત પછી, તેની આ હાલતનો છુટકારો થવા સંજોગ પ્રાપ્ત થયો, એટલે બે પાંચ વરસે જે સન્યાસીના આશ્રમમાંથી તે ન્હાસી ગયો હતો, તે સન્યાસી કે ચેલાના ગુરૂ થતા હતા, તેજ ગામમાં આવ્યા, એટલે લાગતા વળગતા લોકોએ પેલાની હકીકત રજાું કરતાં પેલાને જોવા માટે ઇચ્છા દેખાડી, તે ઉપરથી તેણે તેને જોયો તો તરતજ ઓળખ્યો કે, આ તો મારા આશ્રમનોજ નિવાસી હતો, તે નીયોગ ક્રીયા વડે ભ્રષ્ટ થયો હતો, પરંતુ પાછી આ સન્યાસી વૃતિ ધારણ કરી જોઇ દયા ઉપજી પણ ગુરૂજીને ખબર કોઇએ ન જણાવી કે તે ભવાયાના પેડામાં હતો. આખરે ગુરૂજીએ પોતાના સેવકની ઇજ્જત બચાવવા, ત્યાંથી રાતોરાત બીજા શહેરમાં, જ્યાં પોતાનો મુકામ હતો ત્યાં લઇ જવા અને પછી સમાધી ઉતારવાની કોશેશ કરવા નક્કી કીધું. આખરે તેમ કર્યું, એટલે પોતાના આશ્રમના બીજા સેવકો વચ્ચે તેની સમાધી ઉતરાવવાની ક્રીયા કરવા માંડી, કારણ કે તે જાણતા હતા કે તેને અમુક દરજ્જા સુધી સમજ આપી હતી, તે મુજબ જ્યારે સમાધી પેલાની જેમ ઉતરી કે તરતજ **ઓઉમ થા થૈ થૈ, ઓઉમ થા થૈ થૈ** બોલવા લાગ્યો, જાણે તેને મન તો હજુ સન્યાસીનો વેશ જોવાવાળાઓજ બેઠેલા છે, પરંતુ જ્યારે તેને શુધ્ધ આવી કે વેશ જોનારા લોકો નથી, પણ જે આશ્રમમાં તેને સમાધીનો સંસ્કાર શિખવવામાં આવ્યો હતો તેજ આશ્રમ છે એટલે પોતે શરમાયો. અને પેલા ગુરૂજીએ તેને હકીકત પુછી ત્યારે તેને ભવૈયાના પેડામાં સંન્યાસી તથા સમાધીની ક્રીયાની મશ્કરી કર્યા બદલ, ગુરૂજીએ તેની ભ્રષ્ટતાની હદ જોઇ બીજા સેવકોને હુકમ કરી વાંસામાં ધગધગતા ચીપીયાના લોખંડી મારથી આશ્રમની બહાર હાંકી કહાડવામાં આવ્યો.

આ વાત મુજબ આર્યસમાજીના પેડામાં પંડિતજી રાધાકૃષ્નની વરતણૂંક પેલા સન્યાસીના વેશ જેવી છે, અને સન્યાસી વેદિક સમાધી ક્રીયાની પોતાના શુદ્ર અંતકરણથી કરેલી તેનાજ વિરૂધ્ધ ભવાઇ મંડળની પ્રસંશાને બદલે સેવકોના લોખંડી ચીપીઆના પ્રહાર ખાવા તુલ્યછે, કારણ કે તેણે ઇસમાઇલી થઇને જે જે ધાર્મીક ઉંચ અને વેદિક ગુપ્ત ક્રિયાઓ જાણી પણ તેના પૂર્ણ સંસ્કાર વગર પંડિતજીની હાલત આએહુબ પેલા વેશધારી સંન્યાસીની સમાધી જેવી થઇ પડી છે, જો તેથી ઇસમાઇલી ક્રીયા, ઇસમાઇલી ધર્મ હિન્દુ મુસલમીન ઐકયતાના ખુદાઇ સિધ્ધાંતો વિશે જે દ્વેશ ઉભો થયો છે, અને તેથી મોલવી સનાઉલ્લા સાહેબના પત્રની ટીકામાં આગાખાની હિન્દુઓ જેઓ ચારસો પાંચસોની સંખ્યામાં મુસલમીન જાહેર થયા તેને બનાવટી મુસલમાન ગણવાની કોશેશ કરે છે, પણ તેમાં તેમનુંજ બનાવટીપણું ખુલ્લું થાય છે, અને પંડિતજીનું અંતકરણ કેટલુ બધું શુદ્ર છે, તે ઓળખાઇ આવે છે.

ફુગેલા દેડકાનું પેટ ફાટી જવા સુધી બળદ જેવડો કરવાની વ્યર્થ પ્રયત્ન માફક પંડિતજીને એક પછી એક લખાણો માત્ર સન્નેપાતનો બકવાદથી વિશેશ વજન ધરાવતા નથી, અને તેમના તેવા **લખાણોમાં** માત્ર હસદ અને નકામા ખખારા સિવાય કંઇપણ વિશેશ વજુદવાળી બાબદો ન હોવાથી અમો તે **"આગાખાનની ચાલ"** જેવા દુર્ગંધથી ભરેલા પેરેગ્રાફોના જવાબ માટે અખાડા કરીએ છીએ, ત્યાર પછી **"હજુ પણ વખત છે, વીચાર કરી લો,'** વાળા વિવેચનમાં પણ કંઇ સંગીનતા નથી, એનો એજ પીંજણ

પાટલો છે. માત્ર બાપદાદાના જુના જમાનાનો રાહ રસમને તરછોડે છે,અને તેવાઓ વેદની તરફેણ કરવાને કેવા લાયક છે તે સમજી શકાય છે કે પંડિતજી અસ્લી વેદને તો માનતાજ નથી, બલ્કે જુના હોવાથી, આર્યસમાજીઓએ નવા બનાવેલા વેદ મુજબ આગાખાની હિન્દુઓને બોધ કરે છે. આ પછી પંડિતજી નામદાર આગાખાન પેશાવર પધાર્યા, ત્યારે પોતાની હાજરીની મગરૂરી સાથે લખે છે કેઃ— “ આગાખાની હિન્દુઓના મુડદાને દફ્ન કરવા કે બાળવા ” સવાલના જવાબમાં નામદાર આગાખાને ફરમાવ્યું હતું કે, “ જયાં જેવો રિવાજ હોય તેવી રીતે કરતા રહો. ”

આ હુકમની પંડિતજી મશ્કરી કરે છે, પણ ખેદ થાય છે! પંડિતજીની વેદીક શાસ્ત્રની સમજની લાહેરી માટે, કારણ કે એમાં કઇ જાતની મહત્તા છે, તે પંડિતજી સમજી શકયા નથી. નામદાર આગાખાનનો તે હુકમ ઇસમાઇલી શાસ્ત્રની પવિત્રતાની ઉત્તમ પાયેરી છે, અને તે એજ કે, ઇસમાઇલીયા શાસ્ત્રમાં **આત્મજ્ઞાન** ( રૂહાની ઇલ્મ ) ની એટલી બધી ઉત્તમ સમજ છે કે, તે પુર્ણ જાણુનારને મુડદા બાળવા કે દાટવાની પંચાતીમાં ઉતરવા માટે સારૂ કે માઠું લાગતું નથી, ત્યારે પંડિતજીએજ પોતાના અધુરા દીલથી આ પ્રશ્ન બીજાઓએ નામદાર પાસે કરાવ્યો હશે, પરંતુ અમારા નામદારે પોતાના નુરી પાવરથી એ હુકમ આપ્યો છે કે વેદમાં અને કુરાનમાં એકેજ સિધ્ધાંત મળી આવશે, માટે પંડિતજી નીચી મુંડી કરી કંઇક જુવો. અને ઇસ્માઇલીયા શાસ્ત્રનાં મહાન વચનની અસર મેળવો. અને ના૦ આગાખાન માટે મુસલમીન મહત્તા સમજો.

# ના. આગાખાન પ્રત્યે મોસ્લેમ વિચાર.

——(૦)——

નામદાર હીઝ હાઇનેસ આગાખાન સાહેબ સર સુલતાન મહમદશાહના હાજર ઇમામ હોવાના વિષયનો દીલ્હીમાં આવેલા નીઝામુદીન ઓલીયાની દરગાહનાં સજ્જાદ નશીન ખાજા હસન નીઝામી સાહેબનો લેખ સને ૧૯૦૮ ના ડીસેમ્બર માસના "**મખઝન**" નામના દીલ્હીમાં પ્રગટ થતા માસીકમાં નામદાર **આગાખાન સાહેબના** સુંદર ફોટા સહિત પ્રગટ થયેલ છે જે પંડિતજીનાં ચસકેલાં ભેજાંને ઠેકાણે લાવવાના ઉપાય તરીકે આ ગ્રંથમાં ઉત્તરોતર સમાવેશ કરીએ છીયે—કે જેથી ના૦ આગાખાન પ્રત્યે મુસલમીન વિચારો કેવા પ્રકારનાં છે તેની વધુ ખાત્રી થાય.

## મૌલાના આગા સુલતાન મહમદશાહ હાજર ઈમામને યુનાઇટેડ પ્રોવિન્સિસની મુસલીમ લીગ તરફથી આઉડ શહેરમાં અપાએલા માનપત્રની નકલ.

ના. સર સુલતાન મહમદશાહ જી. સી. આઇ. ઈ. ઓલ ઇન્ડીયા મુ. લી. ના પ્રમુખ સાહેબ જોગ

સાહેબ— ખુશહાલ રહો તમો નામદાર.

અમો યુનાઇટેડ પ્રોવીન્સિસની મુસલીમ લીગના એકઝીકયુટીવ કાઉનસીલના મેમ્બરો આપ નામદારને આ આઉડ

(અયોધ્યા) શહેરની પહેલવહેલી મુલાકાત વખતે અમારા તરફથી દબદબા અને આતુરતા ભરેલું માન આપવાને અમારી ફરજ સમજીએ છીએ, આપ નામદાર જે ડહાપણ ભરેલી સલાહ આપણી કોમને આપો છો તેના વાસ્તે કેવી રીતે આપ નામદારનો ઉપકાર માનવો તે અમો ખરેખર સમજી શકતા નથી.

આપ નામદાર આપણા જાત ભાઇઓના દરેક મુશ્કેલી ભરેલા સવાલોનો ફડચો લાવવાને સઘળી કોશીશો કરો છો અને આપણી કોમને વાસ્તે ખરા અંતઃકરણથી તસ્દી ઉપાડો છો માટે અમો આપ નામદારનો ઉપકાર માનીએ છીએ.

આપ નામદાર મુસલમાનોના લગતી દરેક હીલચાલમાં જે આગળ વધેલો મુખ્ય ભાગ ઘણી આતુરતાથી લીઓ છો. તે દરેક મુસલમાન જાણે છે, માટે ફરીથી તે બાબત આએ જગ્યાપર લખવાની જરૂર દેખાતી નથી, તોપણ આએ તકે આપ નામદાર પાસે એક ચોકસ બાબતસર વિવેચન કરવાની અમો રજા લઇએ છીએ. તે બાબત ઇન્ડીઅન કાઉનસીલના રીફોર્મ સ્કીમ બાબત મુસલમાનોના ફાયદાના વાસ્તે આપ નામદારે ફતેહ મેળવી છે. તે છે.

અમો આ જગ્યા ઉપર માન પુર્વક જણાવીએ છીએ કે આપ નામદારનો દીલ્લી ખાતેના છેલા કામની કદર અમે બુઝીએ છીએ. અને તે છેલું કામ ઓલઇન્ડીઆ મુસલીમ

લીગ છે. કે જેને તમો નામદારે ઘણા મજબુત પાયા ઉપર મુકેલી છે, અને જેની તમારી સંભાળ ભરેલી સહાયતાથી ભવિષ્યની અંદર વધવાની વકી છે.

અમો આપ નામદારને ઘણી ખુશહાલી સાથે જણાવવાની રજા લઈએ છીએ કે યુનાઇટેડ પ્રોવીન્સીસની અંદર ૧૯૦૯ ના જુન માસમાં જ્યારે મુસલીમ લીગની શરૂઆત થઇ ત્યારે ઉડતાલીસ દિસ્ટ્રીકટ લીગની સંખ્યામાંથી બત્રીસ લીગ સ્થપાઈ ચુકી છે. અને ૧૩૭ ગ્રહસ્થો તેના મેમ્બર થઈ ચુકયા છે. અમો આપ નામદારને ખાત્રી આપીએ છીએ કે આપ નામદારની ડહાપણ ભરેલી સલાહ અને રક્ષણ હેઠળ અમો લીગને મુસલમાન કોમની જાણમાં લાવવા વાસ્તે અમારી બનતી કોશેશ કરશું અને તે લીગની મદદથી અમારા જાતભાઇઓની રાજ્યદ્વારી તેમજ સંસારી સ્થીતિ સુધરશે.

છેવટે અમો ખુદાવંદ તાલા પાસે ખરા અંતઃકરણથી દુવા માંગીએ છીએ કે તે પાકપરવર દીગાર આપ નામદારને સારી તંદુરસ્તી બક્ષે. જેથી કરીને આપ નામદાર આપના દેશ તથા જાત ભાઇઓની સેવા કરવાને શકિતવાન થાઓ.

——:o:——

# હાજર ઇમામ ના૦ આગાખાન.

——:o:——

**સુલતાન મહમદશાહ** સાહેબ ઉરફે **આગાખાન** જો ઇસ ઝમાનેમેં બડે નામવર ઓર ઇઝતવાલે મુસલમાન સમઝે જાતે હેં સૈયદના **મૌલાઅલી** કે ૪૮ વારતે સે ફરઝંદ હેં મુસલમાનોમેં ખાસકર હિંદુસ્તાન કે મુસલમાનોમેં એસે આદમી કમયાબ હેં જો દુનિયાવી તઅલ્લોકાત મેં મસરૂફ રેહકર અપને મઝહબી વિકારકો બાકી રખ સકતે હોં, લેકીન આગા સાહેબકો યે ખુસુસીયત હાંસીલ હે કે બા વુજુદ ગેર મુસલીમ લોગુંકા લીબાસ પહેંને અકસર યૂરોપ કે સફર મેં મસરૂફ રેહને, લામઝહબુંસે ખલામલા રખને કે લાખું આદમી ઉનકો અપના દીની પેશવા ખ્યાલ કરતે હેં:—

આગાખાન જીનકો ઉનકી જમાત હાજીર ઇમામ તસવ્વુર કરતી, ઓર સાહેબ કે લફઝસે યાદ કરતી હે, હકીકત મે એક ગેર મામુલી કાબીલીયત કે ઇનસાન હે. વોહ અરબી, ફારસી ઓર અપને મઝહબી ઉલુમ કે કતઅ નજર અંગ્રેજી ઇલ્મ કે ઓર અંગ્રેજી તમદુન્ કે આલા વાકીફકાર હેં— બડે બડે ફેશનએબલ યૂરોપીઅનું કા કોલ હે કે આગાખાન ઇંગ્રેજી તમદુન્ કો ઇંગ્રેજોસે ઝીયાદા સમજતેહે ઓર બરત

સકતે હેં ઉનકી જમાઅત કો ઉમુમન ખોજા કહાજાતા હે. બોહરે ઇસ જમાઅતસેં કુછ તઅલ્લુક નહીં રખતે બાઝ લોગોં કો ઇસ મોઆમલેમેં ગલત ફેહમી હોતી હો આગાખાની ફીરકે કે અકાયદ કો નીહાયત એહતેયાતસે મખફી રખતે હેં. તાહમ મુજમીલ તોર પર કયા મે બંબંઇ કે જમાને મેં હમને કુછ માલુમ કીયા થા ઓર વોહ હસબે ઝેલહેઃ—

યે, ફીરકા હઝરત ઇસમાઇલ સે મનસુબ હે જો સૈયદના-ઇમામ જાફર સાદક કે બડે શાહબઝાદે થે ઓર અપને વાલીદ કી ઝીંદગીમેં રેહલત કર ગએથે ઉનકે અકીદે મે હઝરત ઇમામ જાફર કે બાદ હઝરત ઇસમાઇલ ઇમામ હુવે. ગો વોહ રેહલત કર ગએ મગર ઉનકી રૂહ ઉનકે ફરઝંદ મહમદ બીન ઇસમાઇલ મેં જાહેર હુઇ ઓર મુનતકીલ હોતી હુઇ મોજુદા આગાખાન મેં આઈ તનાસુખ યા આવાગું કે ઇસ હીસ્સે કો યે ફીરકા તસલીમ કરતા હે કે રૂહમે દોબારા જીસમ ઇખત્યાર કરનેકી સલાહીયત હે. મગર હીંદુઓ કે આલમગીર તનાસુખ સે ઉસે કુછ વાસ્તા નહીં. જહાં ઇનસાન વ, હેવાન નબાતાત વ જમાદાત મે રૂહાની નકલો હરકતકી મસાંવાત કો માના જાતા હે કુરાને શરીફમેં શોહદા (જો ખુદા કે રસ્તે મેં જીંદગી દે ડાલતે હેં) કી અબદી જીંદગી કા તઝકીરા મોજુદ હે. ઇસસે આઇમ્મે કી રૂહાનીયત કા બરકરાર રહેના સાબીત કીયા જાતા હે.

શુરૂ શુરૂ મે યે અકીદા મુહદુદથા મગર જબ ઈસફીર-કેકે દાઈ હીંદુસ્તાનમેં આએ ઓર હીંદુવોંકે મઝહબકો સીખાતે વો ખુલ્લમ ખુલ્લા હઝરત મવલા અલી ઓર આગાખાની ઇમામુંકો મઝહર ઝાતો સીફાત યાંની અવતાર બ્યાન કરને લગે. ઇસ અકીદે કે સબબ ઉનકો હીંદુસ્તાન મેં બડી કામયાબી હુઇ ઓર લાખું હીંદુ આગાખાની મુસલમાન હો ગએ. અરબી મોવર રખીનને આગાખાન કે બુઝરગોંકા તઝકીરા બડે અલફાઝમે કીયા હે મગર ઇન્સાફ યેહ હે કે મુવરરીખ લોક શખસી હુકુમતું કે દબાવ, યા ઝાતી માલુમાત કી કમી કે અસલી વાકેઆત નહીં લીખ-સકે હઝરત ઇસમાઈલકી પાંચવી પુસ્તમે **મેહદી** નામી એક સાહબ થે ઉનકી ઝાતસે ગીરોહે ઇસમાઇલકો બહોત શોહરત વતકવીયત પહોંચી. યહાંતક અફરીકા મેં સને ૨૯૬ ઇસવી મેં ઉનકી સલત્તનત કાયમ હો ગઇ. **મેહદી** કે બાદ ઉનકે સાહબઝાદે **કાયમ** ઉનકે લડકે **મનસુર** ને ઓર ફી **મનસુર** કે ફરઝંદ **મોઇઝુદીન** ને બડી ધુમ-ધામ કી. ઇમામત વ બાદશાહત ઇનકે લબભી હુવે, બંર બાદીયાં ભી હુઇ મગર ઇસકા અસર મઝહબી વેકાર પર ન પડા. ઇસમે બરાબર તરકકી હોતી રહી, યહા તકકે ઇરાન મેં ભી ઇસકા ચરચા હુવા. ઓર મોજુદા **આગાખાન** કે (શાયદ) દાદા આગા **હસનઅલીશાહ** કી શાદી શાહ ઇરાનકી દુખતર સે હોગઇ. ઇસ ઝમાને મેં સલતનત કી અન્દરૂની

પેચીદગીયું કે સબબ આગા **હસનઅલી શાહ** હીંદુસ્તાન મે આ ગએ. યહાં તીનસો બરસસે પીર **સદરૂદીન** ઓર **પીર શમશુદીન** ને આગાખાની મિશનકો જારી કર રખા-થા. પીર **સદરૂદીન** કે ઝરીયે સે ઇઝલાઅ સીંધ, મુમ્બઇ, કોકન, ગુજરાત મેં લાખું મુરીદ હોગએથે, ઓર પીર સમ-**સુદીન તબરેઝી** કે તવસ્સુલસે ઇઝલાઅ પંજાબ વગેરે મેં લાખુ સુનાર, ઓર કહાર ઇસ ગીરોહ મેં સામીલ હોગએથે ઇસલીએ આગા સાહબકો ઇસમુલ્કમેં એક બની બનાઇ તૈયાર જમાઅત મીલ ગઇ.

**આજ દુનિયાંમે કીસી બાદશાકો ઐસી વફા-દાર રઇત ઓર કીસી પીરકો ઐસે સચ્ચે જાન નીસાર અકીદતમંદ મુરીદ મયસ્સર નહીં હે, જેસી આગાખાનકી જમાઅત હે. વોહ અપને ઈમામકે હુકમપર જાન વ માલ કુરબાન કરદેના મામુલી બાત તસવ્વર કરતે હેં. હરસાલ લાખું બલકે કરોડું રૂપયે બતોર નઝર યા ખીરાજ. ઉશુર, ઝકાત, વગેરે કે આગાખાન કો દીયા જા-તાહેં. ઓર વોહ ઉસકો અપને ઈખરાજાતકે અ-લવા કોમી ઝરૂરત મે ખરચ કરતે હેં. ઉનકી જમાઅત કે હઝારૂં ગરીબ મહીને પાતે હેં. બીમારૂં કે લીયે શફાખાને કાયમ હેંય તાલીમ**

**કે મદમેં આગાખાન ઝયાદા ફૈયાઝી કામ મે લાતે હેય. અલીગઢ કાલેજ મેં સાત આઠ સો રૂપયે માહવાર દેતે હૅયં ઓર અપને મુરીદાંસે લાખું રૂપયા કાલેજકો દીલવા ચુકે હૅય.**

એક ઝમાનેમેં ઇનકી જમાઅત તમામ મુસલમાનુંસે અલાહેદા સમજી જાતિથી. ઓર ઇશકે મુકતેદા કસદન ઇસકો અલાહેદા રખના ઝરૂરી ખ્યાલ કરતે થે મગર મોજુદા આગાખાનને ઇસ કાએદેકો તરક કરકે અપની જમાઅત કો આમ મુસલમાનું કે મેલ જોલ કી તરફ માઇલ કરના શરૂ કીયાહે ઓર આહીસ્તા આહીસ્તા ઇનકો ઇસમાઇલી બીરાદરી મેં લા રહે હેં.

ઇબતેદામે જગે જગે અલીજી કે મંદીર બનાએ ગએ થે ઓર ઉનમે હઝરત મવલા અલી ઓર આગાખાની ઇમામુકી તસવીરે રખી જાતીથી તાકે વોહ હીંદુજો હજરત અલીકો વિષ્ણુકા દસવાં અવતાર માનતે હેં ઓર મુરતી કે દરશનકો જરૂરી ખ્યાલ કરતેહેં અપની તસલ્લીકા સામાન ઇન ઇસમાઇલી મંદીરોમેં પાએ મગર અબ ઇન આગાખાનને રફતા રફતા ઇન તસવીરોકો અલીજી કે મંદીરૂંસે ઉઠવા દીયા.

બાઅઝ નાદાન મુસલમાનોમેં પીછલે દીનુ આગાખાન કે ઝાતી અકાયદ કી નીસબત મુખાલીફ ચરચા પયદા હો

ગઇ થી ઓર ઇસકી વજેહ યે થી કે આગાખાન કે બાઅઝ રીસ્તેદારોને ઉનપર ખાનગી કશીદગીકી કે સબબ નાલીશ કીથી અદાલતી ઇઝહારાતમે આગાખાન સાહબસેં ઇન્કે અકાયદ કી નીસબત ભી સવાલ હુવા જીસ્કો ઉન્હુને નીહાયત હી બેપરવાઇસે ટાલ દીયા. અખબારાત ને આગા-ખાન સાહેબકે બયાનપર જીરેહ લીખી કે ઉન્હુને કુરાન શરીફસે બે તઅલ્લુકી ઝાહેર કી ઓર હઝરત અલી કો મઝહરે ઝાત ખુદા બયાન કીયા, હાલાંકે અસલીયત ઇસ્કે બીલકુલ ખીલાફ હેં

આગાખાન સાહેબ બા એઅતેબાર અકાયદ મુસલમાન હેં ઓર કુરાન વ હદીસ પર ઇમાન રખતેં હેં લેકીન વો અલફાઝ કુરાન કો કાબીલે તાઅઝીમ નહીં જાનતે બલકે ઉસ્કેમફહુંય ઓર મઆની કા એહતેરાફ કરતે હેં. ઇસસે લોગોકો ગલત ફેહમી હુઇ. આગાખાન સાહબ કાયે આકીદા એહલે સુન્નત કે ખીલાફ હે ઇસપર અગલે ઝમાનેમેં બડી બડી માઅરકે કી બેહસેં ઉનમે ઓર મુજતેહદીન મેં હો ચુકી હેં.

હક યેહયકે આગાખાન એક આલાદરજે કે સમઝદાર લીડર હેં જો મુસલમાનોં કી તરક્કી વ હીફાઝતકે લીએ હમાતન આમાદા રેહતે હેં ઓર ઇન્કી જમાઅતમેં જીસ તરેહ જાહેલાના અકાયદ થે ઉન્કી આહીસ્તા આહીસ્તા કર

રહેહેં ખોજે આગાખાનકે દીદારકો નીહાયત જરૂરી ઔર બાબરક્ત ખીયાલ કરતે હેં થોડા અરસા હુવા કે ઇન ખોજોમેંસે કુચ્છ લોગ આગાખાન સાહબસે બરગીસતા હોગયે થે લેકીન સુના હેકે વો સબ આસમાની બલાઓમેં મુબતીલા હોકર હેરાન વ પરેશાન હુએ એક પંજાબી ઉરદુ અખબારકે એડીટરને એક દફા આગાખાન સાહબકી મુઝમ્મત છાપી થી ઇન્કે મુરીદોંને ઇસ્કે ખીલાફ ચારા જુઇ કરની ચાહી મગર આગાખાન સાહબને રોકા ઓર ફરમાયાકે આસમાની ફેસ્લેકા ઈન્તેઝાર કરો ચુનાચે ફોરન વો એડીટર બલાયે નાગહાની મેં ગીરફતાર હોકર જેલખાને ભેજા ગયા ઓર આજ તક જેલમેં હે.

ગોયા ઇન્કે મુરીદોકી ખુશ અકીદગી કે ખીયાલત હે મગર અયસે રોશન ઝમાનેમેં જબકે ચારો તરફ સાયન્સ વ ફીલસુફી કા દોર દોરાહે એક બઈદ અઝ અકલ અકીદા કાયમ રહના બગેર કીસી બાતીની તાકત કે હીફાઝત ના મુમકીન હે. ઝુરૂર આગાખાનકે પાસ ઇન્કી ખાનદાની ચીઝોંમે કોઇ અયસી ચીજ મોજુદ હે જીસ્કે અસર સેં એક આલમ ઇન્કા મસખર હે.

ઈસ તઝકરાહમેં મખઝનકે લીએ યે ઈતેલાઅ દીલચસપીસે ખાલી ન હોગી કે બોસ્તાન ખ્યાલકા મશહુર ફસાના આગાખાન સાહબકે બુઝરગોંકે નામપર લીખ્ખા

ગયા હે મહદી કાતિ મુલમુલ્ક મોઅઝઝુદદીન જીસ કદર હીરા ઇસ ફસાને કે હેં વોસબ આગાખાન સાહબકે અજદાવહેં ફસાનાં નવીસને ગાલેબન અપને અએમ્માકી બુઝુરગી વ અઝમત કા ઇઝહાર ઇસતીકસે મુનાસીબ સમઝાહે ગો વો સાફ સાફ અપને મખફી ઉસુલકી વજેહસેં લબ કુશાઇ ન કર સકા.

આગાખાન સાહેબ મુસલમાનોંકે લીએ એક રોશન ખીયાલ અકલમન્દ સાહેબે બાતીન લીડર હેં ઓર હિન્દુસ્થાનકે વાસ્તે એક નીહાયત બા અસર હમ દર્દ હેં જીન્કી હમદર્દી હમેશાં મુફીદ સાબીત હુઇ હે ઇન્કી જમાયત રામક્રીશન વગેરા જમીઅ બુઝુરગાને હીનોદ કીતાઅઝીમ કરતાહે ઓર વો ખુદભી બહોત બેતાઅસ્સુબ આદમીહેં.

---

# અથર્વ વેદનો મહા મંત્ર.

હા!  અખંડ નક્ષમાં નૂમાઇ અલી છે!!!

ઇશ્વર અને અલ્લાહની યકતાઇ અલી છે !
કુરઆન અને વેદની સરસાઇ અલી છે !
હિન્દુ ને મુસલમાનની સરખાઇ અલી છે !
હા ! ૐ અખંડ નક્ષમાં નુમાઇ અલી છે !

---

વેદોના ૐ મંત્રનો આકાર અલી છે !
અલ્લાહ નિરાકાર ને સાકાર અલી છે !
હા ! નુન વલ કલમની સનદ સાર અલી છે !
સતપંથમાં નકલંકનો અવતાર અલી છે !

વરતેજી.

# શુષ્ક-વેદાંતી-સમાગમ !

અથવા

## મી૦ અલીભાઈ દેવરાજ ભડલીવાળાને

પંડીત રાધાકૃષ્ણ ઉપરના પત્ર સંબંધી

તથા

ખુલ્લા પત્રની બાબતમાં—

## મોહકમ—જવાબ.



(લખનાર વરતેજી.)



મુંબઇ તા. ૨૦-૧-૧૯.



અધિકાર વગર વેદાંત મત જાણનારાઓ-ઘણી ખરી રીતે વિદ્વાન છતાં નાસ્તીક નિવડે છે—અથવા ધાર્મિક શ્રદ્ધા ધરાવી શક્તા નથી—અને એવા અશ્રદ્ધાવાનો આ દુનિયામાં વ્હેવાર નિભાવવામાં ભારરૂપ નિવડવા જોઇએ. કારણ કે—

**यावत् जं वेत सुख्खं जीवेत**
**रुणं कृत्वा घृतं पीवेत.**

અર્થ—જ્યાં સુધી જીવવું ત્યાં સુધી સુખમાં રહેવું. કરજ કરીને પણ ઘી પીવું.

(ચારવાક–મત)

* * * * * *

આવા વિચાર ધરાવનારાઓ કોઇપણ કોમમાં હોય તેના કરતાં ખોજા કોમમાં જો ક્યાંઇ દેખાતું હોય તો પ્રેમને રસ્તે ધાર્મિક શિક્ષણ મેળવવાની પદ્ધતિથી વિમુખ થઇ ઇંગ્લીશ અભ્યાસના સ્વછંદીપણામાં પોતાને વિદ્વાનમાં ખપાવવાની નકલી કોશેશો કરનારાઓ મળી આવશે. ત્યારે **ઇસનાશરી** મતમાં ભળેલાઓમાં તો એ તત્વ નહીં હોવાના કારણો **એબ** સમાન છે. કારણકે નાસ્તીક મત ધાર્મિક અશ્રદ્ધાવાન છતાં દુનિયાની હસ્તીમાં આવેલી દરેકે દરેક વસ્તુ માટે જ્ઞાનવાન બનાવે છે. ત્યારે ઇસ્નાસરી મત ખુદાઇ ગેબશક્તીને મનાવવા ઉપરાંત ઇસ્લામ સિદ્ધ કરી નહીં શકે, એવી કુદરતે મુકરર કરેલા કાનુન વિરૂદ્ધની માનીનતામાંજ આયુષ્ય ગાળી સાર્થક માનવા શિખવે છે, અને એ હિસાબે **એક ઇસ્નાસરી** માનીનતાવાળા કરતાં **એક નાસ્તીક**, જો તે દુનિયાના વહેવારને પરમાર્થ ને વિવેકને જાળવી રાખવાનું પસંદ કરતો હોય તો—કરોડે દરજ્જે બહેતર અને ભલો છે.

નાસ્તીકતામાં એકજ દુર્ગુણ છતાં, જ્ઞાનને રસ્તે તે ઉપયોગી છે. સારાંશમાં નાસ્તીક મત ને વેદાંત મતમાં એટલોજ ફરક છે, કે

**નાસ્તીક મતવાળા** સઘળું જાણવાનું જ્ઞાન મેળવેલા હોય છે. ત્યારે વેદાંતી-તેવાજ હોવા સાથે એક **ઇશ્વર**ની અકળ શક્તી ઉપર વિશ્વાસ રાખવાને આગળ વધેલા હોય છે, છતાં જો કે, નાસ્તીક મત શિરોમણી **હરબર્ટ સ્પેનસર** જેવા, નાસ્તીકતા ઉપરાંત અગમ્ય શક્તિ વિષે કહે છે, પણ તેના નિર્ણય તરીકે તે ઉપર શ્રદ્ધા મુકવાની જરૂર જોઇ શકયા નથી, અને તેના ચેલાઓની એકંદરે તેવીજ હાલત થઇ પડે છે. પણ વેદાંત જો જુગના ગુરૂ વડે અધિકારયુક્ત પ્રાપ્ત થયો હોય, તો એક નાસ્તીક ઉપર એક આસ્તીક સરસાઇ ભોગવનારો છે. અને આ મહાન વિચાર ઇસ્લામના ઇલ્મમાં અપુર્વ છે. અને તે નાસ્તીકતાના નિર્મુળપણા માટે પોતાની અજાયબ શક્તિઓ દેખાડતો રહ્યો છે. તેના કારણમાં સ્પષ્ટ છે કે, **એક** ખુદાની માનીનતા વડે વેદાંત મત તથા નાસ્તીકતાની દર્શ વસ્તુના દરેક અણુંની શરૂઆતથી અંત સુધીનો દરેક ઇલ્મ (જ્ઞાન) નોલેજને-**કુદરત**ના નામે માને છે અને આના સંપુર્ણ અનુભવની સીડીરૂપ-**સતપંથ** (ઇસ્માઇલીયા)ના મહાત્મ્યમય શાસ્ત્રોની પ્રણાલીકાને પીર **સતગુર** નુર-પીર **શમસ** (તબ્રેઝ) પીર **સદરદીન**, પીર **હસન** કબીરદીન અને પીર **તાજદીને** સમજાવી છે. તે વગર આર્યસમાજી રાધાકૃષ્ણ, ઇસ્નાસરી **કાબો**, અને શુષ્ક-વેદાંતી મી૦ અલીભાઇ દેવરાજ કદી પણ પોતાની પારમારથીકતાથી અસર બતાવી શકે, એમ અમો નિરઅર્થક હોવાથી માનતા નથી.

મી૦ અલીભાઇ દેવરાજનો પત્ર જે પંડિત રાધાકૃષ્ણ ઉપર લખાએલો **"આગાખાની ખુદાઇ"**ના પુસ્તકમાં આપેલો છે, તે એમ દેખાડે છે કે, જાણે આગાખાની ખોજા અથવા ખોજા ધર્મમાં ભળના-

રાઓ માટે પંડિત રાધાકૃષ્ણ એકજ મદદગાર હાલની દુનિયામાં છે. અને તેજ ખોજા સતપંથ ધર્મમાં બળતા અટકાવવા એકલો સામર્થ્યવાન છે. એમ અમો મી૦ અલીભાઇ દેવરાજને ચિતરીએ, તેના કરતાં અમારી અને એમની મુલાકાત અને વાદવિવાદ યાદ કરતાં પંડિત રાધાકૃષ્ણને એઓ ઉઘાડો મુર્ખ સમજે છે, એમ માનીએ તો વધુ ઠીક લાગે છે. અને તેથી તેને અંગત પત્ર લખી દોરવવા કોશેષ કરી છે. પણ મી૦ અલીભાઇ દેવરાજે તેમાં થાપ ખાધી છે. કારણ કે પંડિત રાધાકૃષ્ણને પકો અનુભવ સતપંથીઓની આસ્થા માટે મળી ચુકયો છે કે, ગમે તેવા કારણે સતપંથ ધર્મના સિદ્ધાંતો પ્રેમના રસ્તો માનનારાઓ કદી પણ બદલાવાના નથી. અને તેવું પોતાના પુસ્તકમાં લખી સ્પષ્ટ કર્યું છે–તેથી તેણે પોતાની ગણત્રી સાથે મી૦ અલીભાઇ દેવરાજની પણ હાંસી કરાવી છે. અને પરમાર્થના લીબાસમાં ઇસ્માઇલીયા જમાતમાં છુપેલા વિદ્વાન મી૦ અલીભાઇની ઓળખ બહુ કઢંગી અને પોતાની હરોળમાં મુકી છે, અમોને મી૦ અલીભાઇ દેવરાજ જેવા વિદ્વાન મિત્ર માટે આ ઘણું ખેદ કરાવનારૂં લાગે છે. કારણ કે તેઓ વેદાંત મતના જ્ઞાતા થવાને લાયક દેખાતા હતા, છતાં સાંકડી ગણત્રીનઃ સોબતીયોથી સતપંથની વેદીક સુંદરતાના વિરોધ કરવા દોરવાયા! અમો મનુષ્ય માત્રમાં પોતે ડાહ્યા છે એવા ગુમાનની અવગણના આ પ્રસંગે મી૦ અલીભાઇ દેવરાજને સમજાવવા માગતા નથી. તોપણ એમના વેદીક જ્ઞાન અને સાયન્સ તરફ પ્રવૃતિની બહુ સારી રાખેલી આશામાં નિષ્ફળ ગએલા જોઇ અમોને ખેદ થાય છે.

અમોને આ ખેદ તરફ સારી નજરથી વિચારતાં એક બાબત તરફ અવશ્ય ધ્યાન જાય છે. તે એ છે કે, મી૦ અલીભાઇ દેવરાજ નાનપણથીજ મુંબઇ જેવા શહેરમાં અને "**ધી કરીમભાઇ ઇબ્રાહીમ ખોજા ઓરફનેજ**"માં રહી, એમણે મેળવેલાં જ્ઞાન પછી એ ખાતાના મેનેજરની વિશ્વાસુ પદવી ભોગવ્યા પછી, પાછળથી આવી ઢળણનું કારણ અત્યારે પણ અમો જોઇ શકીએ છીએ. અને તે એ કે-એવી ખોજા ઓર્ફનેજોમાં એ નિરાધાર-ખોજા બાળકોને તાલીમની ગોઠવણ રાખી છે તેમાં વિચારના બોહળાપણા વડે—

૧—કુરઆને શરીફને સમજ્યા વગર પઢાવવું—

૨—સતપંથ-ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોનો અભાવ—

૩—જુવાન લોહીવાળા પણ યતીમ બચ્ચાંના શિક્ષણની કદર નહીં કરનાર મેનેજરોની ગોઠવણ.

આ ત્રણ કારણોના લીધે તેવી ઓર્ફનેજોમાં એક નિરાધાર ખોજા બાળકને ઉત્તમોત્તમ તજવીજવડે કેળવણી અપાય છે, છતાં જે જાતની ધાર્મિક બુદ્ધીની ખામી રહી જાય છે, તે એ ઓર્ફનેજમાંથી સ્વતંત્ર ધંધામાં જોડાનારા ખોજા બાળકો ધાર્મિક મતભેદથી છુટા પડી ગયલાઓના પંજામાં દોરવાય છે. અને સમજુ તરીકે ધાર્મિક મત ભેદ વગર રહી શકતા નહીં હોવાથી, પરિણામે સુજ્ઞપણું પ્રાપ્ત થતું નથી. અને તેથી સતપંથને ચાહનારા વર્ગમાંથી તેઓ બાતલ થયે નિરાશ થાય છે, અને તેને પરિણામે જ્યારે જ્યારે તક મળે છે ત્યારે, સતપંથના ચાહકોના અભાવે, તેઓ તેની દિલસોજી ખોઇ બેસે છે. અને તેથીજ છિદ્રો શોધે છે. જેનું પણ એક દૃષ્ટાંત ખોજા

અલીભાઇ દેવરાજના લખેલા પત્રમાંથી અમે સાર કાઢી આપી શકીએ છીએ. કે રખે ખોજા ઓર્ફેનેજોનો વહીવટ કરનાર ત્રસ્ટીઓ પોતાની દેખરેખ તળે, કાળજી કરી ખોજા યતીમ બાળકોનો ખરો આશીરવાદ મેળવે અને ધારમીક કેળવણી સમજ ભરી રીતે પ્રાપ્ત કરે!

'**ખુલ્લો પત્ર**—એ એની વધુ સાબીતી છે અને જે વિદ્વતા વડે એ '**ખુલ્લો પત્ર** આલેખવામાં આવ્યો છે, તેમાં સતપંથના મુરબ્બી ના૦ **આગાખાને** હિન્દુસ્તાનની કોઇ પણ પ્રજા કરતાં પોતાના મુરીદોને ઉન્નતીને રસ્તે બક્ષેલું " **ખોજા સ્વરાજ** " તે **ખોજા શિયા ઈમામી** ઇસ્માઇલીયા કૌન્સીલોની સ્થાપના છે, તેના વિરૂધ પોતાના જાણીતે રસ્તે કરેલું ડહાપણ છે!

મી૦ અલીભાઇ દેવરાજે, એ ખુલ્લાપત્રમાં જે જે મરહુમ માનવંત હિન્દ હિતેચ્છુઓના નામોથી આરંભ કર્યો છે, તે તે મરહુમો કરતાં શ્રેષ્ટ પણે એ કૌન્સીલની સ્થાપના કરનાર ના૦ **આગાખાને** આજે જાહેર રીતે પોતાનું કાર્ય **ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન** નામના પુસ્તકમાં વર્ણવ્યું છે, અને તેજ ખાસ વાંચવા ભલામણ કરી રા. અલીભાઇ દેવરાજની ના૦ આગાખાન તરફની **ભલી ભાવનાઓ** તરફ માનની નજરે જોવા તૈયાર થઇશું. અને વેદીક સતપંથના શિક્ષણના થોડાક વિચારો દુનિયામાં બીજા ધર્મોની સરખામણી કરીને બતાવીશું કે, જેથી ઇસ્માઇલીઓની પક્ષપાત વગરની ધારમીક બુદ્ધિનો ખ્યાલ આવે; જેવો ખ્યાલ આ લખનાર તરીકે મને ( વરતેજીને ) છેલ્લાં ૬ વરસમાં આવતો રહ્યો છે.

# સનાતન ધર્મ મહાત્મ !



( સતપંથ માનીનતા. )

**બની આદમ અઝ આઝાયે યક દીગરન્દ !**

**અર્થ.**

મનુષ્ય માત્ર એકજ શરીરના અવયવો છે !

* * *

ભલે હોય હીન્દુ ચિના કે યહુદી !
નથી જન્મ કે મોતની રીત જુદી,
જુદા ક્યાં જશો એક ગોળો ગુંથાણો,
તમે મીત્ર માસ વૃથા તાણો !
(દલપતરામ)

* * *

હાફેઝા ગર વસ્લ ખાહી સુલ્હકુન બા ખાસોઆમ !
બા મુસલમાં અલ્લાહ, અલ્લાહ બા બીરેહમન રામરામ.
હાફેઝ.

અગર તું ખુદાનો વસલ ઇચ્છે તો નાના મોટા દરેકથી સુલેહ

રાખ—એટલે—મુસલમાન મળે તો અલ્લાહ અલ્લાહ કહે ને બ્રાહ્મણ મળે તો રામ રામ કહે.

* * *

**રામ ! રામ કહેનેસે ઝાહીદ ખફા ન હો !**
**કહીં ઉસીમેં નુરે મહમદ છીપા ન હો !**

* * *

**રામ રહેમાન દોનું એક ગુસાંઇ, મુરખ મરમ ન જાણે.**

× × × (પીર—શમ્સ)

ઉપલા વાકયો વાંચતાં મનુષ્ય માત્રનું આત્મબળ પ્રફુલ્લે છે। મતમતાંતર અથવા ભેદની વાતો ત્રાસદાયક દેખાય છે. આ અભેદની વાત તેજ **વેદાંત**, તેજ **સુફીઝમ** અને તેનાજવડે જગત અને જગત કર્તાની ઓળખ થઇ શકે છે, અને તેટલા માટેજ વેદ દરેક જુગમાં ગુરૂમંત્રવડે મનાયાં છે. એમ સનાતન ધર્મનો ગત ઇતિહાસ સુચવી રહ્યો છે—ત્યારે પેગંબરો મારફત ઇલાહી કીતાબો મનુષ્ય માત્રને ભલાઇ તરફ દોરવી **વહદહુ લાશરીક** ખુદા—અને તેની કુદરતની સમજ આપતી રહી છે. થઇ ગયેલી વાતોનો સારાંશ અને ભવિષ્યની ભલામણો, **વર્ત્તમાન** સુચવે છે. અને તેટલા માટે વર્ત્તમાન સ્થીતીનું ચિત્ર સમજવા લાયક છે, પરંતુ મતમતાંતરવડે ધાર્મિક મતફેર આરંભકાળ પછી મધ્યકાળમાં ફેલાયો હતો, તેના મુખ્ય ત્રણ ભાગ પડી શકે છે.

૧—**વેદાંત મત**—આરંભકાળ.

૨—ઇસાઇ મત—મધ્યકાળ.
**૩—મોહમદન મત—આખર જમાનો.**

આ ત્રણ પ્રકાર એકબીજાથી જુદી જુદી ભાષાવડે પ્રતિપાદન કરતા રહેવા છતાં, બધાઓનું ધાર્મિક તત્વ એકજ છે, એમ **સતપંથ** શાસ્ત્રના સિદ્ધાંતોવડે કહી શકાય છે.

કારણ-આ દુનિયામાં મનુષ્ય માત્રની એક જાતી છે, અને તે તેના રચનારની એકતા સમજવા માટે સંપુર્ણ દલીલ છે. અને જો મનુષ્ય જાતી એકજ છે, તો પછી તેના ધર્મો જુદા હોય એ અસંભવ અને નહીં માનવા લાયક છે. બધાઓ આંખે જુવે છે ! કાને સાંભળે છે ? જીભે બોલે છે, અને નાકે સુંઘે છે, અને ત્વચાવડે સ્પર્શ કરે છે. આ શારીરીક (જીવનનો) વ્હેવાર કોઇ બદલી શકે, તેનો **ધર્મમત** જુદો હોય, પણ તેવું થયું નથી, થતું નથી, અને થશે પણ નહીં. એમ **વેદીક, ઇસાઈ** અને **મોહમદીયો** સરખી રીતે માને છે. એમ જોતાં પોતે પોતાને જુદા મતમાં માનતા હોવા છતાં એકજ છે. આમ છતાં **સનાતની,** ઇસાઇ અને **મોહમદીયો** પોતે પોતાનેજ શ્રેષ્ટ માની મતમતાંતર ઉભા કરે, તે **ઇશ્વરી** કે **ખુદાઇ માર્ગ નથી.** એમ સિદ્ધ કરે છે. અને તેટલા માટે મતમતાંતરની તેવી વાતો બાદ કરતાં શુદ્ધ **એકજ તત્વ** રહે છે-કે આખા જગતનો **એકજ** રચનાર છે. મનુષ્યની જાતી એકજ છે અને મનુષ્યો માટે એકજ ધર્મ હોવો જોઇએ, અને **એકજ ધર્મ**ને બનાવવાવાળો દરેક સમયમાં **એકજ** હોવો જોઇએ.

આ વાર્તા જે શાસ્ત્રમાં સંપુર્ણ હોય, તેજ **ખુદાઇ શાસ્ત્ર!** તેજ **ખરૂ શાસ્ત્ર!** અને તેવી રીતે જે ધર્મ ગુરૂ મનુષ્ય જાતીને એકજ ગણીને બોધે, અને ભેદ તજાવે તેજ ખરો તારણ કરનાર! તેજ જગતનો ઉદ્ધારક, અને તેજ ધર્મગુરૂ ખરો! બીજા માનેલા **ધર્મગુરૂ**ઓની સ્થીતી ઉપયોગી નીવડતી નથી. સનાતન ધર્મ એમજ સિધ્ધ કરી રહ્યો છે, **ઇસાઇ મત** એમજ બતાવવા મથન કરે છે! અને **મોહમદી**નો એજ મત પ્રસરી રહ્યો છે! છતાં ત્રણે એક સાથે હોવા જોઇએ એમ માનવું ખોટું છે-**સનાતન ધર્મ, ઇસાઇ મત, અને મોહમદી ધર્મ**, પણ એમ કહે છે ત્યારે એ ત્રણમાંથી ખરૂં શું?

આ બાબતનો ભેદ વગર વિચાર કરતાં સમજાશે કે, જે મત કોઇ પણ ધર્મની સત્યતા ખંડન ન કરતો હોય અને વર્તમાન સમયને બંધબેસતો હોય, તેજ **સત્ય ધર્મ**! ઉપલક જોઇશું, તો એ ત્રણે મતવાદીઓ અરસપરસ ખંડન કરી પોતાની જાતની સત્યતા વરણવે છે. પણ ખરેખરી રીતે બીજાને ખોટું કહેવું, તેમાં પોતાની ખોટાઇ આવી જાય છે. આ હીસાબે અમારા અનુભવ મુજબ અમો સતપંથ ધર્મનાં સિધ્ધાંતો જે મહાત્માઓએ વરણવ્યા છે, તે જોતાં કહી શકીશું કે--

**૧—વેદ એ એક ઇશ્વરી પ્રોગ્રામ છે!**

**૨—ઇસાઇ મત-તેના કર્તવ્યની સાંકળ છે!**

**૩—મોહમદી મત એ સનાતન ધર્મના ઇશ્વરી પ્રોગ્રામ મુજબનું છેલ્લું અને સંપુર્ણ અને શુધ્ધ તત્વ છે!!!**

આ મહાન નિરાકરણની સત્યતા સતપંથના નામથી થયેલ પ્રચાર કોઇ પણ સત્ય ધર્મનું ખંડન કરતો નથી, ત્યારે તે **સનાતન ઇસાઇ** અને **મોહમદી મતના** ખરા રહસ્યોવડે એકજ ખુદા અને તેનાં પવિત્ર નુરનાં અવિછિનપણાની ઓળખ કરાવવાનું મહાન અને દંભ વગરનું કાર્ય કરી રહ્યો છે, અને તેનો અસલ સંબંધ નિરાકાર અને સાકારપણાના મર્મમાં છે.

## સત્ય ધર્માભાસ.

ઘણા સાદા અને પરગજુઓ પોતાના મનથી ધર્મ-મતમતાંતરોથી કંટાળી જઇને એમજ નિર્ણય કરે છે કે- સાચું બોલવું, દંભ ન કરવો, ધર્મના નામે ઝઘડવું નહીં, અને પારમાર્થીક કામો અને તેટલાં કરવાં, અને દુનિયા સાથેનો વહેવાર સત્યતાથી જાળવવો. જો કે આ નિર્ણય સત્ય ધર્મના કાર્ય જેવો છે, પરંતુ નિશાના વગરના તીર ફેંકવા જેવી જીંદગી ભોગવતાં તેને કોઇપણ પોતાના નિર્ણયના કાર્યોમાં ઉત્સાહ પ્રેરનારા હોતા નથી. અને તેવા જીવનમાં થાક વેલાસર આવી જાય છે. પણ તે છતાંએ પોતાનો નિર્ણય માત્ર પોતાની શાંતિ સુધીજ ટકી રહે છે, પણ જ્યારે અવનવા વહેવારમાં કાંઇને કાંઇ આંટીઘુંટી આવે છે, ત્યારે તેવા નિર્ણય કરનારની દશા દયાજણી થઇ પડે છે, અને આ આત્મિક અજ્ઞાનતાના લીધે તેને કાંતો બહુજ નિરાશ થઇ જવું પડે છે, અથવા તો અંતે કોઇક નબળાઇને વશ થઇ જઇને પોતાના જીવનનું સામર્થ્ય ગુમાવી બેસે છે.

## નાસ્તિકો.

આ કરતાં વધુ માઠી દશા **નાસ્તીકોની** થાય છે. કારણ કે ખુદા ઉપર એતેકાદ નહીં. છતાં પરાણે દુનીયાના વહેવાર નીતિ સાચવવા પડે છે, અને પરિણામે પોતાને તદન એકલોજ જુવે છે.

ભર જુવાનીના જુસ્સામાં કરેલો નિર્ણય, વૃધ્ધા અવસ્થાએ અનુભવ માર્ગમાં થઇને પહોંચતા ઘણા સુધારા વધારા કરતા જાય છે, અને જો કોઇ અહિત કે સંકટમાં સપડાય, તો ઇચ્છા વિરૂધ આવનારા બળ સામે ટકી શકતો નથી. કારણ કે પોતાના વિચારથી દુનીયા તેને અજ્ઞાન લાગે છે, અને તેણે દુનીયાના લોકોની દીલસોજી પ્રાપ્ત કરવામાં ઘણો વખત કાળજી કરી હોતી નથી. તે ત્યારેજ તેને નહીં કળાયેલી ઇશ્વરી શક્તીનો ભાસ થાય છે. પરંતુ લાંબી મુદત સુધી કરેલા નિર્ણયના લીધે તે વશ થઇ શકતો નથી, અને ઘણીજ ગુંચવણ ભરેલી હાલતમાં તે જીવન ગુમાવે છે.

ઉપરના બે દાખલાઓમાં ઇસાઇમતવાળાઓ વધુ ફસેલા દેખાય છે, અને તેનું કારણ એજ કે **ઇસાઇ મત**, સનાતન મતથી જુદો નહીં છતાં તેને જુદો પાડવાની કોશેષ કરનારાઓના લીધે, એટલે અધીકાર વગરની સમજ આપવાની ઉતાવળી રૂઢીનું પરિણામ છે. અને સનાતન ધર્મના ઇશ્વરી જ્યોતિરૂપ **ઇસુખ્રીસ્ત**નો પક્ષપાત કરવા જતાં અવતારની આરંભકાળની વાતોને વિસારી મુકવાનું પસંદ કરે છે. અને **મોહમદી મત** વાદી પણ લગભગ તેવુંજ કરતા દેખાય છે. જો કે **ઇશુખ્રીસ્ત**ના વચનો જે હાલ **નવાં કરાર**ના નામે પ્રસિધ્ધ છે. તે ઇસુખ્રીસ્તે વિશ્વાસુ નહીં જણાવેલા ભકતોની યાદ દાસ્ત સાચા પશ્ચાતાપ કરવા પછીનાં છે, પણ તે ઉપર ખુદ ઇસુખ્રીસ્તની સનંદ નહીં હોવાથી, તેમાં જે **જુના કરાર**નાં વચનોથી કેટલીક ખુદાની વાતો વિરૂધ્ધ જાય છે, અને ખુદાઇ વચનોના નામે જોનારાઓને તેમાં જે દોષ દેખાય છે, તે તરફ **ઇશુખ્રીસ્ત**નાં પવીત્ર વચનોનો

"જુના કરાર" મુજબનાં એટલે અસલ વેદીકને મળતાં, તે તરફ જોતાં ગુરૂની ગેરહાજરીમાં એ મનાતા ખુદાઇ વચનોની અસરા આજે આખાં યુરોપનાં બહોળા ભાગમા **નાસ્તિકતા** ! ફેલાવનાર થઇ રહી છે. જે ખુદાઇ વચનમાં ખરી રીતે તેમ ન હોવું જુવે. ત્યારે કરોડો શુક્ર છે કે તે પછી તાલીમ થયેલા પાક **કલામે મજીદ** (કુરઆન) માં વેદનાં ખરા મુદ્દાઓ મુજબની આગાહી, તે **ઇશ્વરી પ્રોગ્રામ** તરીકે **ઇસ્લામ મત** પોતાના નિરમળ તત્વો વડે જગતને ઝળકતું જીવન બક્ષે છે! આવી અદભુત શકતીવાળા **વેદીક ઇસ્લામ મત**ની ખુબીઓ દરજજાવાર ગોઠવાયેલ છે. અને તેનાં **શરીઅત, તરીકત** અને **હકીકત** તથા **આખરે ફળ**નાં દરજ્જા જાણુનાર મારફતી પકકો અને પુજ્ય ઇસ્લામી હોઇને. એક ખુદા,ની આ જગત રચનાની તરકકી અને તાઝગીમાં પોતાનો હીસ્સો મતભેદ વગર અને સચાઇ તરફ જોશ આપતો રહે છે. અને એનું સુંદર દ્રષ્ટાંત આજે ઇ. સ. ૧૯૧૯ માં ઇસાઇ તાલીમવાળા મહાન રાજ્યોમાં પેહેલાં નંબરે આવેલ નાસ્તીક **જરમની**ની હાર અને ગેબી શકતીની મદદવડે પ્રેસીડન્ટ વીલસને **બ્રીટીશ** રાજ્યની ટકાવેલી ફતેહની વફાદારીમાં **ઝળકતા** જીવનરૂપ ના૦ **આગાખાન** તે ખુદાઇ સ્વરૂપનું ચિન્હ સનાતન ધર્મ મુજબ જગતમાં સંકટ વખતે ખુદાઇ શકતીવડે મળેલી મદદ જેવી છે! જેનું હુબહુ દ્રષ્ટાંત સનાતન શાસ્ત્રોમાં ઇશ્વરી શક્તી તરીકે શ્રીકૃષ્ણે, પાંડવોને કોરવની લડાઇમાં અપાવેલા વિજય સરખું સ્પષ્ટ છે!!! અને ના૦ **આગાખાન**ની પરંપરા વેદીક પરંપરાનાં ભાગ તરીકે અહુણાદથી લઇને મચ્છ, કચ્છ વિગેરે અવતારોનું દશમ સ્વરૂપ **અલી** છે! અને **વેદીક-ઇસ્લામનાં** સંગમ **અલીથી આગાખાન** સુધીની સાંકળ (વંશાવળી) તે જેમ

સનાતન શાસ્ત્ર મુજબ નિરાકારથી નીરંજન અને સાકાર અવતારોની માનીનતા રૂપે સત્ય છે, તેજ મુજબ નુરેખુદાનું મુન્તકલ થવું અને અલીમાં ઉત્તરોતર આવવું તે ઇસ્લામી હોઇને વિશ્નાપુરી એટલે ઇશ્વરી જ્યોતિની પરંપરા અને **હુબલિલ્લાહ** ખુદાઇ રસ્સીની ગણત્રી સનાતન ધર્મની અલીથી આગાખાન સુધીની સાંકળ એજ **સતપંથની વેદીક સત્યતા અને તે જુના કરારના વચનોના પુરાવા તરીકે છે.**

વેદ અને જુના કરારમાંની ઇશ્વરી જ્યોતિની પરંપરાનું સત્ય અનુસંધાન ઇસ્લામ મતમાં જે શબ્દો વડે મચાવેલું છે, તે નવા કરારની પક્ષપાતી માનીનતા બાદ કરતા ઇસુખ્રિસ્ત પણ મુસા પછી એ સંકળનામાં જોડાયેલ ઇશ્વરી જ્યોતિરૂપ હતો એ સત્ય છે! ત્યારે વેદની સનાતન ધર્મ મુજબની ઇશ્વરી જ્યોતિની પરંપરા આજ તેને માનનારાઓ પાસે સ્પષ્ટ આકારમાં નહીં ટકવાનું કારણ સેહેલું છે. તે એકે ઇશ્વરી જ્યોતિનાં સાકારપણાની શરૂઆત પછી તે ક્રમવાર બદલતી રહી. અને બ્રાહ્મણ, ક્ષત્રિ, અને વૈશ્ય એ જાતીઓમાં બંધારણ મુજબ થઇને શુદ્ર જાતીમાં પ્રગટવું. એ ઇશ્વરી જ્યોતિની આ જગત રચનાના સમભાવના સ્થાપવાની અલૌકીક પ્રવૃતિ સશાસ્ત્ર છે અને એ ધોરણે જ્યાં ઇશ્વરી જ્યોતિ પ્રગટે છે! તે જાતીની મહત્તાનો જમાનો પ્રવૃત્ત છે! અને તે સ્થળેજ ઇશ્વરી જ્યોતિની સત્યતાને ખાતરજ તેની પરંપરાની સાંકળ દલીલ તરીકે ઝળકાય છે. જો સનાતન શાસ્ત્રમાં આ પરંપરા હાલ જોઇશું તો શ્રીકૃષ્ણ એટલે આઠ અવતાર સુધી મળી આવશે, પરંતુ તે પછી

બ્રાહ્મણોનો મતભેદ "**બુધવતાર**" માટે બહુજ હોવાથી તે બ્રાહ્મણો પાસે, કે સનાતન ધર્મ પાળનાર પાસે, નહીં મળે. પણ **બુધ**ને માનનારાઓ પાસે તેની બાકીની પરંપરા હોયજ અને એ હિસાબે **બુદ્ધ** પછીની ઇશ્વરી જ્યોતિની પરંપરાની બાકીની સાંકળ **નકલંક** અવતારને માનનારાઓ પાસે જ મળી આવે. અને તે બુદ્ધિષ્ટ પાસે પણ ન હોય તો નવાઇ નથી. આ ઉપરથી તાત્પર્ય એજ કે સનાતન ધર્મની ખરી વ્યાખ્યા એજ થઇ શકે, જેમ જેમ અવતારો એટલે ઇશ્વરી જ્યોતિ સાકાર સ્વરૂપમાં પોતાની પ્રવૃતિ કરતી ગઇ, તેજ મુજબ તેને માનતા રહેનારાઓ અને બદલાતા જ્યોતિના સાકાર સ્વરૂપને વંદન કરતા રહ્યા તેજ **સનાતની!** એટલે સતયુગમાં એ ઇશ્વરી જ્યોતિનું સાકારપણું જે રીતે મનાયું, તેથી નવાજ સ્વરૂપમાં ત્રેતાયુગમાં મનાયું! ત્યારે દ્વાપરયુગમાં વળી જુદાજ સ્વરૂપ અને કાર્યમાં ઝળક્યું! અને એજ સનાતન શાસ્ત્રની રૂઇએ કળીયુગમાં એ ઇશ્વરી જ્યોતિ પ્રગટ થયા પછી તેનું કાર્ય અગાઉ મુજબ ચાલુ રહેવા છતાં મતભેદીયો તેને ઓળખી નહીં શકવાથી અળગા રહેવા લાગ્યા.

અને અળગાપણું સનાતન ધર્મની રૂઇએ નકામુ છતાં તેને જાતિભેદમાં ગણવા માંડવું.

આમ થવાનાં કારણો જાણવા જેવાં છે કે આઠમા અવતાર શ્રીકૃષ્ણ પછી **બુધાવતાર** ભાર્ત્તની બહાર પોતાની

જ્યોતિ પ્રસરાવતો રહ્યો અને તે **મુસા** અને **ઇસાને** માનનારાઓ **આદમની** ઉત્પતિ તરીકે ઓળખવા લાગ્યા! અને આર્યો તેને અનાર્ય સમજી મતભેદ રાખવા લાગ્યા! અને આ રીતે એક ઇશ્વરી જ્યોતિની ગેરહાજરીમાં છતા આર્યો તેને **બુધાવતારનું મલેચ્છ સ્વરૂપ** ઓળખવા પોતાની ફરજ ભુલી ગયા અને પોતાપાસેની ઇશ્વરી જ્યોતિની પરંપરાનો ભવિષ્યનો ક્રમ મુકીને અધુરે રહ્યા.

પરંતુ ઇશ્વરી જ્યોતિ જે આ દુનીયાનું જીવન છે અને તે વગર દુનીયા રહી શકે નહી તેવા ખ્યાલની ગેરહાજરીમાં પોતાની ઉચ્ચતામાંજ મસ્ત બન્યા! ત્યારે મલેચ્છરૂપમાં **બુધ આદમનાં** નામથી એ પરંપરા એ પોતાનો પ્રભાવ ભાર્ત્તથી નિરાળા પ્રદેશોમાં ફેલાવ્યો અને એનું પરંપરા યુકત વર્ણન **જુના કરારમાં** આપેલું છે! પરંતુ ત્યાર પછી ઇસુખ્રીસ્ત પાછળનાં પાદરીઓએ પક્ષપાતથી ભાર્ત્તનાં બ્રાહ્મણો માફક ઇશ્વરી જ્યોતિની પરંપરાને જાળવવાનું ડહાપણ જોયું નહી. પરિણામે ઇશ્વરી જ્યોતિની પરંપરા વગર તેઓ પણ જુના કરારથી જુદા પડી ગયા, અને **નવા** કરારમાં ગુંથાયા. ને પરીણામે નાસ્તીક બન્યા પણ ઇશ્વરી જ્યોતિની પરંપરાનાં મહાન દશમ સ્વરૂપ **ઇબરાહીમ** પેગમ્બરથી **ઇસ્માઇલનાં** વંશમાં એ પરંપરા આખરે **અલી** સ્વરૂપે અરબસ્તાનમાં પ્રગટી! અને ત્યાંથી આજ સુધી ૪૮ મી પરંપરાએ હાલનાં નામદાર આગાખાન સર સુલ્તાન મહુમદશામાં છે એ **સનાતન અને ઇસ્લામનાં એકપણા રૂપે સત્ય ઝળકાટ છે!**

## ના. આગાખાન માટે ઇસ્લામી અભિપ્રાય.

( ઇસ્માઇલી સિતારાનો ઉતારો )

[ આપણા હાજર ઇમામ સર સુલતાનમહમદ શાહ જી. સી. આઇ. ઇ. તરફીએ ઇસલામને ઝુંડો ઉઠાવનાર હાલના જમાનાના મોટા સુધારક ખરા ખેરખાહ તરીકે સાબેત થયેલા મહાન ઇસલામી નરની ઇસલામી કોમના પ્રત્યેની હમદરદી તથા દીલચસ્પી જોઇ કુલ સુન્ની તથા શીઆ મુસલમાનોના આગેવાનોએ તે નામદારને પોતાના રાહબર તરીકે ગણી જે અસાધારણ માન આપ્યું છે, તે કોઇથી અજાણ્યું નથી. કલકત્તા, લખનો, લાહોર તથા મુંબઇ ખાતે તે નામદારને જે માનપત્રો એનાયત કરવામાં આવ્યાં છે, તે ઉપરથી સહેલાઇથી સમજાઇ શકાય છે કે, ઇસલામી આગેવાનો તે નામદાર વીષે કેવા ઉમદા વીચારો ધરાવે છે, જે જગાની તંગીને લીધે અમે અત્રે ટાંકી શકતા નથી. તે બધા ઇ સ. ૧૯૧૧ "ખોજા મિત્ર" પત્રમાં પ્રગટ થયેલા છે. પણ નીચલી બે ફારસી કવિતાઓમાં કેટલુંક ધારમીક તત્વ હોવાથી તે પત્રમાં દાખલ થયલું નહીં હોવાથી અત્રે તેને જગા આપવાની ફરજ પડી છે. ]

નામદાર **આગાખાન** જ્યારે **કલકતે** પધારયા, ત્યારે ત્યાંની **મુસલીમ લીગ** તરફથી તેમની સલામતી લેવડાવતી વેળાએ નીચલી કવીતા **જે અલીગઢ કોલેજ**ના ત્રસ્ટી **નવાબ સઇયદ હુસેનખાંને** જોડી હતી, તે ગાઇ સભળાવવામાં આવી હતી.

## ફારસી શેઅર.

(ખયર મકદમે સરવરે ઉમમત-મઆબ !

અય અઝ અફલાકે જલાલત આફતાબ

ખયર મકદમ હામીએ ઇસલામીયીન !

ખયર મકદમ સરગરૂહે નામીયાન.

ખયર મકદમ પેશવાએ અહલે દીન !

અય હમીદે જુમલે અરબાબે યકીન.

ખયર મકદમ મુકતદાએ બા શરઅ !

અય દુસ્ત મલજાએ ઇસલામી ગરૂહ.

ખયર મકદમ અય ફીરકે મુકતેદર !

દીને ઇસલામ અઝ વજૂદત મુફતખર.

મરહબા અય આબરૂ—એ ખાકો વતન !

ચારેહ—સાઝે દરદો આલામે ઝમન.

અય ખલીફે ફરઝન્દ બા નામો નીશાન !

બર તો નાઝદ ખાકે હિંદુસ્થાન.

'ખયર મકદમ અય ઝીયા-બખશે બશર !
ખાકે પાયત સુરમેહ સાહેબે નઝર
ખયર મકદમ હાદીએ હુસ્ને અમલ !
મહ્વ—સાઝે એખતેલાફાતે મલલ.
અય દીલત આઇનેહે મહેરો વફાક !
રહેનુમાએ શાહે રાહે ઇતેફાક.
અય તો દર્ફેએ ઝુલ્મતે જહલે અના !
અઝ તો યુનીવરસીટી યાબદ બના.
અઝ ફલક પયહમ હમી આયદ સદા !
મરહબા "સદલન વ અહલન" મરહબા.
હીન્દ મમનુંન અઝ અતાએ આમે તો !
તા કયામત ઝીન્દેહ માનદ નામે તો.
સાયે હુતો કમા ન બાશદ દર જહાં !
ઝીન્દેહ, બાદ !, બાદ, ઝીન્દેહ આગાખાન.

## અર્થ.

,,--ભલે પધારો અમારા- દીલોને જીતી લેનાર એ દબદબાવાળા સરદાર, તું આએ સૃષ્ટીની ભુમી ઉપર સૂર્યની માફક પ્રકાશી રહ્યો છે. ઓ ઇસલામીઓના નેગહબાન અને નામાંકીત નરોના આગેવાન,

દીનદારોના રાહબર, ઇમાનદારોના આશાવંત, તારી મદદ અને રહેનુ-માઇ માટે ઇસલામી ટોળાઓ તારે દરવાજે આશ્રમ સ્થાન કરી રહ્યા છે. ભલે પધારો મહાન શાહજાદા તારી હસ્તીથી ઇસલામના ધર્મને મગરૂરી છે શાબાશ દેશની કીર્તી વધારનાર એ બુઝુર્ગ ! જુના સંકટો અને મુસીબતોનો ઉપાય કરનાર, ખાનદાન અને નસલ સહી-તના નેક શાહજાદા તારી ઉપરે હીંદની માતા કુરબાન થઇ રહી છે. પગના ખાકના સુરમાંથી દેખતાની આંખોને તેજસ્વી બનાવનાર ભલે પધારો ! નેક અમલોના બતાવનાર અને ધર્મના ફીરકાઓ વચ્ચે જે મતફેર ચાલે છે તેને ઉખેડી કાઢનાર ભલે પધારો ! તારૂં દીલ મહોબ્બત અને યકદીલીની આરસી છે, તેથી એૈકયતાના માર્ગ તરફ દોરવનાર તું અમારો ભોમીઓ છે. અજ્ઞાનતા અને દુખના અંધારાને હાંકી કહાડી, યુનીવરસીટીનો પાયો નાંખવામાં તું ફતેહ મેળવશે [એવી અમને ખાત્રી છે.] આસમાનથી એક પછી એક " અહલન વ સહલન મરહબા " શાબાશ. ભલે પધાર્યાના અવાજો સંભળાય છે. આખું હીંદુસ્તાન તારા ઉપકાર તળે છે. તેથી તારૂં નામ કયામત સુધી અમર રહેશે. તારી પનાહ દુનીયામાં કદીપણ ઓછી થનાર નથી. માટે [ઓ મુબારક પગલાવાળા] આગાખાન તું જીવતો રહેજે, જીવતો રહેજે. "

(૨)

**લાહોર** ખાતે ઇસલામીઆ કોલેજના શીક્ષક મી. અલતાફ ઇલાહી રંગીને જે ફારસી કવીતા ગાઇ સંભળાવી હતી તે નીચે મુજબ છે—

# ફારસી શેઅર.

મરહબા અય સારબાને મેહરીલેમા મરહબા !
    મરહબા અય રહેબરો ખીઝરે બુરના મરહબા !
કુમ બે ઇઝનીલ્લાહ ગુફતી મુરદેગાને કૌમરા
    મવજૂદે ઇજાદે અયજાઝે મસીહા મરહબા !
મરહબા અય સાકીએ મયખાને=એ ઇલ્મો હુન્નર .
    મરહબા પીરેમગાને ખુશ તુરીકો બાખબર!
અય ખુશા મુલ્કી કે બાશદ રાહે પાએ આગાખાન!
    ખલકરા ઝીબદ કે ગુયદ ગર તોરા રફેજનાના!
ખુદ બગુ દીદી ગહી બખ્ત રસાઇત ઇન ચુનીના!
    મીઝબાને ઇન ચુનીન વ મહેમાને ઉન ચુનીના!
હબ્બઝા અય સર ઝમીને સફેએ પંજાબેમા!
    બખ બખ અય બાદે નસીને ગુલશને શાદાબેમા!
ખુશ બેયા સૈયદ દર પંજાબ નેહ દાને વ દામ!
    કાન બરાએ મુરગ ગરદીદેહ, બુવદ જાએ બેરામ!
નામે નીકત, કારે નીકત, દરજહાન, બાયદ મુદામ!
    ફખરે કૌમો આલી હીમત બાનીએ દારૂસલામ!
અય શહે આલી ગોહર અલહક ગદાએ મીલ્લતી !
    જલવયે નુરે ખુદા વ,રહેનુમાએ મીલ્લતી !

## અર્થ.

શાબાશ ! અમારી અંજૂમનના રખેવાળોના સરદાર શાબાશ ! શાબાશ ! અય ખીઝર સ્વરૂપી કામીલ ભોમીયા શાબાશ ! કોમના મુવેલાઓને તમો " ઉઠો ખુદાના હુકમથી " કહીને તેમને મસીહાના મોજીઝાની પેઠે સજીવન કીધા. શાબાશ. ઇલ્મ અને હુન્નરનો શરાબ પીવરાવનાર સાકી, શાબાશ શાહેશ અને દુરઅંદેશ મોટા ધર્મગુરૂ ! ઓ મુલ્ક ! તારી ઉપરે આગાખાનનું મુબારક પગલું પડવાથી તારે અત્યંત ખુશી થવું જોઇયે લોકોને ઘટે છે કે, તને કહે કે તારી આગળ બેહસ્ત પણ શરમીંદુ થયું છે. તું પોતે કહે કે, કદી તેઓના જેવું કોઇનું આવું સારૂં નસીબ જોયું છે કે, અમે તેમના મેંજબાન અને તેઓ અમારા મેહમાન તરીકે રહયા હોય. અમારી પંજાબના મયદાનની સરજમીન ! આજનો દીવસ તારા માટે ખુશાલીનો છે અમારા ખીલેલા બાગની ખુશનમા હવા તને મુબારક છે અય શિકારી ! ખુશીથી પંજાબમા આવીને તારી જાલ અને અનાજ અહીયા પાથર કારણ કે, આએ આસુદગીની જગામા વીખેરાઇ ગયેલા પરદાઓ જમા થઇ રહયા છે કોમની મગરૂરી અને આલી હીંમત ધરાવનારઓ સુલેહના મકાનના સ્થાપક ! તારૂં નેક નામ, તારા નેક કામ દુન્યામા હમેશા જળવાઇ રહેશે અય ફ્રેંચ તુખમ આવે ખાન દાનના બાદશાહ, તું દીનનો ખુરેખરો દરીશાહ [ અસલથી ] છે અને ઓ કોમના રાહબર તારામા ખુદાનુ નુર [ અસલથી ] રોશન થયલું છે."

તે નામદાર વીશે ઇસ્લામી તરફી, ભવિષ્યવાણી " મરદી અઝ ગેયબ બીરૂન આયદ વ કારી કુનદ " એ સુંદર લેખ લાહોર ખાતે

નામદાર આગાખાનની સવારી જે રસ્તે પસાર થઇ હતી, ત્યાં એક એક આરકામાં ટાંગવામાં આવ્યો હતો. તેમાં શું મતલબ સમાએલી હતી, તેનો ખુલાસો કરવાનું અમે દુરસ્ત ધારયું છે. ઉપલા શબ્દો બીજા કોઇના નહી, પણ જાણીતા આગેવાન મુસલમાની 'સર' અલીગઢ કોલેજના સ્થાપક મરહુમ સર સૈયદ અહમદના એક બહુ જુના ભાષણમાં મહોમેડન યુનીવરસીટીની યોજના બાબે બોલતાં જાહેર કર્યું હતું કે "એક દીવસ એવો આવશે કે એક બહાદુર નર ઉભો થવા પામશે અને એજ કામ કે જેની મેં શરૂઆત કરી છે. તેને પુરૂં કરશે" તે ભવિષ્યવાણી આજે ખરી પડેલી તમામ દુન્યાના લોકો પોતાની નજરે જુએ છે અને કબુલ કરે છે કે "એક નર પરદામાંથી બહાર આવીને કામ કરશે" તે હીઝ હાઇનેસ નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહ જી. સી. આઇ. ઇ. છે. ઉપલો લેખ સંબંધી જે ચીતાર "પઇસા અખબાર" નામના ઉરદુ પત્રમાં આપવામાં આવ્યો છે, તે દેખાડી આપે છે કે, સદરહુ મરહુમ એક મહાન નામદાર આગાખાનની યુનીવરસીટીના બાબામાં જાનફેશાની [illegible] થઇ રહી છે. નામદાર આગાખાન સાહેબ એક ખંભમાંથી પોતાની કમર [illegible] બહાર નીકળી [illegible] છે અને સર સૈયદ એહમદની [illegible] નામદારને [illegible] રહેલી [illegible] આવી છે ને નામદારના [illegible] સુરજને ચીતારવામાં આવ્યો છે [illegible] માટે કે, તે નામદાર જગ જાહેર સુરજની માફક પ્રકાશી રહ્યા છે ને નામદારની કીર્તી એટલી હદ સુધી ફેલાઇ ગઇ છે કે, મુસલમાનોના

સમજનાર તથા કેળવાયલો વરગ તેમને ઘણાજ માનની નજરથી જુએ છે. તેઓએ તેમને પોતાની કોમી કીસ્તીનાં નાખુદા તરીકે જાહેર પત્રોમાં નીચે મુજબ વરણુવેલ છે.

શેખ આતને કોલ છે કેઃ—

યે ગમ દીવારે ઉમ્મતરા
કે દારદ ચું તો પુસ્તીબાન
ચે બાક અહર મૌજે બહર ઉતરા
કે દારદચું નુહ કીરતીબાન

મતલબઃ—ઉમતની દીવાલને તારા જેવો ટેકો આપનાર હોવાથી પડી જવાની શું ધાસ્તી છે? અને જે કીરતીનો નાખુદો નુહ પયગમ્બર મીશાલ હોય, તેને દરયાના મોજાની શું બીક છે?

ઇસલામની બહેતરી માટે તે નામદાર જે ખંતીલી કોશેશ કરી જહેમત ખેંચી રહયા છે, તે મોસાલ ઇસલાંમી નર આજ દીન સુધી બહાર પડયો નથી. એ દેખાડી આપે છે કે. એવા બાહોશ અને કેળવાયલા ધરમગુરૂની રાહબરી નીચે દરેક કોમ કેવા ઝડપથી સુધારા કરી શકે છે. પણ એ બધુ ઇસલામી આગેવાનો તે નામદારની અમુલ્ય સલાહને માન્ય રાખે છે તથા તે નામદારની સુચના વગર એક પગલું પણ આગળ કે પાછળ ખસતા નથી તેને આભારી છે.

જેમકે મસનવી શરીફમાં મૌલાના રૂમીએ ફરમાવ્યું છે કે:—

**આફતાબ આમદ જે દલીલે આફતાબ**
**અગર દલીલ તબાયદ અઝવય રૂ મતાબ**

મતલબ— સુર્યવંત સરદાર જે ભુમી ઉપરે પોતાના મુબારક પગલાં મેલે છે, તે આફતાબ યા સુર્ય મીસાલ રોશની ચોતરફ ફેલાવે છે. તેનો લાભ જો તારે લેવો હોય તો તેની પયરવી કર, યાને તેનો દાખલો લઇ તેવી રીતે વરતી લે.

તે નામદારના એક અવાજથી ઇસલામી આગેવાનો કામ કરવાને મંડી જાય છે. અને જેમ તેઓ ફરમાવે તેમ અમલ કરવા તત્પર રહે છે

---

ઉપરનાં લખાણો અને વિગત, જે તદન બારોબાર અમારા નામદારનાં માનમાં બહાર આવી છે, તે ઉપરથી પંડીતજીને ખાત્રી થશે કે એ નામદારની દુરઅંદેશી અને મનુષ્યની ભલાઇ કરવાની પ્રત્યક્ષતા, અમારી રાહબરી માટે કેટલી બધી ઊત્તમ પ્રકારની અને તેમના પ્રત્યેની અમારી ભાવનામાં કેટલો વધારો કરનારી છે. અને મુળ પ્રશ્ન ઉપર આવતાં, એમનાં અમૃત વચનો સમયસરના દરેક વ્યક્તિનાં ફાયદા માટેજ હોય છે.

હવે પંડીતજીના સવાલોના જવાબ આપવા માટે આગળ વધીશું.

ત્યાર પછીના પેરેગ્રાફમાં પંડિતજી વગવાળા હિન્દુ ડેપ્યુટેશન સમક્ષ મુંબઇમાં નામદાર આગાખાન પોતાના હિન્દુ મુરીદોને મુસલ·

માન બનાવવા હરગીજ ચાહતા નથી, એ હકીકત દર્શાવીને આગાઉ ચારસો પાંચસો હિન્દુ આગાખાનીઓ સુન્ની (બનાવટી) મુસલમાન થયા, તે બાબતમાં ગુંચવાડો ઉભો કરે છે, ત્યારે એમાંથી આરૂં શું? પંડિતજી આગાખાની હિન્દુઓ નામદાર આગાખાનની ઇચ્છા મુસલમાન થાય તેમ? કે નામદાર આગાખાન ખુશીથી તે મુસલમાન બનાવવા રાજી નથી તેમ? અરસપરસ વિરૂદ્ધ પોતાનાજ લખાણ વિરૂદ્ધ લખાણો લખનાર પંડિતજીની પંડિતાઇની આ એક ચોખ્ખી સાબીતી છે. આ બાબત માટે આગાખાની ખુશીથી હિન્દુ કે મુસલમાન, તેનો ફડચો અગાઉ આપ્યો છે; છતાં વધુ વિગતે પાછળ તેની હકીકત સવાલ જવાબમાં આપી છે, તે વાંચવા અને પંડિતજીને અથવા બીજા સુજ્ઞ વાંચકને વિચારવા ભલામણ કરી આ પેરેગ્રાફમાં પંડિતજીની દેશી મુર્ખતા બતાવી આગળ વધીશું.

ત્યાર પછી "**મારી ભલી સલાહ**" વાળા મથાળા હેઠળ, સીસારી બાબત ઉપર ઇસમાઇલી કે ઇસલામી રૂઢી જાણ્યા વગર લખતાં આગાખાની હિન્દુઓને ઇસ્લામીઓ કન્યા નહિ આપશે તેની ખાત્રી કરવા મથે છે, પણ તે વિષય એટલો બધો ખુલ્લો છે કે, તેમાં લખીને કહેવા કરતાં મુંબઇમાં ૧૯૧૪ ના જુલાઇમાં બહાર પડેલો બ્રાહ્મણો, વાણીયા, કણબીઓ અને બીજી સુરતે પાતેનું લાઇવાળીનું જાણીતું ગ્રહસ્થ કુટુંબ અને બીજા કેટલાક સાધારણ વર્ગમાંઓ કે જેઓ આશરે હોઢસેક કુટુંબોના નામો જાહેર વર્તમાનપત્રો મારફતે ખુલ્લી રીતે ઇસમાઇલીયા ધર્મી કે જાહેર થયા, તેમાંના મી. નાનાભાઇ

**મુરદેવશરામ.** જેઓનું ઇસ્લામી નામ **નુરમામદ અલીમામદ** છે. તેઓ જ્ઞાતે બ્રાહ્મણ કુળના જન્મેલા હતા, અને જાણીતા સોલીસીટર મી. જમીયતરામભાઇના બાઇ મછારામની દીકરી ચંદ્રવિદ્યા વેરે પરણેલા છે, પરંતુ ઇસમાઇલી તરીકે જાહેર થયા પછી ચંદ્રવિદ્યા કુટુંબી મસલહતથી પોતાના બાપના ઘરેજ રહી, અને મી. નાનાલાલના ઘેર આવવા મનાઇ મોકલી, અને તે ઉપરથી મી. નાનાલાલ (નુરમામદ) ને ખોજા કન્યા સાથે લગ્ન કરવામાં આવેલું હાલ મોજુદ છે, કે જે વખતે મુંબઇની ખોજા ઇસ્માઇલીયા કૉન્સીલના પ્રેસીડેન્ટ ખાનસાહેબ હાજી આમદભાઇ હેમજી જે. પી. કયસરે હિન્દ તથા આલીજાહ જુમાભાઇ શરીફ જે. પી. તથા મોટા જમાતખાનાના મુખી મેઘજીભાઇ મુળજી અને કા૦ અલારખીઆભાઇ ઉસમાન અને બીજા કૉન્સીલના મેમ્બર સાહેબો, ગૃહસ્થો અને ખોજા કુટુંબના સભ્યો લગભગ પાંચસો જણાએ મજકુર નાનાલાલ (નુરમામદ) ના વિવાહ પ્રસંગે હાજર રહી, જે ઇસમાઇલી જમાતમાં આવનારાઓની ઇજ્જત કરી હતી, તેનો રેકોર્ડ, નજરે જોનારાઓની યાદદાસ્તમાંથી જમાનાઓ સુધી ભુલાય તેમ નથી. ત્યારપછી બીજા પણ નવા ઇસમાઇલી જમાતમાં જાહેર થનાર વાણીકને ખોજા બાનુ સાથે તેવીજ ધામધુમથી પરણાવવામાં આવ્યા હતા. આ ઉપરથી પંડિતજીના મનનો પ્રશ્ન સહેજમાં સમજાઇ શકાશે, ત્યારે મુસલમીન બીરાદરોની તેવી અંસારી હમદર્દીનો ઝળકતો જમાનાઓ થયા મશહુર છે, છતાં પંડિતજી ન જાણતા હોય તો તેમનાજ કસુરમાંની વાત છે.

# ઇસ્માઈલીયા ધર્મની મહત્તા.

પોતાના વખતો વખતના લખાણોમાં પંડિતજીને ઇસમાઇલીયા ધર્મની ન સમજાવલી બાબત માટે બખાળા કરવા પડયા છે, અને પોતાને ગમ્યો તેવો અર્થ ઇસમાઇલીયા ધર્મનો કરવા બન્યું તેટલું કર્યું છે, અને ઉપલક ઉપલક ઇસિમાઇલીયા શાસ્ત્રોના આધારોના દાખલા,માં પાના રજુ કર્યા છે. તેમાં ઇસમાઇલીયા ધર્મની તેમની માહિતી કેટલી બધી અપુર્ણ છે, તે સમજાયા વગર રહેતું નથી. જો કે સામાન્ય રીતે બે વાદવિવાદ કરનારાઓ હમેશાં એકબીજાના મુદાને ખોટા દેખાડવાની તજવીઝ કરે છે, પરંતુ અમારા દરેક જવાબમાં અમો પંડિતજી જે દાખલા રજુ કરે છે, તે સાચા હોવા છતાં તેની સમજફેર કયાં અને કેવા પ્રકારની છે. તેજ દેખાડવાની અમોએ કોશેશ કરી છે. નહિ કે પંડિતજી માફક વેદોની **અઝમત** વરણવતાં અસલ વેદના મુદાથી વેગળા અથવા વિરૂદ્ધ જનારા મુદાથી પણ વેદની તારીફ કરી પંડિતાઇ કરવી, એમ અમો અમારા સતપંથ નામને છાજતા તેના સત્યપણા વડે કદી પણ કરીશું નહીં. અને પંડિતજીને આવા ધારમિક ભેદની બાબતમાં અમોએ તેમના પચીસ સવાલોના જવાબમાં **આફતાબે હકીકત** નામના પુસ્તકમાં તથા મી. ચુનારાએ **ખુલ્લીચીઠીના** પ્રશ્નો માટેના જવાબ **ખુલ્લી ચીઠીનું**

સોપાળુ' નામના ગ્રંથમાં પુર્ણ વિશાળતાથી અને દરેક મુદ્દાના ખુલાસાવાર જવાબો આપ્યા છે, અને આ પ્રસંગે તે ગ્રંથો ઉપર ધ્યાન ખેંચતા અને ચાલુ જવાબમાં ઘણે પ્રસંગે જવાબ લખ્યા છતાં અહીં ખાસ વધુ તક લઇ પંડિતજીના મનની સ્થીરતા માટે સ્પષ્ટપણે લખીશું.

અમો ઇસમાઇલીયા ફીરકાના સિદ્ધાંતો માટે અમારા હાજર ઇમામના તરફથી પોતપોતાના વખતમાં નેમાયલા જે ચોક્કસ પીરો અમો નિત્યની બંદગીમાં ભણીએ છીએ, તેમના નામથી લખાયેલ શાસ્ત્ર સિવાય બીજા મુદ્દાઓને અમારી ધારમીક સમજની દલીલો માટે સ્વીકારીશું નહિ. અને તેવીજ ગણત્રીમાં પીર ઇમામશા ન. હોવાથી અમો તેમના લખાયલા શાસ્ત્રોના ગ્રંથોને આધાર તરીકે સ્વીકારી જવાબ આપીશું નહિ, અને પંડિતજીએ પોતાની શંકાનો લગભગ મોટો ભાગ તેમનાજ શાસ્ત્રીય ગ્રંથોમાંથી આપ્યો છે, પણ અમો પંડિતજીને ખુલ્લી ચેલેંજ કરીશું કે, પંજાબના આગાખાની મુરીદો શમ્સી કહેવાય છે, અને પીર શમ્સના હાથે તેમના વડીલોને ઇસમાઇલી ધર્મની તાલીમ મળેલી છે, તો પછી એઓ માટે શા માટે પીર શમ્સના સિદ્ધાંતોમાં શંકા દેખાડવા હિમ્મત કરી નથી? અને પીર શમ્સની હકીકતથી મુસલમીન ભાઇઓ પણ સારી રીતે વાકેફ છે, અને તેમની મારફત્તી મહત્તા અને યાદગાર બનાવોનું સ્મરણ તથા તેમના **શમ્સ તબ્રેઝની** ગઝલો ફારસી ભાષાની હજુ પણ કોલેજોમાં અભ્યાસ માટે શિખવાડાય છે, કે જેમાં તેમની પ્રખ્યાત ગઝલ અત્યારે જમાનાના દરેક વર્ગના મોઢા ઉપર ચડેલી છે કે તે આ નીચે અર્થ સાથે નમુના તરીકે આપીએ છીએ.

## પીરશમ્સની ગઝલ.

ચે તદબીર અય મુસલ્લમાનાન,
કે મન ખુદરા નમી દાનમ;
ન તરસા ના, યુહુદમ મન,
ન ગબ્રમ ન મુસલ્લમાનમ. ૧

કહું શુ અરે મુસલમાનો, "આપોતાને ન પીછાણું,
યહુદી, પારસી, ખ્રીસ્તી" નહિ મુસ્લીમ પણ માનુ:

ન 'શર્કી અમ' ન 'ગર્બી અમ,'
ન બર્રીઅમ ન બહ્રીઅમ;"
ન અઝ કાને તબીઇઅમ,
ન અઝ અફલાકે ગરદાનમ. ૨

નહિ પરવ કે પશ્ચિમથી, નહિ પૃથવી કે સાગરથી;
ન તબીઅની ખાણેથી, નહિ આકાશ ફરતાથી.

ન અઝ ખાકમ ન અઝ આબમ,
ન અઝ બાદન ન અઝ આતશ;
ન અઝ અરશમ ન અઝ ફરશમ,
ન અઝ કૌનમ ન અઝ કાનમ' ૩

નહિ મીટી કે પાણીથી, હવાથી નહિ કે આતશથી,
અરશથી કે ફરશથી હુ, નથી કૌનમ કે ખાણોથી.

ન અઝ હિન્દમ ન અઝ ચીનમ,
ન અઝ બુલધાર ઓ સકસીનમ;
ન અઝ મુલ્કે ઈરાકી અમ,
ન અઝ ખાકે ખુરાસાનમ. - ૪

ન ચીનથી કે હિંદુસ્તાનથી, નહિ સકસીન કે બુલ્ગારથી
નહિ મુલ્કે ઈરાકીનો, નહિ ખાકે ખુરાસાથી.

ન અઝ દુનિયા ન અઝ ઉકબા
ન અઝ જન્નત ન અઝ દુઝખ;
ન અઝ આદમ ન અઝ હવા
ન અઝ ફીરદુશો રીઝવાનમ. - ૫

નથી દુનિયા કે આખરતથી નહિ જીન્નત કે દોઝખથી;
નથી આદમ હવાથી હું નથી દરવાજત કે જન્નતથી?

મકાનમ લામકાં બાશદ,
નીશાનમ બી નીશાં બાશદ;
ન તન બાશદ ન જાં બાશદ,
કે મન અઝ જાને જાનાનમ. - ૬

મકાં છે "લામકાં" મારું, ને સુનકાર (વ) મુજ નીશાની છે;
શરીર કે જીવ પણ નથી હું, જીવનછું માશુકનું હુ.

દુઇ અઝ ખુદ બેદર કરદમ,
યકી દીદમ દો આલમ રા;
યકી જુઇઅમ યકી દાનમ,
યકી બીનમ યકી ખાનમ. ૭

દીધો દ્વૈતભાવ મેં છોડી, એકજ દીઠી બે આલમને;
એકજ શોધું એકજ જાણું, પુકારૂં એક એકજ જોઉં.

હુવલ અવલ હુવલ આખર,
હુવલ ઝાહેર હુવલ બાતિન
બજૂઝ યાહુ આ યામનહુ
કસી દીગર નમી દાનમ્. ૮

છે પહેલાં તેજ છે આખર, અંદર છે તેજ જાહેરમાં;
"યાહુ" ને "યામનહુ", વિના બીજું નહીં જાણું.

ઝ જામે ઇશ્ક સર મસ્તમ,
દો આલમ રફ્તે અઝ દસ્તમ;
બે જુઝ રિન્દી ઓ કલારી,
ન બાશદ હિચ સામાનમ. ૯

ઇશ્ક પ્યાલાથી મસ્તક મસ્ત, જતી આલમ દસ્તેથી;
વિના તોરને મસ્તી, નથી ધંધો બીજો કાંઇ.

**જગર દર ઉમ ખુદ રૂઝી,**
**દમી બીતો બર આવરદમ;**
**અઝ આં વકતો અર્ઝ આં સાઅત, ૧૦**
**ઝ ઉમરે ખુદ પશીમારનમ.**

કદી પણ એક ઉમ્મરમાં, જતી તારા વિના જોતે
કલાકો તે ને તે વખ્તે, દુઃખી છું મુજ જીન્દગાની.

**અગર દસ્તનમ દેહદ રૂઝી,**
**દમી સા તો દરીં ખીલવત;**
**દો આલમ ઝીરે પાય આરમ,**
**હમી દસ્તી સર અફશાનમ. ૧૧**

કદી મુજ હાથ દે રોઝી, એકાંતે સાથ રહેવા દે;
બેઉ પગોની ચ જંગ મુજે, ધરૂ છુ હાથ આ માંથી

**અલા અય શમ્શેયાઝી ,**
**ચુની મસ્તમ દરીં આલમ;**
**અજુઝ મસ્તી વ કલ્લાશી.**
**ન આશંદ હિય સામાનમ.**

અરે ઓ શમ્શ તબ્રેઝી, એવો હું મસ્ત આ જગમાં;
વિના મસ્તી ને કલ્લાશી, નથી ધંધો બીજો કાંઇ.

એ ગઝલની હકીકત તે **હકીકતી ઇસ્લામ** અથવા ઇસ્માઇલીયા ફીરકાનું ધારમીક રહસ્ય છે, અને તેમના હાથથી જે જે અજાયબીઓ થઇ છે, તે હજુ ભવીષ્યની વિશાળ ઓલાદના માટે જેવીને તેવીજ ઉપયોગી છે. આવા જબરદસ્ત ઇસમાઇલીયા ફીરકાના પીરના કોઇપણ વાકયો માટે અમારા પંજાબના શમ્સી ભાઇઓને પ્રશ્ન થયા હોત અથવા વિરૂદ્ધતા માટે આધારમાં લીધા હોત તો તેનો જવાબ અમારા ઇસ-માઇલીઓ અથવા કોઇપણ ઇસ્લામી સુફી બીરાદર આપી દેતે. પણ તેના બદલે તમોને સત્ય વાતો કરવી ગમતી નહીં હોવાથી ઇમાંમશાહી પંથના શાસ્ત્રો કે જે અમારા ઇસમાઇલીયા શાસ્ત્ર જેવાજ છે, પણ અમારા ઇમામ તરફથી મુકરર થયેલા પીરોના જેટલું તેમાં કુદરતી રહસ્ય નથી, તેવી દલીલો ઉપર ભાર મુકીને અથવા તમોએ ભડકીને જે વાતો કરી છે, તે અમો સ્વીકારી શકશું નહિ. અને તેમાં ભેદ માત્ર એટલોજ કે ઇમામની ગાદી નસલ બ નસલ હ૦ **અલીથી** લઇ અમારાં હાજર ઇમામ સર સુલતાન મેહમુદશાહ સુધી હાલ છે, કે જે શાહ કહેવાય છે, અને શાહ ઇમા તખ્તન-શીન થનારને કહેવાય છે, ત્યારે પીરની ગાદી હોતી નથી, કારણકે શાહ તે રાજા છે, ને પીર તે વજીર છે, અને રાજાનો વંશ ગાદી ઉપર વંશપરંપરા બેસે છે, ત્યારે પીરનો વંશ શાહ (ઇમામ) ના હુકમ

વગર વજીરની નીમણુંક માફક હોતો નથી, જેને વજીર તરીકે રાજા નીમે તેજ વજીર થાય, પછી વજીરના છોકરાને વજીર બનાવે કે બીજા કોઇને તે રાજાની મુન્સફીની માફક ઇમામતના તખ્તનશીન શાહના ફરમાન ઉપરજ આધાર છે. ત્યારે સમજાશે કે ઇમામશા પીર હતા પણ (વજીર) નહિ. તેથી ધાર્મીક આધાર તરીકે ઉપયોગમાં અમો લેતા નથી. આ ઉપરથો પંડિતજીની દલીલોનો મોટો આધાર અમો આગાખાની મુરીદો માટેનો તુટી પડે છે, કારણ કે તેમની ઇમારત તેના ઉપરજ હતી ત્યારે જે દલીલો કે આધારો **પીર સતગુરનુર પીર શમ્સ, પીર સદરદીન, પીર હસનકબીરદીન** (કે જેઓ ઇમામશાહના પીતા હતા) **પીર તાજદીન** વિગેરે અમારા ઇસમાઇલી શાહે નેમેલા પીરો હોવાથી તેમના આધારો માટે અમો હિમ્મતથી કહીશું કે, તેમની એક દલીલ હિન્દુ-મુસલમાનનો ભેદ બતાવનારી હોય, કે જેવી રીતે પંડિતજી વેદવાકયો માટે મગરૂરી બતાવે છે, તેવીજ મગરૂરી અમારી અમારા ઉપર દરશાવેલા પીરોના હાથે લખાયલા શાસ્ત્રો માટે છે કે જે **જ્ઞાન** કહેવાય છે, અને સંસ્કૃતમાં તેને **વેદ** કહે છે.



# પંડિતજીની વેદ વિશેની પોકલ માનીનતા.

## વેદોક્ત ઇશ્વરની સીફાતો.

વેદ ઇશ્વર પ્રણીત છે, અને તે ઋષીઓના દિલમાં ઇલ્હામ થયા તે લખવામાં આવ્યા તે વેદ, આમ પંડિતજી કહે છે, અથવા માને છે. પંડિતજીએ ઇશ્વર પ્રણીત વેદની આ હકીકત કયા શાસ્ત્રના આધારે રજુ કરી છે, તેનો તો કંઇપણ ઉલ્લેખ નથી, ત્યારે શું પંડિતજીએ લખ્યું તેજ સાચું કે, વશિષ્ટજી અને શ્રીકૃષ્ણે અરજુનને ગીતામાં કહ્યું છે, તે સાચું ! કારણ કે શ્રીકૃષ્ણે ખુદ પોતે ઇશ્વરી અવતાર છે એમ અર્જુનને કહ્યું છેઃ–

**परित्राणाय साधुनां विनाशायच दुष्कृतांम ।**
**धर्म संस्थापनार्थाय संभवामी युगे युगे ॥**

**અર્થ:**—ભક્તજનોનો ઉદ્ધાર કરવા અને દુષ્ટ અનાસ્થીકોનો નાશ કરવા તથા ધર્મની સારી સ્થાપના કરવા માટે હું યુગે યુગે હોઉં છું.

વળી પણ ખુલ્લું કહ્યું છેઃ—

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं ब्रज ।**
**अहंत्वा सर्व पापेभ्यो मोक्ष यिष्यामि माशुचः ॥**

અર્થ:-બધા ધર્મને તજી દે, અને મને એકલાને શરણે આવ, હું તારા પાપનો નાશ કરીશ, અને તને ધારેલ મોક્ષ આપીશ બોહમા.

આ વચનો ઉપરથી હિન્દુ સનાતનીઓની શ્રદ્ધા ઉઠાડનાર આર્ય સમાજીમાના પંડિતજી નિરાકાર ઇશ્વરની પુર્વ સ્થીતી શા ઉપરથી માને છે, તે જોઇશું તો વેદનોજ આધાર છે, પણ વેદ ઋષી પ્રણિત કહેવા કે ઇશ્વર પ્રણિત તેનો ફડચો માત્ર અવતારના સ્વરૂપ વગર બીજું કાંઇ પણ આપી શકાતું નથી, કારણ કે ઇશ્વરે જે ઋષિઓ ઉપર ઇલ્હામ કર્યો, એમ પંડિતજી માને છે. તે ઇલ્હામની વાત અવતાર માનનારાઓ ઇશ્વરી પાવર (જ્યોતિ) માને છે. કારણ કે વેદનો ઇલ્હામ કોઇ દરેક મનુષ્ય ઉપર થાય એમ હોત, તો પછી વેદ ચોક્કસ વેદ ગણવા કરતાં પંડિતજીના બખાળા પણ વેદ કહેવાને પંડિતજી જેવા ઉછલંખ મંડી પડે, અને તેનું પરિણામ જે આદીથી આજ પર્યંત એક સરખે ધોરણે ઢળતા પ્રવાહ માફક વહી આવ્યું છે, તેમ કદી બન્યું હોત નહિ, અર્થાત વેદની જરૂરતજ ન હોત, ત્યારે સિદ્ધ એમ થાય છે કે, બત્તીનો પ્રકાશ એક મુકરર ગોઠવેલા સાધનમાંથીજ પ્રગટે છે, તેજ મુજબ **ઇશ્વરી જ્યોતિ** ધારણ કરેલા વ્યક્તિ તરીકે પ્રગટ થતી રહી છે, પરંતુ જેમ અકળ વસ્તુ છે તેજ મુજબ ઇશ્વરી જ્યોતિ એ પ્રગટ થઇ પ્રકાશ આપે છે, પણ તેની ગતી અકળ ને વેદમાં પણ ઇશ્વરી સત્તાની અકળતા એજ મુજબ છે, પરંતુ વેદનું સુત્ર છે કે:—

**एकोहं बहुस्यायं प्रजाथां ।**

**એટલે હું એક છઉં અને બહુ થાઉં.**

તે મુજબ આ આખી સૃષ્ટિનું બહુ સ્વરૂપ ઇશ્વરી એકાકારપર છે, અને એકાકાર રૂપ તે આકાર છે, અને નિરાકાર ઇશ્વરી સત્તામાંથી આખું સાકાર જગત ઇશ્વરના બહુ રૂપે સાકાર સિવાય બીજું કંઇ નથી, આ વેદનાજ સુત્રની સમજથી વિમુખ પંડિતજીની દલીલો પોકળ છે, ત્યારે ઇરમાઇલીયા પીરોને હાથે લખાયલા શાસ્ત્રોમાં એજ વેદની સમજ સરળ ગુજરાતી ભાષામાં આપેલ છે, અને ઇસમાઇલીયા શાસ્ત્રને એટલા માટે જ્ઞાન કહેવામાં આવે છે કારણ કે સંસ્કૃતમાં જેને વેદ કહે છે, તેનો પ્રાકૃત **જ્ઞાન અર્થ** થાય છે.

હિન્દુ શાસ્ત્રની માનીનતા વિરૂદ્ધ પંડિતજીના વિચારો વેદનીજ વિરૂદ્ધ જાય છે, કારણ કે હિન્દુશાસ્ત્ર અને અવતારો જેમ વેદ મુજબ છે, અને વેદનેજ સમયાનુસાર પ્રતિપાદન કરે છે, ત્યારે હિન્દુશાસ્ત્રની વિરૂદ્ધ તે વેદની વિરૂદ્ધ આર્યસમાજીઓને વેદનું નામ ઉચ્ચારવાનો ન્યાયની રીતે હક નથી, ત્યારે **ઇસમાઇલીયા શાસ્ત્ર**નાં જ્ઞાનના પાઠો જે અમારા મનાતા પીરોના હાથે લખાયેલા છે, તે ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણે કહેલા શ્લોક મુજબ સમજ આપે છે કે નહિ તેનો તોલ કરવા ઠીક થશે

( તથાસ્તુ. )



# શ્રી નકલંકની આરતી.

## ( પીર સદરદીન. )

એજી જાહેર દેવ જંપુ દીપમાં બેઠા,
ભાગ જીનુંકા નજરે સું દીઠા,
આરતી કીજે **નકલંકી** તમારી.— ૧

એજી ખટ દરસન સુન પુજાએ,
અમર ભેદ કોઇ વીરલે પાયા..... ... ...આરતી. ૨

એજી પેલી આરતી **કીરતા જુગમાં** હુઇરે વધાઈ,
ચાર રૂપ લીધા હરીએ મછ, કછ, વારા, **નરસીંહજી**
અવતાર....આરતી. ૩

એજી ચાર રૂપે ચાર દાણવ સંધારેયા,
તો પાંચ કરોડીસું રાજા **પેલાજ** તારેયા..... ...આરતી. ૪

એજી **રઘુ વેદના** વારા વરતેયા,
અમર ભેદ કોઇ રીખીસરે પાયા..... ...આરતી. ૫

એજી જુગ પરમાણે જાંપ શોધીને લીજે,
તન મન ધન ગુરને ચરણે ધારીજે... ..આરતી ૬
બીજી આરતી ત્રેતા જુગમાં હુઇરે વધાઇ,
ત્રણ રૂપ લીધા હરીએ વાઇમણ ફ્રુડસીરામ-
અવતાર ..આરતી. ૭
એજી ત્રણે રૂપે ત્રણ દાણુવ સંધારેયા,
સાત કરોડીયું રાજા હરીચંદ તારેયા.... ...આરતી. ૮
એજી જુજર વેદના વારા વરતયા,
અમર ભેદ કોઇ રીખીસરે પાયા.... ...આરતી ૯
એજી જુગ પરમાણે જાંપ શોધીને લીજે,
તન મન ધન ગુરને ચરણે ધારીજે.... ...આરતી. ૧૦
એજી ત્રીજી આરતી દુવાપર જુગમાં હુંઇરે વધાઇ,
બે રૂપ લીધા હરીએ કાનજી બુધ અવતાર....આરતી. ૧૧
એજી બે રૂપે બે દાણુવ સંધારેયા.
નવ કરોડસું રાજા જુજેશઠણ તારેયા.... ...અવતાર. ૧૨
એજી સામવેદના વારા વરાતાયા,
અમર ભેદ કોઇ રીખીસરે પાયા.... ...અવતાર. ૧૩
એજી જુગ પરમાણે જાંપ શોધીને લીજે,
તન મન ધન ગુરને ચરણે ધરીજે.... ...આરતી ૧૪
એજી અનહદ વાંજા વાજંત્ર વાજે,
અકળ સરૂપ દેખી દુનીયા લાજે.... ...આરતી. ૧૫

એજી ચોથી આરતી **કલજુગમાં** હુઇરે વધાઇ,
એક રૂપ ધરીયા હરી એક દાણુવ સંધારશે....આરતી. ૧૬

એજી અમર ભેદ કોઇ રીખીસરે પાયા,
બાર કરોડી સું **પીર સદરદીન** તારેયા.... ...આરતી. ૧૭

એજી **અથરવેદ** પરમાણે તમે ચાલો મોરા ભાઇ,
એજ પાયા જાંપ વીના મુગતી ના હોએ......આરતી. ૧૮

એજી **સતપંથ** ધરમ આરાધો મેરે ભાઇ,
અનંત કરોડી જીવને હુઇરે વધાઇ,
તે ધણી તારનાર આવીઆ જુગમાંહી.... ...આરતી. ૧૯

એજી ભજન કરતા લાજ મત ધરતા,
તો તમે કરલીયો નીરમલ મન.... ...આરતી. ૨૦

એજી સાંજ સભુ તમે જંપો મેરે ભાઇ,
એ આરતી **પીર સધરધીને** ગાઇ.... ...આરતી. ૨૧



# પ્રગટ અવતાર વિષે.



## એક હજાર વર્ષપર ગીતાજી—યુક્ત.

### ( પીર ઇન્દ્ર ઇમામદીન )

એજી પરતક પાત્રને પરખીને, પિરેમે પુજોની પાંએ,
ચઉદ બ્રમંડનો એ ધણી, પરગટ છે જુગ માંએ.
પરતક પાત્રને પરખીને. ૧
એજી પરતક રૂપે હરી આવીઆ, આપે ધરી અવતાર,
રચના રચાવી વાસો વસેયા, આપે જુગ કિરતાર—પરતક. ૨
એજી કુડ કપટને ટાલવા, પાખંડ જે જુગમાંહે,
નિરમલ કરવાને પિરોથમી, આવ્યા ત્રિભોવરરાએ.—પરતક. ૩
એજી જોગી જંગમ જુગમાં જોતાં ફરે, વન વન ફિરેરે ઉદાસ,
દરસન સ્વપને પામે નહી, નિત કરે જોગ અપવાસ.—પરતક. ૪
એજી પરતક રૂપે હરી આવીઆ, રમતાં રમતાં રે રામ,
માણુસ રૂપે જુગમાં આવીઆ, પુરણ કરવાને કામ.—પરતક. ૫
એજી ભગત કારણ હરી આવીઆ, આપે ધરી અવતાર,
દઇત દાણવ સંધારવા, કરવા ભગતુંની સાર.—પરતક. ૬

એજી માલી વિનારે વાડી નહીં, પરાંણુ વિના નહી દેહ,
જીવન પાંખેઆ જુગ નહી મન વિચારોની તેહ—પરતક. ૭

એજી માલી હશે તિઆં વાડી હશે, પુરણુ લાલા લહેર,
સુંધું કરીને સીંચશે, મનમાંહે ધરીને મેહેર.—પરતક. ૮

એજી માલી હશે તિઆં સિંચસે, વનફુલ નિત નવાં થાએ,
સતગુર હશે તિઆંરે નીપજે, ધરમી નિત નવા થાએ.—પરતક. ૯

એજી જેણે ગોપી કેરા મહી લુટિયા, માંખણુ ખાધાંરે ચકોર,
આગે કિરશન અવતારમાં, મારગ રંગ વિનોધ—પરતક ૧૦

એજી આજ કલવારે અવતરીયા, હરી દસમે અવતાર,
સેંતર દિપથી આવશે જાહેર જંપું (દીપ) મિંજાર.—પરતક. ૧૧

એજી તેને જાણીને તમે ઓલખો, સિરેવો ચેહી દયાળ,
હરતાં ફરતાં ને બોલતાં રૂપ મદનગોપાલ.—પરતક. ૧૨

એજી ભણે પીર ઇંદ્ર **એમામદીન** મારા મુનીવર ભાઇ,
ગિનાન વિમરસને જોઇ લીઓ, પિરાછત સરવેરે જાએ—પરતક ૧૩



# પ્રગટ–અલી–દશમ અવતારનો સનાતન સંબંધ.

## ( પીર–સદરદીન. )

એજી પાછમ દેસેથી પરભુ પધારેઆ,
તેની આસા છે રે અનતજી. ૧
ભાંગીતે રેણીને રવી પરકાસેઆ,
સાહાજી આવેઆ છે વસંતજી, ૨
એજી ફુલવંત ફુલીને રૂત મોરી,
આગલ વેલા છે રે વિખમજી. ૩
તમે વેલારે થાઓ વીરા બંધવા,
તમે ખણુ મ લાવો વિલંબજી. ૪
સાચી તે સુકરીત સાથ લેજો,
આગળ બેલી તે થાએ સત ધરમજી. ૫
એ વિરા સમો તે આવીઓ સમરવાને,
કાંએ તમે સુતા છો નચંતજી. ૬
એ વિરા પછે તે કરશો ઓરતો,
આખરત આવીઆ ધીનજી. ૭
એ શામી આદ અંતે આવીઆ,
તમે સોહી પીછાણો નરજી. ૮

જેણે જખ, મેગ, કીનર તારીયા,
કરોડી તેતરીસનો કીધો નિસ્તારજી. ૯
સો શાહા કીધાને "કરતવ" પુછશે,
લેખો તે સાહેબજીને હાથજી. ૧૦
શામી **કરતા** તે જુગમાંહે આવીયાં,
કીધો વેદનો નીસતારજી. ૧૧
**નરસી** તે રૂપે નામ ભણાવેયાં,
તારેયા રે રાએ **પેલાજજી.** ૧૨
**પેલાજને** સીર ભરણુ ભરાવેયા,
કરોડીઉં પાંચનો નીસતારજી. ૧૩
સો શાહા કીધા તે કરતવ પુછસે,
લેખો તે સાહેબજીને હાથજી. ૧૪
શામી **ત્રેતા** તે જુગ માંએ આવીઆ,
દસરથને કુળે સીરી **રામજી** ૧૫
શામી રામરૂપે **રાવણ** મારેઓ,
મારીઓ કુંભકરણજી. ૧૬
શામી વન ગીઆને વિયાકુલ થએઆ,
જેણે મનમાંએ રાખી છે ધીરજી. ૧૭
સતી તે સાચા ને ગુર નરની વાચા,
જેણે વેચાવેઆ આપજી. ૧૮

રાજા **હરીચંદને** સીર ભરણુ ભરાવેઆ
કરોડીઉં સાતનો નીસતારજી. ૧૯
સો શાહા કીધા તે કરતવ પુછસે,
લેખો તે સાહેબજીને હાથજી. ૨૦
શામી દુ**આપુર** જુગમાંએ આવેઆં,
વાસુદેવને કુળે સીરી **કાનજી**. ૨૧
શામી કાનરૂપે કાળો નાગ નાથીઓ,
મારીઓ મલ કંસજી. ૨૨
શામી કોરવ મારીને પાંઢવ તારેઆ,
પાંઢવે હેમે ગલાવેઆ હાડજી. ૨૩
રાજા જુજેસઠણુને સીર ભરણુ ભરાવીઆ
કરોડીઉં નવનો નિસતારજી. ૨૪
સો શાહા કીધા તે કરતવ પુછસે,
લેખો તે સાહેબજીને હાથજી. ૨૫
શામી ત્રણ જુગમાં એ આવીઆ,
નવમે તે રૂપ **નારાણુજી** ૨૬
શામી આજ કલમાં એ પરવરીઆ,
**દસમે** તે દીન દયાલજી. ૨૭
શામી આરભ દેશમાંએ અવતરીઆ,
**રામે** તે રૂપ **રેમાનજી**. ૨૮

સામી સરવે દઇત સંહારસે,
સેવકોના કરવા કાજજી. ૨૯

મારા વીરાને ઘેર વાધામણાં,
જે કોઇ ઓળખી આરાધે આજજી. ૩૦

હરી રંગ રંગે જે રંગીઆ,
તે તો પામીઆ મોખ્શ દિધારજી. ૩૧

તીઆં સભાતે મલસે સોભતી,
વરતાસે તે જેજેકારજી. ૩૨

તીઆં વિસવને વરદાન દેવા,
ચડે શાહા ત્રીભોવર શામજી. ૩૩

કીરોડીઉં પાંચે સાતે નવે જુજેસકણુ,
બારેતે શાહા નીજારજી. ૩૪

તીઆ અણુત કીરોડીઉં મલશે એકઠા,
મારા સાચાને સચા યારજી. ૩૫

પીરસધરધીન બોલેઆ વેનતી,
મારા સચા ને સચા યારજી. ૩૬

સો શાહા કીધા તે કરતવ પુછશે
લેખો તે સાહેબજીને હાથજી ૩૭

# હીન્દુ મુસ્લેમીન ઐક્યતા.

(ગીનાન પીર શમ્સ.)

એજી હમધીલ ખાલક, અલ્લાહ સોઇ વસેજી.
જેણે કાએમ કુધરત રચાઇ, =એભી અલ્લાહ. ૧.
એજી સુનભે મુલ્લા, =સુનભે કાજી.
સૃષ્ટી કેણે રચાઈ, =એભી અલ્લાહ. ૨.
એજી ઇસરે માટી માંહે, =સારી ધુનીઆં નીપાઇ.
ઇસમે કોણુ હીંધુ કોણુ મુસલમાન, =એભી અલ્લાહ. ૩.
એજી હિંદુ સોહીજે, અણુસઠ તીરથ જાવે.
મુસલમાન મસીતાં, =એભી અલ્લાહ. ૪.
એજી મેરે શાહાકું હિંદુ ન જાણે, મુસલમાન ન બુજે.
શાહા બેઠા નીરંજન હોઇ, =એભી અલ્લાહ. ૫

એજી મન મેરા મુસલ્લા, અલ્લાહુ મેરા કાજી.
કાયા હુમેરી મિસીતાં, =એભી અલ્લાહુ. ૬.
એજી અંધર બયઠમેં, નીમાઝ ગુજારૂં.
મુરખ કયા જાને તાએત હુમારી, =એભી અલ્લાહુ ૭
એજી આવે તો રોજી, નહી તો રોજા.
એસા એસા ધ્યાન મેરે સાહેબજી સુંધરના એભી અલ્લાહુ ૮
એજી મોમન સોઇ, જો સભ મરમજ જાણે.
એલમ રાહા સર ચલણાં, =એભી અલ્લાહુ. ૯.
એજી ગીઆન ધીઆન માંહે, સરવે સુધ પાઇ.
ખોજ ખોજ કર મીલનાં, =એભી અલ્લાહુ. ૧૦.
એજી બોલેઆ "પીરશમસ" સુણો મોરા ભાઇ.
પીર વિના પાર કીઉં તરણાં, =એભી અલ્લાહુ. ૧૧

# આત્મ—દર્શન.

( પીર-સદરદીન. )

સખી મહાપદ કેરી વાત, કોઇક જાણેરે.
જેને સતગુર મીલીઆ સાર, સોહી પીછાણેરે. ૧.
સખી "**નાભ-કમળ**" ગટમાંહે, કે સોહંગ ઉઠેરે.
તીઆં જાપ જપેછે હંસ, તાર ન ત્રુટેરે ૨.
સખી **ઇંગલા પીંગલા** સાર, **સુખમના** નાડીરે.
તીઆં ચંદ્ર સુરજ મલી બે, કે મનછા મારીરે. ૩.
સખી ત્રીવેણી ગટમાંહે, કે અખંઢ જોતીરે.
તીઆં ઝગમગ ઝગમગ થાએ, કે વરસે છે મોતીરે. ૪.
સખી "**વંકનાળ**" મુકામ, સાચો કહીએરે.
તીઆં **નીરત સુરત** મીલીબે, કે પરચો લહીએરે. ૫.
સખી એટલાં સરવે નીસાન, મેલીઆ નીચારે.
ભાઇ તેથી ઉંચોરે દેસ, કે ચડવા ઉંચારે. ૬.

સખી 'પાઊ કોસ"પરધામ, કે નીશાન ધારીરે
તીઆં ધરી સુરતનું ધીઆન, શ્વાસો મારીરે. ૭.
સખી સઘલાં રોમે રોમ, લાગા જપવારે.
તારે સઘલા તે ગટના ચોર, લાગા છિપવારે ૮.
સખી પિંડ તણી ખબર, સઘલી બીસરીરે.
જારે સુરતી ચડી બ્રરમંઢ, પુટી નીસરીરે. ૯.
સખી અરશકુરશના કોટ, જોઈઆ નીરખીરે.
એવા સપુત દીપ નવખંઢ, જોઈબા પરખીરે ૧૦.
સખી **વેદ કીતાબ**ની માંહે, એ ગમ નાંહીંરે
તીઆં નહી દિવસ નહિ રાત, કે ધુપ ન છાંઇરે ૧૧.
સખી કેવા સરીખો નથી, કે મારો સ્વામીરે.
એતો જોયા સરીખો છે, **અલખઅનામી**રે ૧૨.
સખી **અલખ! અનામી** સાહેબ ! ! લાગાં મીઠાંરે
ભણે પીર "સધરદીન" શામ, મે નજરે સુ દીઠાંરે. ૧૩.

# ૧ ગીનાન. [ વેદાંત. ]

## ( ગુર પીર-હસનકબીરદીન. )



અભધુ! જુગત જોલ સંતોખ પાત્ર કરો, અને દંઢા કરો બિચાર
ખમેયા હયાકી ધોએ મુદ્રા પહેનો, ગીનાન કરજો આહાર;
અભધુ! તે જોગી જુગમાંહી જાકો, મન ધુજારે નાંહી-અબધુ. ૧

અભધુ! ગુર મેરા ગીનાન વેરાગ કી ઈંદ્રી, સંગમ કરો ભભુતા,
સાચ ધરમ સાચ કરી ધીઆવો તો, જોગી હુએ અબધુતા;
અભધુ તે જોગી જુગમાંહી. ૨.

અભધુ!ચાંદોસુરજ ધોએ રોકી રાખો અને,મન ચીંત ધરો એસ દંઢી
સુખમણા તંતી વાજણુ લાગી, એ ભેદ કીસેજ ખંઢી;
અભધુ તે જોગી જુગમાંહી. ૩.

અભધુ! સભ અવગુણ તજો ત્રિવેણીનાઓ, અનહધ નાદ ભજાએ
કહે પીર "હસન કબીરદીન" જીવત મરીએ,તો અવરથ જનમના
પાઓ અભધુ તે જોગી જુગમાંહી. ૪.

* * * *

અભધુ! મન જીતે મન ઇચ્છા ફલ ઉપજે, અને તન જીતે ઉછરંગ;
હરદે જીતે આનંદ ઉપજે, ઇસ બીધ જોગ બચંધ
અબધુ ઇસ બીધ જોગ બચંધ. ૧

અભધુ! કામ ક્રોધ જભ જીતે જોગી, સત પવિત્ર તભ હોઇ;
ચિંત જીતે ચંદા હોવે નિરમલા, નિરમલ સાધુ સોઇ;
અબધુ નિરમલ સાધુ સોઇ. ૨.

અભધુ! રસના પુછંત કંથના અંબરત;અને ગીનાન પુરસ કું બીનંમ
આકાસ રાજા ઘેહેન સંગાસણ તો, આદ પુરસકું બી નંમ;
અબધુ આદ પુરસકું બીનંમ. ૩.

અભધુ! કાયા કામની મનછા દેવી, અને ચઇતન પુરસ અસથાનંમ;
કરોધ અહુંકાર કટક કા રાજા, તિસકા સુરત નીરત પરધાનંમ;
અભધુ સુરત નીરત પરધાનંમ. ૪.

અભધુ! નામ પાતાલ સિર ઉપર નીરમલા, કરમ પુરૂસ સીંગાસણએ
જો જોગ જુગત ધોઈ ભસત સાંઇઆ, તો કરણા કરણી કરતપ સારંમ
અભધુ કરણા કરણી કરતપ સારંમ ૫

અભધુ ! આસા મારો ચીંતા ઝારો, અને હું ખુધી કરો રસોઇ;
આસણ જીતો નિંદ્રા જીતો, કિરતાર કરે સો હોઈ;
અબધુ કિરતાર કરે સો હોઇ. ૬.

અભધુ! જો ગુર મલે તો અર્થ બતાવે, અને મેટે ચીંતકા સંસા;
જલ બીના કમલ ન ફુલે તાકું, મુરખ જાણે હંસા;
અભધુ મુરખ જાણે હંસા. ૭.

અભધુ! ગુરૂ મલે તો પર છે સાધુ, ગુર બીના બાહ ન પાવે;
ગીનાન મંડલમાં જલબલ દીવો દીસે, સો ગુરબીના હાથ ન આવે;
અભધુ ગુરબીના હાથ ન આવે. ૮.

અભધુ ! રેંણુ અંધેરી સાથી વેરી, અને અવઘડ ગાટ ગુધારા;
બીન અગુએ કયું મારગ પાવો, (તાકી) ચિંતા કરો સવેરા;
અભધુ ચિંતા કરો સવેરા. ૯.

અભધુ ! સતગુર પારસ સાધુ ત્રાંબા, ભેટે તો સોવન હોઈ;
જીઉં જલ મીને આપ પરકાસે, તીંઉ માંજે દરસન સોઇ;
અભધુ માંજે દરસન સોઈ. ૧૦.

અભધુ ! નિરમલ મિંઢી સત ગુરકા ધુઆરા, અને દયા પુરસકા વાસા;
હુરધે કુંભ પવન ઘટ સોધો, તો અલખ પુરૂસકી આશા;
અભધુ અલખ પુરૂસકી આશા. ૧૧.

અભધુ ! સંકટ ઘાટ અંધર લસ ઘાટી, જીયાં સુઇ મારગ ન પાવે;
તિઆં વાહુાના રથ સીંગાસણુ રાજા, તાસું નિત ઉઠ આવે જાવે;
અભધુ નિત ઉઠ આવે જાવે. ૧૨.

અભધુ ! બિરખ બીના પુલે પુલવાડી, અને બીનમુખ નાદ ભજાવે;
બિન રસના ગુણુ ગાવે હરકા; સો બીન પગ આવે જાવે;
અભધુ બીન પગ આવે જાવે. ૧૩.

અભધુ ! હુરધે ભેઠ ચેતન બંદગી, રાવલ હુએ મતવાલા;
ઇંગલા. પીંગલા. સુખમણુા દાસી, સત ગુરકી એસી બાલી,
અભધુ સત ગુરકી એસી બાલી. ૧૪.

અભધુ ! હીર પરછે તીઉં તનકું સોધો, અને કહેઆ ગુરૂકા કીજે;
મેગા બીજ મારગ જોવે, તીઉં હંસા ગવન કરીજે;
અભધુ હંસા ગવન કરીજે. ૧૫.

અભધુ! હંસ પુરસ જબ સનમુખ આવે, તબ કાયા નીરમલ હોવે;
કરે ધીઆન ભે અંગ ભભુતા, તો મધસુધ ન પાવે કોઇ;
અભધુ તો મધસુધ ન પાવે કોઇ. ૧૬.

અભધુ! નાદ બંધ ધોઇ ભછંમ ગુરૂકે, અને ચીંત સત ધોય સાથી;
નવસા પરછે ખેલ ગુરૂસું, ગીનાન ધીઆન ધોય હાથી;
અભધુ ગીનાન ધીઆન ધોઇ હાથી ૧૭.

અભધુ! જાગે સોજો રસમેં પાકે, અને સોયા તિને રસ ખોયા;
સોઈ પંથ ન કટે ગુસાંઇઆ, મુરખ ચા'વે સોયા;
અભધુ મુરખ ચા'વે સોયા. ૧૮.

અભધુ! ગટ માંહે રીધ સીધ હુએ, અને ગટ માંહે અનહદ ચાલા;
ગટ માંહે બાગ લગાયા ભાભુ, ગટ માંહે સિંચણહારા;
અભધુ ગટ માંહે સિંચણહારા. ૧૯.

અભધુ! ગટ માંહે નવખંડ પ્રોથમી, અને ગટ માંહે હુએ કેવલાસા
ગટ માંહે સાત સમુદ્રકા વાસા, ગુર ભીના જાય પીઆસા;
અભધુ ગુરૂભીના જાય પીઆસા. ૨૦.

અભધુ! ગુર વચને ગટ શોધન કરીજે, તો ગુરનર દરસન પાયા;
કહે પીર '**હસન કબીરધીન**' સુણો ગતીઉં લોકો, તેણે આવા
ગમણ છોડાયા;
અભધુ તેણે આવાગમણ છોડાયા. ૨૧.



# મૂર્ત્તિપૂજા નિષેધ.

પીર-શમ્સ તબ્રેઝ.

ગુરે ભુલેઆને મારગ બતાવેઆરે લોલ. ૧
સરવે ભીરામણોને ધરમજ આલેઆરે લોલ. ૨
તીયારે ધરમ લીઆ રાએ રાણીએરે લોલ. ૩
સરવે નગરની રઇઅત પીરાણીએરે લોલ. ૪
જતી જોગી એતે જોગને છોડીઆરે લોલ. ૫
રૂદે સત ધરમથી જોડીઆરે લોલ. ૬
આવી સન્યાસીએ સન્યાસપણા છોડેઆરે લોલ. ૭
રૂડા **સતપંથ** મારગમાંહે આવેઆરે લોલ. ૮
તીઆં વેરાગીએ વેરાગને છોડેઆરે લોલ. ૯
ચીંત **સતપંથ** મારગમાંહે જોડઆરે લોલ. ૧૦
સહુ પુજારે પુજાને મેલેઆરે લોલ. ૧૧
રંગ મારંગ માંહે રેલેઆરે લોલ. ૧૨
તીઆં સવાભાર ત્રાગડા તુટેઆરે લોલ. ૧૩
રદે સરવેને **નુર** આવી ઉડેઆરે લોલ. ૧૪
નાંખી ગરબી સમુદ્રમાંહે સાબધીરે લોલ. ૧૫
લીધી **સતપંથ** મારગની બોધેઆરે લોલ. ૧૬
**ગુર સમસ** મેહેર કરી બોલેઆરે લોલ. ૧૭
કુડા કુફરાનના તાળ સરવે ખોલઆરે લોલ. ૧૯

# નકલંકનું હિંદમાં—આગમન.



(સદરદીન.)

જીહો અરબદેશમાંહે હરી અવતરીયા,
સરી **નકલંકી** નામ ભણાયા. ૧
જીહો પાછમ થકી આપણો સામી રાજો આવશે,
તો સેતા રથ પલાના. ૨
જીહો સેતા ઘોડાને સેતા તેજી,
તો સેના તંબલ નિસાન. ૩
જીહો ઉંચ ગઢ મુલસતાન તખત રચસે,
તો બેઠસે ખીમા તાન. ૪
જીહો ભરમા કે ઘેર તમો દીયો દસ વંદ,
ને નઇ રાખો દુનીયાની કાન. ૫
જીહો દીઆ તમારા હજરત લીખીઆ,
તો પરતક સ્વામી દીવાન. ૬
જીહો ચોર સાહુકારકા હોવે નીવેડા,
તો પરતક આપ દીવાન. ૭
જીહો અમીએ મહારસ બોલીયા ગુરસોહોદેવ,
તો નર ચડસે નીરવાણ. ૮

# ઇમામમહેદીની—સનાત સનદ.

(સદરદીન.)

એજી કીરતા જુગેં ધુઆર ઉતર દીસે હુઆ
ત્રેતા જુગમેં પુરવે રચાયાજી;
હુઆપુર દખણુ અજકલ પછમ,
મએધી સાહેબ નામ ભણાએઆજી. ટેક.
આએઆ મઉલાનાં અલી ઇસલામ શાહા,
આએઆ મૌલાના સોરી ઇસલામ શાહા;
વારેકેરા પુરખ સીરેવો સીરી ઇસલામ શાહા,
મુમન તેજે બીરાંત ન લાવેજી,
ભાઇ તેજે બીરાંત છોડાવેજી. ૧
એજી કીરતા જુગે કુંજર દાન ત્રેતામે તેજી,
હુઆપુરમેં દેતા ગુરને ગાએજી;
અજકલ વારે અજાદાન રાચેઆ,
મુરખે વાચા ગમાઇજી.........આએઆ મૌલાના ૨
એજી હસપુર બગપુર સામપુરમે હુઅણા,
હેમપુરે તખત રચાયાજી,

કરોડ પંજ, સત, નવ, બારે સું મીલેઆ,
મીલી શાહજા દરશન પાએઆજી. આએ મૌલાના. ૩
એજી ધટ પુજો ને ધટ તીરથ નાઓ,
એણે ધટે બાલ સરવે આએઆજી,
એણે ધટે ભીરમાને એણે ધટે વીસનું,
એણે ધટે દેવમહેસર ભલે આએઆજી. આએ મૌલાના. ૪
એજી ભણે પીરસદરદીન સાહેબ તેરે શરણે,
અમે વીસનુ નારાયણ ભલે પાએઆજી;
લખચોરાસી સરજણહાર સુર તેત્રીસા,
સોઇ શાહા પરતક પાએઆજી. આએ મૌલાના. ૫



# બ્રહ્મ—પ્રકાશ.

સત શબદ હએ ગુર હમારા,
તાકો લખે ન ઓ સંસારા. ૧
સત શબદકા કરો વિચારા,
પીરસાહા કહોજી વારંમવારા. ૨
પરથમ ધીઆન રસના સું કીજે,
નીસધીન પીરશાહા પીરસાહ ભણીજે. ૩
તીન માસ રસના વીચ રહેઆ,
પીછેનામ બરંહમ સો કહેઆ. ૪
નામ લેત ભયા પ્રેમ પરકાશા,
તબ ઉપજેઆ મન વીસવાશા. ૫
કહો પીરેમ લખસકે સારે ભાઇ,
ગુપત ભેદ કહુ પરગટ બતાઇ. ૬
ગદ ગદ લહેરી પીરેમકી ઉઠે,
તાં વીચ સીરી સુખકી છુટે. ૭
હોત ગલ ગલી સુખમે અગાઇ,
તાં બીચ મનવા રહેઆ સમાઇ. ૮

ચલે ત્રટ જાંહાં પીરેમકી ધારા,
પીવત પીરેમ હોત મતવારા. ૯
છકીકર બકીઆ અનભેબાની,
દુર પોહોંચેકી એહી નીશાની. ૧૦
બરહમ સુખકી કાહા કહું વડાઇ,
મહીમા અધીક કહી નવ જાઇ. ૧૧
પોથી પુસ્તક વાંચી સુનાવે,
વા સુખકી ગતી વે નહીં પાવે. ૧૨
**જટા** જુઠ કાહાવે ભગવાના,
વે સુખ ઉનતે રહેઆ છાના. ૧૩
**જતી** રાખ મતા ખાલી રહેઆ,
વા સુખકા રંજ ભેદ ન લહેઆ. ૧૪
**જોગી** હોકે જુગતી ન પાઇ,
ઉનતે વે સુખ રહેઆ સમાઇ. ૧૫
**જંગમ** નીસદીન વીસવાસધીઆવે,
વા સુખકો કભહુ ન પાવે. ૧૬
**જીંદા** હોકર જદ નહી દરસે,
કહો વાલા સુખકો કએસે પરસે ૧૭
**અણુસઠ** તીરથ દેહ નવાઇ.
વે સુખકી વે ખબર ન પાઇ. ૧૮

ખટ, કરમ, ત્રીપણુ કરે આચારા,
વે સુખ ઉનતે રહેઆ નીઆરા. ૧૯
દુધાધારી, નાગા મુની,
વા સુખ પાંખે કાએઆ સુંની ૨૦
પથરા પુજે, ઘંટ બજાવે,
વા સુખકું સપને નહીં પાવે. ૨૧
ગાએ વજાડે તોડે તાના,
વા સુખકા વે મુલ ન જાના. ૨૨
બહુતા ધેખે બાંધે પોથા,
વા સુખ પાંખે રહે ગએઆ થાથા. ૨૩
સબ ગીનાની મીલ પઢી પઢી ફુલા,
વા સુખકા વએ મારગ ભુલા. ૨૪
જડી બુટી કરી દેહે જીવાવે,
વા સુખકું કુભહું ન પાવે. ૨૫
બહુતા કરીએ ઉખધ પાની,
વા સુખકી વે જુગતી ન જાની. ૨૬
બહુતા નાટક ચાટક કરીએ,
વા સુખ પાંખે પેટહી ભરીએ. ૨૭
જંત્ર મંત્રકા કરે પસારા,
વે સુખ ઉનતે રહેઆ નીઆરા. ૨૮

મંઢલી બાંધી મહંત કીલાયા,
વા સુખકા વે મતા ન પાએઆ. ૨૯
કોટી જગન અસવ મેઘ કરાવે,
વા સુખકા વએ ધામ ન પાવે. ૩૦
જીવત દેહ ખેહ વિચ દાટી,
વા સુખકી વએ ભુલા ઘાટી. ૩૧
નર સવાદી હોઇ કંદ ખણી ખાએઆ,
વા સુખકા વે સવાદ ન પાએઆ. ૩૨
ગુફા બનાઇ રહે ભું માંઇ,
વએભી એ સુખ પએઆ નાંહી. ૩૩
ઉરત ગીરથ ધોએ રાખે ગોટા,
વાં સુખ પાંખે સાધન ખોટા. ૩૪
કાશીમે જાઇ કરવત લીના,
વા સુખકું વએ રતી ન ચિના. ૩૫
જાઇ હેમાલે ગાલે ગુદા,
વા સુખ માંહે વે નહિ બુદા. ૩૬
જીવત દેહ અગનમાંહે જારી,
વા સુખકી બાતા ઉનોસે નિયારી. ૩૭
પડે સુર હોઇ ખંઢ વિખંઢા,
વે સુખ ઉનથી રહિયા ઉંડા. ૩૮

કીયા સુવાગી અરૂ કીયા સંસારા,
એક નામ ભજન બીન વએ સુખ નીયારા. ૩૯
અણુમિલીઆકી જુગતી બતાઇ,
અબ મિલીઆકી કહું સમજાઇ. ૪૦
**શિવ સનકાદીક** વે સુખ પાએઆ,
આવા ગમણ વોહ નહિ આએઆ. ૪૧
**સુખદેવ વ્યાસ** મીલે સુખમાંહી,
ફિર ચોરાસી આવે નાંહી. ૪૨
**ધ્રુવ, પેલાજ** વે સુખ મીલેઆ,
ચોરાસીકા બંધન ટલેઆ. ૪૩
દાસ **કબીર** ગુર **રામાનંદા**,
વા સુખકું મીલી કીયા આનંદા. ૪૪
વા સુખકું મીલી રહીયા **નામા**,
તાકા નીસચે સરેઆ કામા. ૪૫
**પીપા** ધના ઓર રોઇદાસ,
વા સુખકું મીલી કીયા વીલાસ. ૪૬
ઓર **"નાનકસાને"** પાએઆ,
એક નામ નીસચે કરી ધીઆયા. ૪૭
**વીસન સુરજન માધવદાસ**,
વા સુખ માંહે વએ કીયા વાસ. ૪૮

દાદુ રજબ પરસા ગીઆની,
વએ સુખસુ મીલીયા નીજ ધીયાની. ૪૯
રંકા વંકા કાલુ કુંભા,
વા સુખમાંહી વએભી હુઆ. ૫૦
કીતા ગટંતે સજના સૈના,
વા સુખમાંહી વએભી એના. ૫૧
અગર કીલજન તુલસી પાએઆ,
વએભી વા સુખમાંએ સમાયા. ૫૨
દાસ મોરાર મલુકા જંગી,
વએભી પાવા સુખકા સંગી. ૫૩
હરીદાસ બાજીંદ બીચારા,
વએભી મીલ ગયા સુખકી ધારા. ૫૪
વએ સુખ ઇસર તુંભરપાયા,
નામ લેત એક મનવા સમાયા. ૫૫
તતવવેતા ખોજી અરૂ તીયાગી,
વે સુખ સું મીલીયા બડ ભાગી. ૫૬
વા સુખ ગોરખ નીસચે પાયા,
જુગતી જાણી કરી જોગ કમાયા. ૫૭
ગોપીચંદ, ભરથરી ચોગી,
વએભી થાનએ સુખકા ભોગી. ૫૮

સુખસું મીલીવા જેતા કહીઆ,
અબી મીલીઆકા અંત ન લહીઆ. ૫૯
અસખ જુગ વિચનામહી ધીઆયા,
વએ સભહી સુખમાંહી સમાયા. ૬૦
અબ છે માસ ધીઆન હરધે રહીયા,
સુખમ એક નામ નીજ કહીયા. ૬૧
એક દીન અચંબા ભએઆ,
સહેજે ધીઆન નાભીકું ગયા. ૬૨
નામહી વીચ રહીઆ ના માસા,
ઓઇ ધીઆન ઓઇ સુખવીલાસા. ૬૩
પછમ દિસા હોઇ ચડે આકાસા,
જાઇ દેખીઆ અગમ તમાસા. ૬૪
બિના મેગ જાંહા અંભર ગાજે,
બિના મોહોલ જાંહા બેઠા છાજે. ૬૫
બિના બખલ જાંહા બરખેમેહા,
રહેત પુરખ જાંહા એક વણુદેહા. ૬૬
પ્રશ્ન–કેહી વિધા કરી અંભર ગાજે, ?
,, કેહી વિધા કરી બેઠા છાજે. ? ૬૭
,, કેહી વિધી કરી બરખે મેહા, ?
,, કેહી વિધા કરી રહેત પુરખવણુ દેહા. ? ૬૮

**જવાબ**–ગોર અનહદ અંભર ગાજે,
,, મન બેઠા ત્રીકુટીકે છાજે. ૬૯
,, જરમર વરસે સુખમના મેહા,
,, રહેત નીરીજન જાંહા વણુ દેહા. ૭૦
નહી તુર જાહાં હએબી તુરા,
નહી સુર તાંહા હએબી સુરા. ૭૧
નહી ગંગ જાંહા હએબી ગંગા,
નહી સંગ તાંહા હએબી સંગા. ૭૨
**સવાલ**–કહો કોન સો કહીએ તુરા,
,, કહો કોન સો કહીએ સુરા. ૭૩
,, કહો કોનકું કહીએ ગંગા,
,, કહો કોનકું કહાએ સંગા. ૭૪
**જવાબ**–અનહદ નાદ બાજે જાંહા તુરા,
,, તેજ પુંજ ઉગે જાંહા સુરા. ૭૫
,, ખલકત હએ જાંહાં સુખમના ગંગા,
,, સુરતી શબ્દ દોએ મીલી સંગા. ૭૬
કહો અરૂ લોકકે સારે ભાઇ,
વાંહાકી મહીમા કહી ન જાઇ. ૭૭
અખંડ શબ્દ ખંડત ન હોઇ,
નિસદીન રહત સુરતમેં સોઇ. ૭૮

અમર શબ્દ મરે નહી જાંહી,
રહી સુરતી તાંહા બીચ સમાઇ. ૭૯
અજર શબ્દ ધીઆન સું જરેઆ,
સહેજેહી કામ મુગતીકા સરેઆ. ૮૦
અખર શબ્દ કહુ નહી ખરેઆ,
મિલી કરી બ્રહંમ અખર હોઇ રહીઆ. ૮૧
શબ્દ અકાલ કાલ જાંહા નાંહી,
નિસદીન રહેત સુરતી તાંહા માંહી. ૮૨
શબ્દ અખંડ ધીઆન સું દેખા,
આવાગમનકી મટીયા લેખા. ૮૩
શબ્દ અલેખ જુગતસું લખીઆ,
જાંહા ફલ સુરતી મુગતીકા ચખેઆ. ૮૪
શબ્દ અડોલ ભવે નહી ડોલે,
શબ્દ અતોલ માંહી કોણુ તોલે. ૮૫
શબ્દ અપાર પાર કોણુ પાવે,
શબ્દ અથાથા નહી આવે. ૮૬
સુરતી શબ્દકા જાંહા હુએ વાસા,
જાંહાં નહી ધરણા નહી આકાસા. ૮૭
સુરતી શબદકી ઉન મુની લાગી,
જા જનમ મરણકી ખડબડ ભાગી. ૮૮

જાંહા ઈંગલા પીંગલા સુખમના નાડી,
લાગી શબદેસું ઉનકી તાળી. ૪૯
શબદકો દેખે દેહ સંજોગા,
સુરતી શબદકા લેખ ન જોગા. ૫૦
સુરતી શબદકી ગાઠી ગુલાઇ,
જીઉં જલમે જલ ધાઆ મીલાઇ. ૫૧
એક સમે અબ દેહી છુટે,
તોઇ સુરતી શબદકી ગાઠી ન ત્રુટે. ૫૨
શબદ નીરંજન નીરાકારા,
જીસને ફીર અજન નહી ધારા. ૫૩
જીસ અજંન ધારા નહિ કરતા,
કરતા સો અજંન નહી ધરતા. ૫૪
રે રંકાર કિરતાર હમારા,
જીસકા દિસે સકલ પસારા. ૫૫
સાહેબ સો સભહીસે મુગતા,
મીલા રહીઆ કોઇ જોગી જુગતા. ૫૬
અજંન માંહે નિરંજન દેખા,
બહુ ધરણેકા છુટા ભેખા. ૫૭
જા જરમર જરમર અભરત જરીહએ,
સુખમણા સુખમે ફીરીલા કરી હએ. ૫૮

સુખમણા સુખમે સુરતી સમાણી,
કહેત જાકી અનભે વાણી. ૯૯
ઉપરકા પરચા સબ કોઇ બુઝે,
બ્રહ્મ પરચાકી ભાત ન સુજે. ૧૦૦
બ્રહ્મ પરચાકી અનભએ કએસી,
ભેદી બીનાં ભેદ કોન લએસી. ૧૦૧
સુખસાગર જાંહાં સુભ રહી ભરેઆ.
તાંહ બીજ બ્રહ્મ ગરક હોઇ રહેઆ. ૧૦૨
નિજ મન નિજ પદમાં સમાવે,
તો ચોની સંકટ બહુરી નહી આવે. ૧૦૩
નિજ પદમેં દેખે નિજરૂપા,
સો જન જીવત મુગત સરૂપા. ૧૦૪
નિજ પદકી કીઆ કહુ મહીમા પરમા,
કુછ કહું તોલી મન સરમાં. ૧૦૫
સુજત આંખા તિને હારા પાએઆ,
અંધેકું એત બાર ન આએઆ. ૧૦૬
હીરા બંધાઆ ગંઠડી માંહી,
તો કીઆ ભયા અંધે માનેઆ નાંહી. ૧૦૭
બિના સુનીકા એ દેખી બતાઇ,
ભીન્ન ભીન્ન કરકે સમજાઇ. ૧૦૮

જેસેમેં પોંચેઆ તેસેમેં કહેઆ,
અણુપોચેઆ એતબાર ન રહેઆ. ૧૦૯
તીન લોક જે કોઇ ફીરી આવે,
એકનામ ભજે બિન મુગતી ન પાવે. ૧૧૦
સાહેબ નામ હએ મોહોસર નેડા,
ભવસાગર તરવેકા બેડા. ૧૧૧
જો કરસી કોએ કહેઆ હમારા,
તો તુંહી તુંહી કરસા એકહી ધારા. ૧૧૨
તુંહીતું સાહેબ નિસદીન કરસી,
તો ભવસાગર નીસચે કર તરસી. ૧૧૩
જે કોઈ સાહેબ નામ ધીઆવે,
તે હરીજન સાહેબકું પાવે. ૧૧૪
નામ રટે બીન જનમ ગમાવે,
સમરણ કરતાં સુફલ તન કહાવે. ૧૧૫
નામ રટત અભીમાન હટાએઆ,
તિન કાલ કરમકા ભએ મટાયા. ૧૧૬
સમરણ કરતા કરત જન સોહી,
નીચ હુતે અતી ઉતમ હોઇ. ૧૧૭
સત જુગ ત્રેતા દુઆપુરમાંહી,
ચોથે કલજુગ કહુ મેરે ભાઈ. ૧૧૮

છુટે છુટત ભેગે જેતે,
બીન અભીમાન ભજત હક તેતે. ૧૧૯
સાહેબજીકે નામ અનંતા,
નિંધા તજી ભજે સોહી સંતા. ૧૨૦
અગમ, નિગમ, પુરાણુા, કુરાના,
સાહેબ મહીમા ભાખત નાના. ૧૨૧
અપની કુધરત આપ પિછાને,
હકકી હીકમત ઓર ન જાણે. ૧૨૨
ખણુમાંહે ભરમંઢ જમાવે,
ખણુમાંહે પુની સકલ સમાવે. ૧૨૩
હકકી હીકમત લીખી ન જાઇ,
સુનો હો મોમન મેરા ભાઇ. ૧૨૪
અવરહી સેંસા સરવ સમાવે,
ઓર અંતર નિજ નામ ડેરાવે. ૨૫૧
તાતે અવર વિચાર ન કીજે,
જેસે તેસે નિજ નામજ લીજે. ૧૨૬
નામ લેતે નામીકું પાવે,
આપા મેટ નિજ આપ સમાવે. ૧૨૭
નિજ આપા સો વે આપકી ધરેઆ,
પિંઢ ભરમંઢ ચરાચર ભરેઆ. ૧૨૮

ત્તા નિરગુણકે ગુણહી અનેકા,
સમજી દેખો એકતે એકા. ૧૨૯
**હક અરૂપી રૂપ હોઇ આવે,**
**સો હરીજન મોમન મન ભાવે.** ૧૩૦
અનત કલપ જુગ વિત આગે,
તિસમે છુટે જીવ સોજો નિંદમેં જાગે. ૧૩૧
તિનકી ખાસીઅત કીતની ગાવે,
કહત કહત પાર નહીં આવે. ૧૩૨
**સતજુગમેં** ચતુર રૂપ લીને,
ચતુર ભગત ચીને ઓલખ્યા પરવીને. ૧૩૩
પાંચ ક્રોટી **પ્રેલાજ** સુખદાઇ,
સુનો હો મોમન મેરે ભાઇ. ૧૩૪
ત્રેતામેં તીન રૂપ ધરાએઆ,
હરીચંદ્ર સાતે સોંહી પદ પાએઆ. ૧૩૬
**દુઆપુરમાંએ** દોએ અલખ લીખાવે,
નવ કોટીસું **પાંઠવ** પાવે. ૧૩૬
**કલજુગમેં નકલંકી** ! સરૂપા,
સબ જીવનકે સાહેબ ભુપા. ૧૩૭
ખાલક ખેલ એકદિન કરહી,
કુડ કપટ સભ પાખંડ હરહી. ૧૩૮

મેહેદી ઇમામ જબ છત્ર ધરાવે,
દોઆદસ અનંત મોખ તબ પાવે. ૧૩૯
નિરગુણકે ગુન બોહોત હુએ ભારી,
આપે ખેલત ખેલ ખેલારી. ૧૪૦
**શમસ** દરીઆ દરીઆ શોધે,
ફકીરી વેસે બોહોત પરબોધે, ૧૪૧
જેસે જે કોઇ સમજહી પાવે,
તિનહીકું તેસે સમજાવે. ૧૪૨
ગુર **શમસ** એ ભેદ લિખાવે,
સાચે મોમન સાહેબકું ધીઆવે. ૧૪૩
હોએઆ હોએસી હોવણુ હારા,
ગુર નરકું પુજે સકલ સંસારા. ૧૪૪
તાંતે તિનકી કહી મેં ગાથા,
જે કોઇ રહેવે સાહેબકે સાથા. ૧૪૫
સો **અલીકા** દેખે સરવ બિલાસા,
જે કોઇ **ખોજે** બ્રહ્મ ધિઆને પરકાસા. ૧૪૬
તાકું ઉપજે દ્રઢ વિસવાસા,
કોઇ-કરે બ્રહ્મ ધિઆન અભીઆસા. ૧૪૭
સિખે વિચાર કરી ધીઆવે નામા,
સો મોમન પાવે બેહેસ્ત મુકામા. ૧૪૮

સત મારગકા સાર એ ભાઇ,
શમસ દરીઆ કહી સમજાઇ. ૧૪૯
ગુર નુર પુરે સબકી આસા,
જીને કયેઆ બ્રહંમ ધિઆન પરકાસ ૧૫૦

અથ સિરી બિરહંમ પરકાસ

સમાપ્ત.



# ખોજા ધર્મ શાસ્ત્ર

## નો

## ઉચ્ચ ઉદ્દેશ.

(પીર સદરદીન)

**હિન્દુ મુસલમાન** એકજ રાહા.
ભુલા સેર ન પાવે શાહા. ૧.
ગહી ગહી ગલીયા જાવે સહુ,
પુજે સુન્ન ને ભુલા બેહુ. ૨.
મુસલમાન મકકે મદિને જાવે સહી.
હાથે કુરાન પણ હક ન લહી. ૩.
હરામ ચાલે પુકારે હક.
મુરિદ પીરસુ ન લાવે ચીંત. ૪.
ગલા કાટે ને હયડા ખાએ.
કરે જીભેહા કોઇ બેહેસ્ત ન જાએ. ૫.
એમજ નેડા હોવે પેર.
તો કતલ કરાવે આપણે ઘેર. ૬.
હજ્જ નિમાજ રોજા કરે.
કુડી ક્રીયાએ કોઇ કામ ન સરે. ૭.
કાજી કલમા પડે કુરાન.
શીખ આપે સહુને પુરકાન. ૮.

મુલ્લાં મસિતે બાંગજ દેહ.
ભીતર સાહેબ નહીં લેહ. ૯.
તમે દુર મ દેખો અંતર વસે.
કાફર સાહ દોજખમાં જસે. ૧૦.
મુલ્લાં તે જે મુંસે આપ.
કરે જીકર ખુદાકા જાપ. ૧૧.
પડે કલમા દિલ રાખે પાક.
નમી ચાલે જેમ થઈ રહે ખાક. ૧૨.
હલાલ ખાએ ને ચાલે હક.
ભજી રહે જેમ એક અલક. ૧૩.
ગીનાન જલમાં ગુસલજ કરે.
સોલ કલામાં રોજા ધરે. ૧૪.
અરધું અંગ મસીતજ કરે.
તેમાં રહી નીમાજજ પડે. ૧૫.
સુજીદા સાથે લાવે ધ્યાન.
સાચા સોહી મુસલમાન. ૧૬.
જીવતા મરે ને મુઆ તરે.
હક પાક તે અજરેઓ જરે. ૧૭.
અહુંરાતા સહી લેવે નામ.
કહે ગુર સોહોદેવ સાચા સોહી મુસલમાન. ૧૮.
હિન્દુ વિસનવને દેવજ કહે.
પુજે સુન પરતક નહી લહે. ૧૯.

દેવ ક્રીયાની નહી જાણે વાટ.
નગર ભલા પણ ઉજડ ઘાટ. ૨૦.

વણજ કરી ન જાણે વાણ,
તે જીવ ન છુટે ચારેહી ખાણુ ૨૧.

દુનીયા માંહે બહુ કીધી દોડ.
જુગા જુગ આવેઓ ન પડેઓ જોડ. ૨૨.
કરે પુકાર ને હાજર હરી.
માનખા દેહી ન આવે ફરી. ૨૩.
કોલ કાયમ જીસું બાંધેઆ.
દીધી વાચા વીસારી ગયા. ૨૪.
કામ ક્રોધી અહંકારી થયા.
દુનીયા લોભે વીસારી ગયા. ૨૫.
હિન્દુ મુસલમાન ન બુજે કોએ.
સાથે આવશે સાથી હોએ. ૨૬.
પુરણ પુન્ન તો આવે સાથ.
જો દીજે સતગુર કે હાથ. ૨૭.
સતગુર જુગમાં કહાવે ઘણા.
તેથી મોખ ન પામે જીવ આપણા ૨૮.
તે ચરણ ધોઇને ચરણામત પાએ.
તે ગુર આખર પરલે થાએ. ૨૯.
સતગુર તે જે જીવના જોતી.
જેમ જલ ઉંડા સાહેરમાં મોતી. ૩૦
એવા ગુર તો જુગમાંહે એક.
માણસરૂપે નર આપે અલખ. ૩૧.

## લાયબ્રેરીમાં રાખવા લાયક પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| આગાખાની ખુદાઈનો ઝળકાટ ... ... | ૧—૦—૦ |
| આફતાબે હકીકત... ... ... ... | ૦—૮—૦ |
| આલમોતનો ચોદઘો ... ... ... | ૦—૮—૦ |
| ફાઇમાઇ ખીલાફત ... ... ... | ૦—૮—૦ |
| ખુલ્લી ચીઠીનું ભોપાળું ... ... ... | ૦—૮—૦ |
| કાબા તીમીર ભાસ્કર ... ... ... | ૦—૮—૦ |
| હાજર ઇમામની હિદાયત ... ... ... | ૦—૪—૦ |
| આગાખાન (ઇંગ્લીશ) ... ... ... | ૦—૪—૦ |
| હકીકતી ઇસ્લામી આયનો... ... ... | ૦—૨—૦ |
| ઇસ્લામી ઐકયતા ... ... ... ... | ૦—૨—૦ |
| અમર ફરમાન ઉપર ઉમ્મતની દ્રઢતા ... | ૦—૨—૦ |
| નુરે હકીકત ... ... ... ... | ૦—૧—૦ |
| આર્ય પ્રકાશની ઉદ્ધતાઇ ... ... ... | ૦—૧—૦ |
| કાબાનું ઠેકાણે આવેલું ભેજું ... ... | ૦—૧—૦ |

### છપાતા પુસ્તકો.

આદમથી અલી

અરેબીઆ અને ઇમામત

આગાખાન (ગુજરાતીમાં)

લખોઃ-**ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ.**

નીશાનપાડા રોડ, **મુંબઇ.** ૯.

# ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળના જથુકના ગ્રાહકો થઇ ઉત્તેજન આપનારા સદ્ગૃહસ્થોના નામની યાદી.

## મુંબઇના ગ્રાહકો.

| નંગ | નામ. |
|---|---|
| ૨૫ | મુખી લાલજીભાઇ દેવરાજ |
| ૨૫ | શેઠ હાજીમહમદભાઇ રહેમતુલ્લા જૈનલાબદીન |
| ૨૫ | ,, મીઠા એન્ડ કુ૦ |
| ૧૦ | ,, સાલેમહમદભાઇ પદમસીની કુ૦ |
| ૫ | ,, જાફરભાઇ શેરમહમદ |
| ૫ | ,, પીરમહમદભાઇ હાસમ કરાંચીવાળા |
| ૫ | ,, પુંજાભાઇ જસરાજ મુખી |
| ૫ | ,, વસનજીભાઇ બાબુલની કુ૦ |
| ૫ | ,, કાસમભાઇ હાસમ મેવાવાળા |
| ૫ | મરહુમ શેઠ રેહમતુલ્લાભાઇ લાલજી દેવરાજ |
| ૫ | શેઠ જીવરાજભાઇ આસર |
| ૫ | ,, વલીમહામદભાઇ લાડક મુખી |
| ૫ | શેઠ રેહમતલ્લાભાઇ અલીભાઇ વારસ |
| ૫ | ,, ઇસમાલભાઇ વીરજી માધાણી |
| ૫ | ,, ઇસમાલભાઇ લાલજી બુટવાળા |
| ૫ | ,, મહામદહુસેનભાઇ સુમાર શીવજી |
| ૫ | ,, એમ. ગુલામહુસેનભાઇ અલીદીના જંગબારવાળા |
| ૫ | શેઠ મુરાદઅલીભાઇ ગુલામહુસેન નગીનાવાળા |
| ૫ | ધી વિધા વિનોદ કલબ |
| ૫ | બાઇ મોંઘીબાઇ જાફર |
| ૪ | શેઠ કરમાલીભાઇ કલ્યાણ |
| ૩ | ,, અલીમામદભાઇ ગુલામહુસેન ચણાકુરમરાવાળા |
| ૨ | ,, આમદભાઇ સાલેમહામદ મીસ્ત્રી |

૨ શેઠ કાસમઅલીભાઇ મનજી નથુ
૨ ,, અલીભાઇ મહામદ
૨ ,, નુરમહામદભાઇ અલીમહામદ રંગવાળા
૨ ,, કરીમભાઇ ભીમજી પુંજા
૨ ,, ગુલામહુસેનભાઇ બંદાલી સોમજી
૨ ,, જાફરભાઇ મેરાલી
૨ ,, વીરજીભાઇ વેલમાહમદ
૨ ,, અબદલ્લાભાઇ મહામદ
૨ ,, નવરોજઅલીભાઇ હીરજી પલમ્બર
૨ ,, ફાજલભાઇ લધા
૨ ,, કાદરહુસેનભાઇ મેરાલી મનજી
૨ ,, હુસેનભાઇ હેરજી વાલજી સુતરવાળા
૨ ,, જાનમહામદભાઇ અલીભાઇ ચામડાવાળા
૨ ,, હાજીમહામદભાઇ ફાજલ
૨ ,, ચતુરભાઇ સરીફ
૧ ,, ગુલામઅલીભાઇ વરીંદ મુખી
૧ ,, હુસેનભાઇ મુસા

૧ શેઠ મહામદભાઇ વલી નાઝર
૧ ,, પીરમહામદભાઇ વીરજી હાજીયાણી
૧ ,, હુસેનઅલીભાઇ પીરભાઇ
૧ ,, ધરમશીભાઇ પુંજા રછવાલા
૧ ,, રજબઅલીભાઇ કાનજી મુખી
૧ ,, હાજીદભાઇ કાનજી ચણાકુરમરાવાળા
૧ ,, અબદુલમહામદભાઇ અલારખીયા
૧ ,, પીરભાઇ નથુ
૧ ,, હબીબભાઈ લધા કામડીયા
૧ ,, ગુલામહુસેનભાઇ હબીબની કુ૦
૧ ,, હુસેનભાઇ નેણસી પીરભાઇ
૧ ,, જુમાભાઇ સોમજી
૧ ,, ધારશીભાઇ અબુ સાદવાલા
૧ ,, જીવરાજભાઇ અલાદીન પાંઉવાળા
૧ ,, ગુલામહુસેનભાઇ વીરજી
૧ ,, બાગુલભાઈ જાનમહામદ
૧ ,, અલીભાઇ રવજી ઘીવાળા

૧ શેઠ મેહરઅલીભાઇ લાલજી
૧ ,, જુમાભાઇ મહામદ દમણીયા
૧ ,, કરમાલીભાઇ હીરજી
૧ ,, હાસમભાઇ નથુ ટોપીવાળા
૧ ,, આમદભાઇ રેહમતુલ્લા
૧ ,, રાશીદભાઇ આડત દેવજી
૧ ,, ખુશાલભાઇ મોતી
૧ ,, નુરમહામદભાઇ મનજી ટોપીવાળા
૧ ,, રહીમભાઇ અલીભાઇ થાણાવાળા
૧ ,, રજાનઅલીભાઇ કરીમ
૧ ,, રજબઅલીભાઇ ખીમજી
૧ ,, કરમાલીભાઇ રેહમતુલ્લા મુરાજ
૧ ,, હાજીભાઇ મુખી અજુ
૧ ,, કરીમભાઇ વીરજી મુખી
૧ ,, ઇદ્રીસભાઇ દાઉદ હાજી
૧ ,, રજબઅલીભાઇ માણેક જંગબારી
૧ ,, હસનઅલીભાઇ બચ્ચુ રાજન

૧ શેઠ ઇસમાલભાઇ મુરજી શરાફી
૧ ,, સુલેમાનભાઇ કાનજી
૧ ,, ભગત જેઠાભાઇ અલાના
૧ ,, હસનઅલીભાઇ હાજીમહામદ
૧ ,, નુરમહામદભાઇ જીવા
૧ ,, નથુભાઇ મહામદ મુખી
૧ ,, મહામદભાઇ નીઝાર
૧ ,, અલીમહામદભાઇ દોસાલ
૧ ,, ગુલામહુસેનભાઇ અલાદીન
૧ ,, હાજીમહામદભાઇ દાતુ
૧ ,, ઇબરામભાઇ શરીફ
૧ ,, અબદલાભાઇ જીવરાજ
૧ ,, નજરઅલીભાઇ શરીફ
૧ ,, એન. એચ. બખરી ઇનજીનીઅર
૧ ,, અલાદીનભાઇ ભાણજી ઘીવાળા
૧ ,, રેહમતુલ્લાભાઇ વાલજી
૧ ,, મહેરઅલીભાઇ જમાલ

૧ શેઠ ગુલામહુસેનભાઇ ભાણુજી
૧ ,, હાજીભાઇ ગુલામહુસેન લાકડાવાળા
૧ ,, કરમાલીભાઇ કચરા
૧ ,, હાસમભાઇ મહામદ
૧ ,, વલીમહામદભાઇ રાજપાલ
૧ ,, નુરમહામદભાઇ ઝવેર
૧ ,, અલીભાઇ અલાદીન મુખી
૧ ,, કરમાલીભાઇ દાઉદ ફાજલ દમણવાળા
૧ ,, હુસેનભાઇ જાફર ફાજલ દમણવાળા
૧ ,, કાસમઅલીભાઇ નાનજી
૧ ,, અબદલ્લાભાઇ રજબઅલી દમણીયા
૧ ,, હાજીભાઇ કરીમ કાગલવાળા
૧ ,, રમજાનઅલીભાઇ અલીભાઇ
૧ ,, અલીમહામદભાઇ જુમા કરાંચીવાળા
૧ ,, પ્રેમજીભાઇ ગીગા દેવાણી

## કરાંચીના ગ્રાહકો.

.૦૦ ધી યંગ ઇસમાઇલી વોલનટીયરો

૧૦ આલીજાંહ અલીદીનાભાઇ અલીમહામદ
૧૦ શેઠ રહીમભાઇ વારસ બસરીયા ફંડ
૧૦ ,, પી૦ અલાના બ્રધર્સ
૧૦ ,, બંદાઅલીભાઇ કાસમ
૧૦ ,, અલીદાદભાઇ મુખી મામુ
૧૦ ,, સાબાનભાઇ મોહીબ
૧૦ મુખી સાજનભાઇ દામાણી
૧૦ શેઠ ભુલાભાઇ ખીમાણી
૮ ,, સુલતાનભાઇ અબદુલહુસેન
૫ ,, મહામદભાઇ હાસમ ચાંદુઆણી
૫ ,, હુસેનભાઇ વારસ મહામદ રેમુ
૫ પ્રેસીડન્ટ દાતુભાઇ મુખી રમજાન
૫ આલીજાહ ગુલામહુસેનભાઇ વારસ વલીભાઇ
૫ વારસ ઇબરામભાઇ વલી
૫ મુખી રેહમતલ્લાભાઇ લુતફઅલી
૫ શેઠ વેલજીભાઇ અલારખીયા
૫ ,, અલારખીયાભાઇ અબદલ્લા

૫ શેઠ મેરાલીભાઇ ખીમાણી
૫ ,, બાનાભાઇ ભુલા ખીમાણી
૫ ,, જાફરભાઇ સાજન
૫ ,, પીરૂભાઇ વીસરામ
૫ ,, સીવજીભાઇ પ્રેમજી
૫ ,, રજબઅલીભાઇ લાડક
૫ ,, વાલજીભાઇ ખાકું
૫ ,, હાસમભાઇ સાજન
૫ ,, લાલજીભાઇ સીવજી
૫ ,, બંદાઅલીભાઇ મહામદ
૫ ,, લાડકભાઇ પુંજા
૫ ,, કા૦ ઉચભાઇ સાલુ
૫ ,, વલીમહામદભાઇ મુખી સાલુ
૫ ,, હશનભાઇ મુખી મામુ
૩ ,, મેહદી હસન એન્ડ કુ૦
૨ ,, અબદરસુલભાઇ સુલેમાન
૨ મીસનરી થાવરભાઇ ગુલામહુસેન

૨ શેઠ હબીબભાઇ ગાંગજી
૨ ,, અલુભાઇ મોલુ
૨ ,, જીવરાજભાઇ લધા
૨ ,, નુરમહામદભાઇ જુસબ
૨ ,, ફદુભાઇ ઉમેદઅલી
૨ ,, જીવરાજભાઇ હીરજી
૨ ,, મેરાલીભાઇ મહામદ
૨ ,, અલારખીયાભાઈ હાસમ
૨ ,, અલારખીયાભાઇ ઇસમાલ
૨ ,, અબદુલસકુર હાજીઅબદુલકાદર
૧ ,, અબદુલાભાઇ ભલેદીનાણી બાં. એ.
૧ ,, મોતીભાઇ જલ્લા માસ્તર
૧ ,, જાફરભાઇ એન્ડ કુ૦
૧ ,, જાનમહામદભાઇ ભાણજી
૧ ,, વેલજીભાઇ ગુલામહુસેન
૧ ,, કરીમભાઇ વા. ઇભરાહીમ
૧ ,, વલીભાઇ ફાજલ

૧ શેઠ અલ્લાદીનાભાઇ મુખી મામુ
૧ ,, ફઝુભાઇ પીરૂ ખાલકદીના
૧ ,, સમજાઅલીભાઇ મુખી રમજાન
૧ ,, ગુલામહુસેનભાઇ વરૂ
૧ ,, મુરાદઅલીભાઇ વલી
૧ ,, ફકીરમહામદભાઇ વલી
૧ ,, હુસેનભાઇ કરીમ
૧ ,, મહામદભાઇ જાફર કરમાલી
૧ ,, હુસેનભાઇ નુમાણી
૧ ,, કાસમભાઇ મુખી મહામદઅલી
૧ ,, મુરાદઅલીભાઇ દાતુ
૧ ,, આમદભાઈ પીરૂદીના
૧ ,, જુમાભાઇ શરીફ
૧ ,, ઇબરામભાઇ મહામદ
૧ ,, વાલજીભાઇ જસા
૧ ,, કરીમભાઇ વાલજી
૧ ,, જીવણભાઇ સોમજી

૧ શેઠ અલુભાઇ ગુલામ
૧ ,, અલીનુંભાઇ વલી
૧ ,, હાસમભાઇ ગુલુ
૧ ,, હુસેનભાઇ મોંઘા
૧ ,, આસરભાઇ અબદલ્લા
૧ ,, કાસમભાઇ ગુલામહુસેન
૧ ,, મહામદભાઇ ઇસમાલ
૧ ,, કારાભાઇ કરીમ
૧ ,, ઇસાભાઇ નુરૂ ભલુ
૧ ,, જાદવજી ખીમજી
૧ ,, ગુલામહુસેનભાઇ હરજી
૧ ,, અલીભાઈ ઇબરાહીબ
૧ ,, કેશવજીભાઇ જાનુ
૧ ,, કાસમભાઇ મહામદ તેજા
૧ ,, મહામદભાઇ અલીદીના વલી
૧ ,, ચાગલાભાઇ હુસેની
૧ ,, સીવજીભાઇ સુમાર

૧ શેઠ કે. ફધુઆણી
૧ ,, એફ. અલીદીના એન્ડ કું૦
૧ ,, અલારખીયા અલાદીન
૧ ,, ગુલામહુસેનભાઇ રેહમતુલ્લા
૧ ,, ખટાઉભાઇ અલારખીયા
૧ ,, કાનજીભાઇ મહામદ
૧ ,, બચુમીયાંભાઇ કરમાલી
૧ ,, હાસમભાઇ નાથા
૧ ,, જાફરભાઇ ભીમજી
૧ ,, હરજીભાઇ દેવરાજ

## રંગુન ( બરમા ) ના ગ્રાહકો

૨ શેઠ નાનજીભાઇ રતનશી
૨ ,, અબદલાભાઇ ફાજલ
૧ ,, વારસ જીવાભાઇ ભાણુજી
૧ ,, આલીજાહ અલીભાઇ માહમદ
૧ ,, કામડીયા માહમદભાઇ કુંવરજી
૧ ,, ,, ઇસમાલભાઇ હકીમજી

૧ શેઠ પ્રેસીડેન્ટ ચકુભાઇ માધવજી
૧ ,, વાઇસ પ્રેસીડેન્ટ મામદભાઇ જસરાજ
૧ ,, લાલજીભાઇ જીવા
૧ ,, કુંવરજીભાઇ કચરા
૧ ,, કાનજીભાઇ વસ્તા
૧ ,, અબદલાભાઇ મામદ
૧ ,, હાસમઅલીભાઇ થારાણી માસ્તર
૧ ,, મુમના જીવરાજભાઇ ઇબરાહીમ ભાણવડવાળા
૧ ,, રેમતલાભાઇ મામદ
૧ ,, સુમારભાઇ ઓધા
૧ ,, ગુલામહુશેનભાઇ મામદ
૧ ,, મગનભાઇ મામદ
૧ ,, રજબઅલીભાઇ ખાનમામદ
૧ ,, ગુલામહુશેનભાઇ નાનજી મુખી
૧ ,, ફઇજુલાભાઇ નાનજી
૧ ,, પીરભાઇ ગોવીંદજી મરચંટ

૧ શેઠ મહવજીભાઇ ઇસા
૧ ,, ઇસમાલભાઇ, શીવજી
૧ ,, આમદભાઇ મોલેદીના
૧ ,, જમાલભાઇ કાળા
૧ ,, ઇભરામભાઇ સજુ
૧ ,, શી૦ ઇ૦ ઇ૦ લાયબ્રેરી
૧ ,, ઇસમાલભાઇ ગોવા
૧ ,, કામડીયા અલીભાઇ હકીમજી

**જુદા જુદા ગામોના ગ્રાહકો.**

૫૦ શેઠ પી. અલાના બ્રધર્સ–બસરા
૧૦ ,, જાફરભાઇ લધા–કલકતા
૨ ,, મુસાભાઇ ઇસમાલ ખેરાજ કલકત્તા
૫ ,, જી. એચ. મુખી–કોટડા સાંગાણી
૪ ,, ઇસમાલભાઇ જાફર–કુરલા
૪ ,, લાલજીભાઇ ઓધા–નાગપુર
૨ ,, મેરાલીભાઇ પીરભાઇ–થાણા
૨ ,, હમીરભાઇ લાખા સીન્નફ–સીંધ

શે ગુલામ હુસેનભાઇ છગન–થાનરોડ
૨ ,, કામડીયા તેજાભાઇ ભીમજી–ગોંદીયા
૨ ,, ધરમસીભાઇ સામજી–ઓરમાડા
૨ ,, મુખી તાજરભાઇ મામદ પીરૂ–ગુઆધર
૨ ,, કામડીયા દાતુભાઇ મેરૂ— ,,
૧ ,, જાફરભાઇ દામજી—કારેપલી
૧ ,, રહેમતલાભાઇ નથુ છત્રીવાલા–પુના
૧ ,, જાફરભાઇ મામદ–સાતપાટી
૧ ,, મેરાલીભાઇ જાનમામદ–વેસાવા
૧ ,, ઇબરાહીમભાઇ વાલજી–આમગાંવ
૧ ,, રાસીદભાઇ કાનજી વેરસી–અલદીયા
૧ ,, શીયા ઇ૦ઇસમાઇલી લાયબ્રેરી–ખાખરડા
૧ ,, મુસાભાઇ જાનમામદ–નવસારી
૧ ,, ખાનમામદભાઇ વીરજી–રલોલ
૧ ,, જેનુલાબદીનભાઇ નુરદીન–પુના સીટી
૧ ,, કાસમભાઇ મામદ–વેસાવા
૧ ,, મોહનભાઇ ઓધા–રલોલ

૧ શેર ગુલામઅલીભાઇ કાળીદાસ ભોજાણી—ધોલેરા
૧ ,, ઇસુફઅલીભાઇ મેઘજી—ધોલેરા
૧ ,, કાસમભાઇ ગીગા—બસરા બસાર
૧ ,, મામદભાઇ જુમા—પ્રભાસપાટણ
૧ ,, નુરમામદભાઇ નાનજી—ફેદરા
૧ ,, સબ્જાલીભાઇ જાનમામદ—કલ્યાણી
૧ ,, મુરાદઅલીભાઈ હસનઅલી—ધારેશ્વર
૧ ,, હસનઅલીભાઇ મહમદઅલી લાયવાળા—સુરત
૧ ,, ઇભરામભાઇ રવજી—ઉના
૧ ,, સૈયદ બાવાસાહેબ અહમદઅલી—પીરાણા
૧ ,, માહદભાઇ નારણ—દેવગામ
૧ ,, હાસમભાઇ ઇબરાગની કું.—બેલગામ
૧ ,, નુરમામદભાઇ જીવા એન્ડ સન્સ—સોલાપુર
૧ ,, મામદભાઇ મેરાલી—અંજાર (કચ્છ)
૧ ,, મોહનલાલભાઇ મામદ—સોડલા

૧ શેઠ હશનભાઇ શરીફ—ભાવનગર
૧ ,, રેમતલાભાઈ મુલ્લા—કટંગી
૧ ,, સૈયદ નજુઅલી હેદરઅલી—પીરાણા
૧ ,, સૈયદ મીરૂમીયા નજરઅલી—પીરાણા
૧ ,, પી. મનજી પેથા—દેસલપુર
૧ ,, મુસાભાઇ અલારખીયા મંજલમંગવાણા
૧ ,, રેમતલાભાઇ મામદ—કરમરી
૧ ,, અબ્દુલહુશેનભાઇ જુમા—નાગભીડ
૧ ,, અલાદીનભાઇ બાપુ લથાણા
૧ ,, હુશેનભાઇ કરીમ— ,,
૧ ,, અલીભાઇ કાસમ—સીનુગરા
૧ ,, ગુરમાલીભાઇ ગુલામહુસેન—દમણ
૧ ,, જાફરભાઇ નજુ— ,,
૧ ,, જુમાભાઈ પીરભાઇ— ,,
૧ ,, કરીમભાઇ જીણા— ,,
૧ ,, દાઉદભાઇ જીણા— ,,
૧ ,, હુશેનભાઇ ખુદાબક્ષ—સુઆધર

૧ શેઠ વારસ મામદભાઇ રેમુ—ચારબાર

**આફ્રીકાના ગ્રાહકો.**

૩૦ શીયા ઇ. ઇસમાઇલી કાઉન્સીલ—મંજુંગા
૨૫ શેઠ હબીબભાઇ કલ્યાણ—કીલીન્ડોની
૨૫ „ મામદભાઇ વઇયાં ગાંગજી—કંપાલા
૨૫ „ હાસમભાઇ માવજી—જંગબાર
૧૫ „ હાસમભાઇ જમાલ—કીસુમુ
૧૦ „ અબ્દરસુલભાઇ સોમજી—ટાંગા
૧૦ „ હસનઅલીભાઇ ધરમસી—ભાગામોયા
૧૦ „ મેરાલીભાઇ લાલજી—મુંબાસા

૧૦ શેઠ કાનજીભાઇ નાનજી—ધારસલામ
૫ „ રાસીદભાઇ અલાદીન—છોલા
૫ „ પીરભાઈ ડોસા—ગોબીન
૫ „ અલીભાઇ હસનઅલી—ભાગામોયા
૫ „ જાદવજીભાઈ ધરમસી— „
૨ „ હુશેનભાઇ સચ્ચુ કચ્છ અંજારવાળા—ધારસલામ
૨ „ અલીભાઇ જીણા— „
૧ „ મહમદઅલીભાઇ ભજુ—જંગબાર
૧ „ હુસેનભાઇ સુલેમાન—મુંબાસા

**ઉપલા સદગ્રહસ્થોનો આ તકે સામટો આભાર માનવામાં આવે છે.**